# અર્પણ—પત્રિકા.

## પરમ વન્દનીય વડિલ બંધુ શ્રી રણ
## પુરોહિતના કરકમલમાં.

आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः।
माता पृथिव्या मूर्तिस्तु भ्राता स्वो मूर्तिरात्मनः ॥ मनु०

"આચાર્ય સાક્ષાત્ વેદની મૂર્તિ છે, પિતા પ્રજાપતિની મૂર્તિ છે, માતા પૃથ્વીની મૂર્તિ છે, અને ભાઈ પોતાની મૂર્તિરૂપ છે.

(મનુસ્મૃતિ ૨-૨૨૬)

આર્યધર્મમાં જ્યેષ્ઠો ભ્રાતા પિતુઃ સમઃ વડિલ ભાઇ પિતાને સ્થાને મનાય છે, છતાં ઇશ્વરકૃપા હોય તોજ સહોદર ભાઇઓમાં અન્યોન્ય પ્રેમભાવ જળવાઇ રહે છે. તેમાં મુખ્યત્વે પિતા તરફથી પુત્રોને મળેલું ધાર્મિક અને નૈતિક શિક્ષણ તથા હિતોપદેશ મૂળ કારણ હોય છે. આપના જ્યેષ્ઠબંધુત્વમાં પણ તેજ ભાવ જળવાઇ રહેલો છે.

પ્રાતઃસ્મરણીય પિતાજીના સ્વર્ગવાસ પછી આપ સાંસારિક વ્યવહારનાં અટપટાં કાર્યોમાં સન્માર્ગદર્શક બની અમારી જવાબદારીઓ પોતાને શિરે લઇ વડિલ બન્ધુ તરિકેની બધી ફરજ બજાવતા આવ્યા છો

આપના એવા અનેકાનેક ઉપકારોનુ સદા સ્મરણ રાખવા માટે અને આપની વ્યવહારદક્ષતા, કાર્યકુશળતા, કુટુમ્બવત્સલતા તથા સહિષ્ણુતાદિ અનેક ગુણોથી આકર્ષાઇને ધર્મપ્રેમથી પ્રસિદ્ધ કરેલ "શ્રીપ્રભાસક્ષેત્રનાં ગુપ્તપ્રયાગાદિ તીર્થોનું માહાત્મ્ય" એ નામનું આ પુસ્તક આપના કરકમલમાં મૂકતાં હું આજે મને અલ્પાંશે પણ કૃતાર્થ થયો સમજું છું.

આપનો કૃપાકાંક્ષી અનુજ બંધુ
રેવાશંકર.

## પ્રભાસ ક્ષેત્રનાં કેટલાંક સ્થળોનાં પૌરાણિક અને આધુનિક નામો

**પ્રભાસક્ષેત્ર**-ભાસ્કરક્ષેત્ર, સિદ્ધાશ્રમ-

**ઉજ્જતસ્થાન**-ઉજ્જનદુર્ગ, ઉના.

**મહોદય**-મોદેશ્વર (ઉના)

**મૂલચંડીશ**-મૂળચંડેશ્વર ન્હાના મહાદેવ (દેલવાડા પાસે).

**સંગમેશ્વર**-સુખનાથ કે મોટા મહાદેવ (દેલવાડા પાસે).

**ઋષિતોયા**-મચ્છુન્દ્રી નદી.

**દેવકુલ**-દેવસ્થલ-દેવલપુર-દેવલવાડા -દેલવાડા-દેવવાળું, નવાનગર ઈ.

**ચન્દ્રોદક**-પીમવોનું તલાવ દેલવાડાથી અગ્નિમાં. ૭ ગાઉ છેટે.

**ઋષિતીર્થ**-રખીયો (નવા બંદર પાસે સમુદ્રમાં).

**મરુદેવી**-મર્વદેવી-મર્યાદેવી-મરુની દેવી-મરુના દેવી (નવાબંદર પાસે).

**શાગરસ્થાન**-સીમર ગામ.

**દેવદારુવન**-૬૮ તીર્થોમાં દારુકાવન ૨૧ મું તીર્થ (દેલવાડા).

**મહાતીર્થ**-રામપાજ (દેલવાડા નદી કાંઠે).

**નમ્રહુર**-નાઘેર (૩૨ ગાઉમાં) પ્રદેશ.

**ઉજ્જત-સ્વામી**-ભાલચન્દ્ર-ભાભલ ગણેશ-(ઉના).

**કુબેરાશ્રમ**-કોબાનો આરો (દેલવાડા નદી કાંઠે).

**શક્તિદેવી**-શક્તનો આરો (મચ્છુન્દ્રી કાંઠે).

**સુન્દરી માતા**-સામુદ્રી માતા.

**દ્રોણેશ્વર**-દ્રોણીઆ મહાદેવ.

**તલસ્યામ**-તુલસ્યામ-તુલસીશ્યામ તપ્તોદકસ્વામી.

**સૌરાષ્ટ્ર**-સુરાષ્ટ્ર-સોરઠ-કાઠીયાવાડ

**ત્ર્યંકુમતી**-શીંગવડો નદી

**ગોમતી**-ગોમો નદી મૂલદ્વારકા

**રુદ્રગયા**-ચાંટવડપાસે રુદ્રેશ્વરનો

**દેવપત્તન**-શિવપત્તન-સોમપુર-નાથપત્તન-પ્રભાસપાટણ.

**જાલંધર દ્વીપ**-દ્વીપ-દીવબંદર.

**આદ્યપુષ્કર**-આદપોકાર કે પુષ્કરતી

**કુબેરનગર**-કોટિનગર-કોડીનાર

**વિષ્ણુગયા**-ચક્રતીર્થ (ધામળેજ.

**કનકનન્દા**-કનકેશ્વરી-કનકઆઈ કનકાઇ-સ્વર્ણનન્દા.

**કનકાવંતી**-કનકાચલપાસે કનકઘાગ

**મંગલપુર**-માંગરોળ.

**ગુપ્તપ્રયાગ**-સંગાલેશ્વરક્ષેત્ર, પ્રયાગરાજ.

**રન્નાદે દેવી**-સૂર્યસ્ત્રી-રાંદલ દેવી છાયા-સંજ્ઞા.

**તપ્તોદક કુંડ**-ઉન્હા પાણીના કુંડ (તુલસીશ્યામ).



દેલવાડાના રહીશ શા તાપીદાસ ફગ્ગનદાસ મહેતા તથા તેમની ચાર પુત્રીઓમા ખુરસી પર બેઠેલી મોટી ૧-ચિ બ્હેન શાન્તા, ઉભેલી ૨-ચિ. કાન્તા, તથા નીચે બેઠેલી ૩-ચિ. તારા તથા ૪-ચિ. મંજુલા



દેલવાડાના રહીશ શા કેસુરદાસ કરમનદાસ મહેતા તેમના ધર્મપત્ની
સૌ ભાગીરથી તથા શા નાથીદાસ કરમનદાસ મહેતાની પુત્રી ચિ તારા

## ૨૧. શા. કરસનદાસ પ્રાગજી મ્હેતા દેલવાડાવાળાના સુપુત્રો શ્રીમાન્ શા. કેસુરદાસ તથા શા. તાપીદાસનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.

કપોળવણિક જ્ઞાતિમાં મહેતા કુટુંબ પ્રથમથી અગ્રગણ્ય મનાતું આવ્યું છે. તેનો વિસ્તૃત ઇતિહાસ "કપોળકલ્પતરુ" નામના પુસ્તકમાં તેની વંશાવલીઓ સાથે આપવામાં આવ્યો છે. તેમાં કઇ સાલમાં કયા મૂળ પુરૂષ કયા ગામમાં આવ્યા તેની વિગત છે. તેમાં મૂળ પુરૂષથી ૮૨ મા મોનદાસ મ્હેતા થી પાંચમા (૮૬ મા) વંશજ વીરજી મહેતાએ દેલવાડામાં રૈણાક કરી એમ તેના ૫૭ મા પાને લખ્યું છે.

મહેતા કુટુંબ અનેક ગોત્રમાં જણાય છે. તેમાં દેલવાડા-કાઠીયાવાડમાં પેપડી મહેતાના કુટુંબમાં વૈષ્ણવધર્મપરાયણ કુટુંબવત્સલ શા. પ્રાગજી દેવકરણ મહેતા ઘણા સુખી હતા. તેમને ચાર પુત્રો થયા:—૧-કરસનદાસ, ૨-છગનલાલ, ૩-જેસીંગ, અને ૪ થા ત્રિભુવનદાસ અને પાંચમાં વાલી બહેન જેનાં લગ્ન ટીંબીમાં પરશોતમદાસ રવજી મહેતા જોડે થયાં હતાં

બીજા શા. છગનલાલ પ્રાગજીને ચાર પુત્રો:—૧-જમનાદાસ, ૨-માધવદાસ, ૩-હરિલાલ, ૪-શાન્તિલાલ તથા એક પુત્રી બહેન જીવકોર જેઓ બધાં મોટે ભાગે મુંબઇમાં રહે છે અને સુખી છે.

ત્રીજા સ્વ. જેસંગ પ્રાગજીને ૩ પુત્રો:—૧-પ્રભુદાસ, ૨-મોહનલાલ, ૩-ગોકુલદાસ અને ૪ થાં પુત્રી બ્હેન તરવેણી છે. આ ભાઇઓ હાલ સીકન્દરાબાદમાં સ્વતંત્ર વેપાર કરે છે અને સુખી છે.

ચોથા પુત્ર ત્રિભુવનદાસ નિર્વંશ હતા.

પ્રાગજી દેવકરણના પ્રથમ પુત્ર શા કરશનદાસનું લગ્ન સંવત્ ૧૯૪૪ માં જાફરાબાદના શેઠ શા. દુર્લભદાસ ધારસી વોરાની પુત્રી બાઇ પ્રેમબાઇ જોડે થયું હતું. આ પ્રેમબાઇના ભાઇ શા. જમનાદાસ દુર્લભદાસ વોરા શરીરે બહુ અશક્ત હોઇ હાલ તેમના ભાણેજ શા. કેસુરદાસ અને શા. તાપીદાસ જોડે મુંબઇમાં રહે છે અને ઇશ્વરપરાયણ રહી ધાર્મિક જીવન ગુજારી રહ્યા છે.

શા. કરસનદાસ પ્રાગજી પોતાનું લગ્ન થયા પછી પોતાના બધા ભાઈઓથી જુદા રહી દેલવાડામાં સ્વતંત્ર ધંધો કરતા હતા, અને સાધારણ સુખી હતા. તે પછી તેઓ સંવત્ ૧૯૫૧ ના વૈશાખ વદી ૧ ના દિને દેલવાડામાં સ્વર્ગવાસી થયા. આ વખતે શા. કેસુરદાસ - અઢી વર્ષના અને શા. તાપીદાસ ફક્ત સાત માસના હતા. એટલે કે તેમણે પિતૃસુખ મુદ્દલ ભોગવ્યું નથી એમ કહીએ તોપણ ચાલે. તેમનાં માતા ગં. સ્વ. પ્રેમબાઈ ઘણાં સુશીલ અને પતિભક્તિપરાયણ હતાં. પોતાના પતિ સ્વ. કરસનદાસ પ્રથમથી સાધારણ સ્થિતિમાં હતા અને નાની વયમાં તેઓ સ્વર્ગવાસી થયા અને તેમાં વળી બચ્ચાંઓ ન્હાનાં હતાં.

આવી કઠિન સ્થિતિમાં ગં. સ્વ. પ્રેમબાઇએ ઘણાં દુઃખો વઠી મોટી આશાએ બંને બાળકોને મોટા કરી દેલવાડામાં ભણાવ્યા. ભણવામાં બંને ભાઇઓનો અભ્યાસ ફક્ત ગુજરાતી ૪-૫ ચોપડીનો હોવા છતાં તેઓ આપબળથી અને સ્વયં બુદ્ધિથી આગળ વધ્યા. ઇશ્વર કૃપાથી બંને ભાઇઓને વરાવીને તેમનું માંડ સુખ ભોગવવાનો સમય આવ્યો ત્યાં તેઓ બીમાર પડયાં. તેમની છેલ્લી ઇચ્છા દેલવાડામાં દેહ પડે અને ગુપ્તપ્રયાગમાં અન્તિમ ક્રિયા થાય તો સારૂં, એવી હતી. એ શુભેચ્છા તનણે પોતાના સુપુત્રોને જણાવતાં તેમની અન્તિમ ઇચ્છા પૂર્ણ કરવા પોતાનાં માતાની શારીરિક સ્થિતિ ઘણી રોગગ્રસ્ત હોવા છતાં બંને ભાઇઓ તેમને સ્ટીમરમાં કેબીનમાં બેસાડી ફૂલની પેઠે દેલવાડે લઇ ગયા અને ત્યાં પૂગ્યા પછી બીજેજ દિવસે એટલે કે સંવત્ ૧૯૭૬ ના મહા વદી ૭ ને બુધવારે તેઓ દેવલોક પામ્યાં. તે પછી તેમનાં ગુપ્તપ્રયાગ-બેઠકમાં અંત્યેષ્ટિસંસ્કાર અને ઉત્તર-ક્રિયા કર્યાં તે પછી તેમના પુણ્યાર્થે બ્રહ્મભોજન અને જ્ઞાતિ-ભોજનાદિ કરી સ્વ. માતાની સેવાનો સંપૂર્ણ લાભ તેમણે લીધો. તે અગાઉ બંને ભાઇઓએ પોતાની ગં. સ્વ. માતાજીને સંવત્ ૧૯૭૫ માં શ્રીનાથજી વગેરે પવિત્ર સ્થળોની યાત્રા પણ કરાવી હતી. આ સંસારમાં 'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी-જનની અને જન્મભૂમિનું સુખ સ્વર્ગ કરતાં પણ વધુ શ્રેષ્ઠ છે.' પરન્તુ તેનું સુખ ભાગ્યયોગેજ લાંબો વખત મળે છે. આમ આ બંને ભાઇઓએ પોતાની

માતાની સારી રીતે સેવા કરી પોતાની પુત્ર તરીકેની ફરજ બજાવી. એમ એ સ્વ. માતાજીના શુભાશીર્વાદથી બંને માતૃભક્ત ભાઈઓ આજે સુખી છે. અને વેપારી વર્ગમાં પણ સારાં માન પ્રતિષ્ઠા ધરાવે છે, અને ઘરના વેપાર ધંધા સ્વતંત્રપણે ચલાવી રહ્યા છે આ બંને ભાઈઓમાં શા કેસુરદાસ મોટા છે. તેમનો જન્મ સંવત ૧૯૪૯ ના વૈશાખ માસમાં થયો છે. તેઓ પોતાની ૧૨ વર્ષની ઉમરે પહેલ વહેલા મુંબઈ આવ્યાં અને પોતાના પૂજ્ય કાકા શ્રી. શા. છગનલાલ પ્રાગજી મહેતા જોડે રહી મુંબઈના દવાવાળા શેઠ મનોરદાસ કાશીદાસને ત્યાં તેમણે એકાદ વર્ષ નોકરી કરી અને તે પછી ચકલામાં જે. એસ. પટેલ દવાવાળાને ત્યાં નોકરી કરી તે પછી તે નોકરી છોડી દઈને પોતે સંવત્ ૧૯૭૬ થી કે પી. મોતીલાલની કું. ના નામથી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો, જે હાલ ચાલુ હોઇ ઘણી સારી સ્થિતિમાં છે. દવાના વેપારીઓમાં પણ શા. કેસુરદાસ સારા પ્રમાણમાં માન પ્રતિષ્ઠા ધરાવે છે. તેમનું પ્રથમ લગ્ન સંવત્ ૧૯૭૨ માં માઘ વદી ૯ ના દિને જાફરાવાદમા શા. દુર્લભદાસ પ્રેમજીની પુત્રી અંબા જોડે થયું હતું. તે બાઈને કાંઇ સંતાન થયું ન હતું અને તે સ્ત્રીનો સંવત્ ૧૯૭૯ ના વૈશાખ સુદી ૧૫ ને સોમે દેલવાડામાં સ્વર્ગવાસ થયો. તે પછી શા. કેસુરદાસનું બીજું લગ્ન મહુવામાં શા. વનમાળીદાસ રણછોડદાસ મહેતાની પુત્રી કાશીબાઇ જોડે સંવત્ ૧૯૮૦ માં થયું. તે સ્ત્રી પણ સંવત્ ૧૯૮૧ ના વૈશાખ સુદી ૧ ને ગુરુએ

મહુવામાં સ્વર્ગવાસી થયાં. તે પછી શા કેસુરદાસનું ત્રીજુ લગ્ન અમરેલીમાં શા. હરગોવનદાસ હેમરાજ ગાંધીની પુત્રી **ભાગીરથી** જોડે સંવત્ ૧૯૮૨ ના માર્ગશીર્ષ સુદી ૫ ના દિને થયું જે હાલ હયાત છે

શા. કેસુરદાસનાં ત્રીજાં ધર્મપત્ની અ. સૌ. ભાગીરથી બહેન ઘણાં માયાળુ, દયાળુ અને ધાર્મિક વિચારવાળાં છે અને પોતાના દીયર શા. તાપીદાસનાં બચ્ચાંઓને પોતાનાંજ સંતાન છે એમ માની તેમની ઘણી કાળજીથી મ ભાળ રાખે છે અને પોતે ઇશ્વરભક્તિ અને પતિભક્તિ-પરાયણ રહી દેવસેવા, ધાર્મિક પુસ્તકોનું વાચન અને દેવદર્શનાદિ ધાર્મિક કાર્ય કર્યા કરે છે. શા કેસુરદાસથી બે વર્ષ ન્હાના શા તાપીદાસનો જન્મ સંવત્ ૧૯૫૧ ના કાર્તિક સુદી એકમે એટલે કે બેસતે વર્ષે થયો હતો તેમણે પણ દેલવાડામા ગુજરાતી ૪-૫ ચોપડીનો અભ્યાસ કરી સંવત્ ૧૯૬૪ માં પોતાની ૧૩ વર્ષની ઉમરે પ્રથમ મુંબઇ આવી શરૂઆતમાં મખમલના વેપારીને ત્યાં નોકરી કરી સારો અનુભવ લીધો, અને તે પછી રા. સદાશિવ રાજારામ દેશાઇ ટોપીવાલાને ત્યાં ૧૦ વર્ષ નોકરી રહી ત્યાં વેચાણનું કામ સારી રીતે કરતા હતા આમ ત્યા વિશેષ અનુભવ લઈને તેમનાથી રાજીખુશીથી છુટા થઈ શેઠ ફિદાઅલી અબદુલ રસુલ અત્તરવાલાની જોડે ભાગીદારીમા મખમલનો વેપાર તેમણે શરૂ કર્યો જેમા ઇશ્વર કૃપાથી તેઓ સારૂં કમાયા, પરંતુ તે પછી ભાગીદાર જોડે મતભેદ

થવાથી તે ભાગીદારીમાંથી છુટા થઇ લીલામ વગેરેનો સ્વતંત્ર ધંધો તેમણે કર્યો તે પછી તે ધંધો છોડીને પાછા તેમના જૂના શેઠ સદાશિવ રાજારામ દેશાઇને ત્યાં ૯ વર્ષ તેઓ નોકરીએ રહ્યા અને તે પછી તેઓએ સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છાથી ત્યાંથી છુટા થઇને મુંબઇના માધવબાગ પાંજરાપોળની સામે સંવત્ ૧૯૮૫ ના શ્રાવણ માસમાં 'મહેતાબ્રધર્સ'ના નામે સ્વતંત્ર દુકાન કરી તેમાં ટોપી તથા હિન્દુઓનાં દેવદેવીઓની રંગીન છબીઓનો મોટો વેપાર તેઓ કરી રહ્યા છે અને ધંધો સારી રીતે ચાલતો હોઇ પોતે ઘણા સુખી હાલતમાં છે. તેમનું પ્રથમ લગ્ન નાગેશ્રીમાં શા. ખોડીદાસ નાગજીની પુત્રી તાપીબાઇ જોડે સંવત્ ૧૯૭૪ ના માહમાસમાં થયું હતું તે સ્ત્રીનો સંવત્‌૧૯૭૮ ના માર્ગશીર્ષ વદી ૮ ના દિને દેલવાડામાં સ્વર્ગવાસ થયો હતો. તે પછી શા. તાપીદાસનું બીજું લગ્ન ઉમેજમાં શા. કનકદાસ મકનદાસ મહેતાની પુત્રી શિવકોર જોડે સંવત્ ૧૯૭૯ ના વૈશાખ સુદ ૧૫ ના દિને થયું. તે સ્ત્રીથી શા. તાપીદાસને ચાર કન્યાઓ થઇ જે હાલ હયાત છે. તેમનાં નામો:-૧-ચિ. શાન્તા, ૨-ચિ. કાન્તા, ૩-ચિ. તારા અને ૪ થી ચિ. બેન મંજુલા છે. આ કન્યાઓનાં માતા અ. સૌ. શિવકોર સંવત્ ૧૯૯૦ના ચૈત્ર વદી અમાસે મુંબઇમાં સ્વર્ગવાસી થયાં. તે પછીથી શા. તાપીદાસે ફરીને ત્રીજું લગ્ન કર્યું નથી, અને તેઓ પોતાના ધંધામાં ધ્યાન આપવા ઉપરાંત તેમાંથી થોડોક સમય પ્રભુભક્તિ દેવદર્શનાદિ કરી ધાર્મિક જીવન ગુજારી રહ્યા છે.

શાહ કેસુરદાસ અને શા તાપીદાસનો સ્વતંત્ર વેપાર જુદો હોવા છતાં બંને ભાઇઓમાં સંપ સારો હોવાથી પ્રથમથીજ બંને ભાઇઓ સંપસલાહથી સાથે રહે છે. બંને ભાઇઓને પ્રથમથીજ પોતાનાં માતા પિતા તરફ પૂજ્યભાવ હોવાથી તેમના પુણ્યાર્થે સંવત્ ૧૯૮૬ ના ચૈત્ર માસમાં સહકુટુંબ નાસિક પંચવટીમાં જઇ ત્યાં દેલવાડાના રહીશ જોશી શ્રીમહાશંકર મોરારજી પાસે સારો અર્થ કરી શ્રીમદ્ભાગવતની સપ્તાહ પારાયણ તેમણે કરાવી હતી. તે સિવાય બંને ભાઇઓએ સકુટુંબ અનેકવાર તીર્થયાત્રાઓ કરીને પણ પોતાના દેહનું સાર્થકય કર્યું છે

બંને ભાઇઓ સ્વભાવે મળતાવડા, દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને વડીલો તરફ પૂજ્યભાવવાળા છે, તેમજ વિવેકી, માયાલુ, શ્રદ્ધાલુ, સ્વધર્માભિમાની, પોતાને ત્યાં આવ્યા ગયેલાનું સન્માન કરનારા, શાન્તપ્રકૃતિના અને સેવાભાવી છે. નિરભિમાનતા, નમ્રતા, સાદાઇ, ધર્મપરાયણતા, નિખાલસતા, વિનય આદિ ગુણો બંને ભાઇઓમાં સ્વભાવથીજ જોવામાં આવે છે.

બંને ભાઈઓ ઉદાર હોવાથી પોતાના કુટુંબીજનોને અને બીજાઓને પણ સમય આવે ગુપ્ત રીતે મદદ કરતા રહે છે. ઘરમાં પણ દેવસેવા રાખી ધાર્મિક નિત્ય નિયમમાં તત્પર રહી પ્રભુભક્તિ કરે છે, તેમજ અનેક પ્રસંગે વિદ્વાન્ બ્રાહ્મણો દ્વારા ધાર્મિક સારાં કાર્યો કરતા રહી પોતાની

મેળવેલી દૈવી સંપત્તિનો જપ, પૂજા, કથા તથા તીર્થ-યાત્રાદિમાં સદુપયોગ કર્યા કરે છે

આ "ગુપ્તપ્રયાગાદિ તીર્થોનું માહાત્મ્ય"એ નામનું પુસ્તક છપાવવા જો હું તત્પર થયો હોઉં તો તે ફક્ત આ ધર્મપ્રેમી સદ્ગૃહસ્થ બંને ભાઇઓનેજ આભારી છે. તેઓએ પોતાનાં પૂજ્ય માતા પિતાના પુણ્યાર્થે આ ધાર્મિક પુસ્તક છપાવવા માટે મોટી રકમની મદદ કરી છે તે માટે હું તેમને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે. પરમ કૃપાલુ પરમાત્મા તેનો સારો બદલો તેમને આપે અને તેમની પાસે આવાં અનેક ધર્મકાર્યો કરાવી હંમેશના માટે તેઓમાં ધર્મબુદ્ધિ રખાવે અને સકુટુંબ સુખી રાખે, એજ પ્રભુ પ્રત્યે મ્હારી નમ્ર પ્રાર્થના છે.

મારી ઘણી ઇચ્છા હોવા છતાં શા. કેસુરદાસ અને શા. તાપીદાસનાં માતા પિતામાંથી કોઇનો પણ ફોટો મળ્યો ન હોવાથી કેવળ એ બંને ભાઇઓનો કુટુંબ સાથેનો ફોટો-ચિત્ર આ પુસ્તકમાં મૂકી અને તેમનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર છાપીને સંતોષ માનું છું. ઇતિ શિવમ.

લિ. શુભચિન્તકઃ-

રેવાશંકર મેઘજી શાસ્ત્રી, દેલવાડાકર.

તા. ૧૪-૧૨-૪૦ મુ દેલવાડા-કાઠીયાવાડ.

હાલ અધ્યાપકઃ—શેઠ દેવીદાસ લલ્લુભાઇની સંસ્કૃત પાઠશાળા

૧૨૫ ગુલાલવાડી, મુંબઈ ૪



ડૈ. પુરોહિત મેઘજી હરજીવનના ૩ પુત્રો—૧—દયાશંકર, ૨—રેવાશંકર શાસ્ત્રી, ૩—રણછોડ. તથા
. તુલસી હરજીવનના પુત્ર જેરામ પુરોહિત દેલવાડા

ક પુરોહિત મેઘજી હરજીવન જ્યોતિર્વિદ (દેલવાડા)



જન્મ સ. ૧૯૦૭, મૃત્યુ સ ૧૯૭૯ આશો સુદી ૧૫
લે શાસ્ત્રી રેવાશંકર પુરોહિતના પિતાજી.

શ્રીહરિહરૌ વિજયેતેતરામ્

# પ્રસ્તાવના

પરમ દયાળુ પરમાત્માની અસીમ કૃપાથી "શ્રી પ્રભાસ-ક્ષેત્રનાં ગુપ્તપ્રયાગાદિ તીર્થોનું માહાત્મ્ય" નામનું આ સચિત્ર પુસ્તક વાંચક વર્ગની સમક્ષ મૂકતાં મને ઘણો આનંદ થાય છે. મુંબઇ જેવા પ્રવૃત્તિવાળા શહેરમાં રહી આવું પુસ્તક શોધ ખોળ કરી અનેક પુસ્તકો વાંચીને લખવું, પ્રસિદ્ધ કરવું ઇ. કાર્ય વિકટ હોય છે. આવું કાર્ય નિવૃત્તિપરાયણ મનુષ્યશીજ થઇ શકે છે. તેમ છતાં ઘણા વખતની શુભેચ્છા ઇશ્વર-કૃપાથી કેટલાંએ વર્ષના પરિશ્રમે આજે અલ્પાંશે પૂર્ણ થઇ છે.

શ્રીપ્રભાસક્ષેત્ર અને તેમાં આવેલાં ગુપ્તપ્રયાગ, પ્રાચી, ત્રિવેણી, સોમનાથ, સૂર્ય, શ્રીકૃષ્ણ, પંચસ્રોતા-સરસ્વતી, રુદ્રગયા આદિ તીર્થ, નદી અને દેવોનું માહાત્મ્યવર્ણન વેદ, સ્મૃતિ, પુરાણો તથા ઇતિહાસાદિનાં અસંખ્ય પુસ્તકોમાં ઓછા વધતા પ્રમાણમાં મળી આવે છે. જે લોકો પુરાણોને ઇ. સન પછીનાં બનેલાં માને છે તેમણે વેદાદિનાં ઘણાં પ્રમાણોથી લખેલો અને રાજકોટથી પ્રગટ થયેલ નાંદીપુરાણમાં છપાયેલો મારો "ઉપોદ્‌ઘાત" વાંચી જવો. જે વસ્તુ વેદમાં છે તેનો બ્રાહ્મણ, ગ્રંથ અને પુરાણાદિમાં વિસ્તાર છે અને તેનાથીજ આર્ય સંસ્કૃતિ અને ઇતિહાસની રક્ષા થતી રહી છે.

૧૮ મહાપુરાણોમાં સૌથી મોટું ૮૧૧૦૦ શ્લોકોનું ૧૩ મું મહાપુરાણ स्कन्दपुराण છે તેના ૭ ભાગોમાં ૧૨ હજાર શ્લોકોનો प्रभासखंड એ ૭ મો ભાગ છે, તેમાં પ્રભાસ, દ્વારકા, અર્બુદાચલ (આબુ), ગિરનાર વગેરે વિભાગોના માહાત્મ્યોનું સવિસ્તર વર્ણન છે.

"મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ" ના ૨૪૦ મા પાને લખ્યું છે કે" स्कन्दपुराण માં ૬૧૦૦૦ શ્લોકો છે, બીજે ઠે. લખ્યું છે કે "સ્કન્દપુ મા ૬ સંહિતા, ૫૦૦ ખંડ અને પાંચ લાખ શ્લોકો છે." પરન્તુ હાલમાં મળતાં કાશી, મુંબઇ, લખનઉ વગેરેમાં છપાયેલાં સ્કન્દપુરાણોમાં ૮૧૦૦૦ શ્લોકો મળી આવે છે, એથી તેનો મોટો ભાગ લુપ્ત થયો લાગે છે. ગમે તે હો તેમ છતાં આજે એવાં અનેકાનેક માહાત્મ્યો છપાયેલાં મળે છે કે જે છેલ્લાં ૧૦૦ વર્ષોમાં છપાયેલાં સ્કન્દપુરાણોમાં ન હોવા છતાં તે સ્કંદપુરાણાન્તર્ગત છે એમ જણાઇ આવે છે. તેથી સ્કંદપુ. કદાચ ૮૧૦૦૦ શ્લોકોથી વધુ સંખ્યામાં હોવું જોઇએ એવું અનુમાન થઈ શકે છે.

મારાં વાંચેલાં સ્કન્દપુરાણો નીચેને ઠે. છપાયેલ મળે છેઃ–

૧. સ્કંદપુ.ઽમૂલ શ્લોકો સાથે હિન્દી ટીકામાં છપાયેલું "લખનઉ" માં મળે છે.

૨. મુંબઇ–"ઇન્દુ–પ્રકાશ" પ્રેસમાં સ્કંદપુ. મરાઠી ભાષામાં સારરૂપે છપાયેલું મળે છે. :

૩. મુંબઇ–વેંકટેશ્વર પ્રેસમાં મૂળ શ્લોકોમાં છપાયેલું મળે છે.

૪. સ્કન્દપુરાણુના પ્રભાસખંડના સારરૂપે ગુજરાતી ભાષાન્તર ૭૦૦ પૃષ્ઠમાં જૂનાગઢમાં સંવત્ ૧૯૪૬ માં છપાયેલું મળે છે. તેના ભાષાન્તરકર્તા સ્વ. ગોરાભાઇ રામજી પાઠક હતા. આ સિવાય નારદપુરાણુમાં સ્કંદપુરાણુના તીર્થાદિની વિષયવાર અનુક્રમણિકા છપાઇ છે. નેપાલની લાયબ્રેરીમાં ઇ. સન ૭ મી સદીની લખેલી સ્કંદપુરાણુની પોથી છે. આ નેપાલ, પૂના, કાશી ઇ. માં છપાયેલ સ્કંદપુરાણુની પોથી મેં જોઇ નથી. આ સ્કંદપુ. ની પોથીઓમાં અને બીજાં અસંખ્ય ધાર્મિક અને ઐતિહાસિક પુસ્તકોમાં પ્રભાસાદિ તીર્થક્ષેત્રોનાં ઓછા વધતા પ્રમાણમાં પૌરાણિક અને ઐતિહાસિક દૃષ્ટિથી થયેલાં વર્ણનો મળી આવે છે. જેનું વર્ણન સંક્ષેપમાં તે તે પુસ્તકોનાં નામો સાથે આ પુસ્તકમાં ઘણે સ્થળે કર્યું છે.

દેલવાડાના સ્વ. જોશી હરિશંકર નાનાભાઇએ પણ ૨૬ પેજમાં "શ્રીગુપ્તપ્રયાગમાહાત્મ્ય" નામે એક પુસ્તિકા છપાવી છે. તેમાંથી પણ કોઇ કોઇ સ્થળે તેમના નામે આ પુસ્તકમાં ઉલ્લેખ કર્યો છે. આશરે સો ઉપરના પુસ્તકાદિના આ પુસ્તકમાં આધારો લીધા છે જેનાં નામો વિસ્તારના ભયથી લખ્યાં નથી જે આદ્યન્ત આ પુસ્તક વાંચતાં જાણી શકાશે

આ પુસ્તક કેવળ પૌરાણિક દૃષ્ટિથી લખાયેલું છે એમ માની તેનો સ્પર્શ કરતાં કોઇ મુખ મરડવાની ભૂલ ન કરે. આમા બનતાં સુધી વેદપુરાણાદિનાં પ્રમાણો સાથે શ્રદ્ધેય ઇતિહાસના ગ્રંથો, શિલાલેખો, તામ્રપત્ર, સરકારી રૂક્કાઓ, અને દંતકથાદિના આધારો ટાંકયા છે. જેમાં પ્રાચીન તીર્થ, કુંડ, નદી વગેરેનું તેમજ પૌરાણિક, ઐતિહાસિક અને આધુનિક કેટલાંક દેવળો, ધાર્મિકસ્થળો, નગર, ગામ વગેરેનું આદ્યન્ત વર્ણન લખવા કોશિષ કરી છે. અગાઉના સમયમાં આ ધાર્મિક-સ્થળો અને દેવાદિનાં વ્રત, યાત્રા, ઉત્સવ, તીર્થસ્નાન, પંચતીર્થી, પંચક્રોશીયાત્રા, સ્નાન, દાન, યજન, યાજન, દાનધર્માદિ કાર્યો સવિધિ થતાં અને આપણા પૂર્વજો આવાં સ્થળોમાં યજ્ઞયાગાદિ ધાર્મિક કાર્યો, ધર્મશાળા જીર્ણોદ્ધારાદિ કરતા અને તે તે દેવોનાં અને તીર્થસ્થળોનાં માહાત્મ્યની કથાદિનું શ્રવણ કરી ધાર્મિક ભાવ જાગૃત રાખતા અને પોતાનાં સન્તાનોમાં પણ તેના ઉત્તમ સંસ્કારો રેડતા. આજકાલ એ ધાર્મિક ભાવ પ્રતિદિન ઓછો થતો જાય છે તેનું મુખ્ય કારણ મ્હારી સમજ પ્રમાણે આધુનિક શાળા, પાઠશાલા, મંદિરો અને ઘરોમાં ગુરુઓ અને વડીલો તરફથી મળતા ધાર્મિક જ્ઞાનનો અભાવ છે. તેમાં મળતું આજનું કેટલુંક શિક્ષણજ એવું છે કે જેથી આપણાં બાળકોમાં ધર્મસ્થાનો, ધર્મગુરુઓ, વડીલો અને ધાર્મિક પુસ્તકો તરફ અભાવ થતો જાય છે. તેમને ધર્મોપદેશ સાંભળવો ગમતો

નથી, સ્વધર્મનાં પુસ્તકો ઘરમાં કે બહાર વાંચવાં વસાવવાં ગમતાં નથી. આવા ધર્મહીન આધુનિક શિક્ષણથી હિન્દુ ધર્મની ઉત્તમ સંસ્કૃતિને જે ક્ષતિ પહોંચી છે તે વર્ણવી શકાય તેમ નથી. તેમાં મોટે ભાગે વડિલો અને આપણા ધર્માચાર્યાદિ પણ કંઇ ઓછા જવાબદાર નથી.

શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે "સ્વધર્મમાં મરવું સારૂં પણ પરધર્મનો ઓછાયો પણ ભયંકર છે." આજે આપણા બાલકો વિદેશી રીતભાત અને સંસ્કૃતિના ગુલામ બનતા જાય છે, માટે આપણે હિન્દુઓએ ભગવદ્-આજ્ઞા પ્રમાણે સ્વધર્મમાં દઢ રહી તેનું યથાશક્તિ પાલન કરવું તેમાં જ આપણું શ્રેય છે.

આપણા વેદાદિ યાવત્ ધાર્મિક ગ્રંથો દેવવાણી-સંસ્કૃત ભાષામાં છે. જર્મનીમાં આજે પણ સંસ્કૃત ભાષાનું શિક્ષણ અપાય છે જ્યારે આપણાં બાળકો તેને મૃતભાષા કહી તેનાથી દૂર રહે છે, આથી સંસ્કૃત જ્ઞાનના અભાવે તેઓમાં સારા ધાર્મિક સંસ્કારો કયાંથી આવે ? માટે સર્વ હિન્દુઓએ તે દેવવાણી-સંસ્કૃત ભાષાનું અધ્યયન કરી આપણા ધાર્મિક પુસ્તકોનું વાંચન, અધ્યયન અને શ્રવણ કરવું ખાસ જરૂરી છે. ઇશ્વરકૃપાથી આજે એવાં કોઇકજ ધાર્મિક પુસ્તકો બાકી રહ્યાં હશે કે જેનાં ભાષાન્તરો થયાં નહિ હોય, માટે તેવાં ઉત્તમ ધાર્મિક પુસ્તકો અને માસિકો ઘરમાં વસાવી અથવા લાયબ્રેરીમાં જઇ તેનો લાભ લેવો તેમજ આપણાં દેવ-

મંદિરાદિ ધાર્મિક સ્થળોમાં થતાં ભગવદ્ભજન, કથાકીર્તન, વ્યાખ્યાન અને ધાર્મિક ઉપદેશનો લાભ લેતા રહી સ્વધર્મમાં દૃઢ રહેવું એ હિન્દુમાત્રનું કર્તવ્ય છે. એનાથી વિમુખ થવું એ હાથે કરીને આપણી સંસ્કૃતિનું અને પોતાનું અધઃપતન નોતરવા સમાન છે.

આ પુસ્તકમાં મુખ પૃષ્ઠ પર ગુપ્તપ્રયાગનું નામ મુખ્ય હોવાથી ફક્ત તેનું જ માહાત્મ્ય આમાં છે એમ કોઈએ માની લેવાનું નથી, પરન્તુ આ પુસ્તકમાં ગુપ્તપ્રયાગ સિવાય પ્રાચી માધવરાય, સોમનાથ, ત્રિવેણી, પ્રાચી સરસ્વતી, તુલસીશ્યામ, દ્રોણેશ્વર, પ્રભાસ, આદ્યપુષ્કર, ગીરકનકાઈ, રુદ્રેશ્વર, ચક્રતીર્થ, મૂળ-દ્વારકાદિ પ્રાચીન અને પ્રસિદ્ધ સ્થળોનું પણ તેના ઓરસ ચોરસ માપ સાથે વર્ણન કર્યું છે.

વળી હું દેલવાડાનો રહીશ હોવાથી ખાસ કરીને ઉના દેલવાડાના અને તેની આજુબાજુનાં ઘણુંય જુનાં નવાં ધાર્મિક સ્થળોનાં વર્ણનો આમાં ઓછા વધતા પ્રમાણમાં આપ્યાં છે જે તેનું સાંકળીઉં જોવાથી જણાશે.

પૌરાણિક સ્થળોમાં આજે કેટલાંક નામશેષ જેવાં છે, કેટલાંકનાં નામો માહાત્મ્ય વાંચવામાંજ છે, અને જે જે ધાર્મિક સ્થળો વિધર્મીઓના હુમલાથી બચવા પામ્યાં છે તે તે હાલ કયા સ્થળે છે? શા નામે ઓળખાય છે? કઈ સ્થિતિમાં છે? કોના તાબામાં છે? તેનું પૌરાણિક અને આધુનિક નામ શું છે? કઈ સાલમાં કોણે નવું બંધાવ્યું? કોણે તેનો જીર્ણોદ્ધાર

કર્યો ? ત્યાં સ્નાન, દાન, દર્શન, પૂજનાદિનું માહાત્મ્ય શું છે ? તેનો ઇતિહાસ શો છે ? તેનું યથાશક્ય આમાં વર્ણન કર્યું છે, તેથી આ પુસ્તક ધાર્મિક અને ઐતિહાસિક બંને દૃષ્ટિથી જોનારને ઉપયોગી થશે એમ મારૂં માનવું છે. તે સિવાય પં. મદનમોહન માલવીયાજીનો "હિન્દુ ધર્મોપદેશ" દરેક હિન્દુઓએ વાંચી વર્તનમાં મૂકવા જેવો છે. તેમજ આપણાં તીર્થો, દેવળો, અને ધર્મશાલાદિના જીર્ણોદ્ધારાદિનું શાસ્ત્રોક્ત પુણ્ય શું છે તે પણ આમાં સપ્રમાણ દર્શાવ્યું છે તેમજ મહાદેવ, ગંગા, યમુના, શ્રીકૃષ્ણ, શુભપ્રયાગાદિની સ્તુતિપાઠો ઉમેર્યા છે અને તીર્થયાત્રાનું તાત્ત્વિક રહસ્ય શું છે તેનું પણ આમાં દિગ્દર્શન કરાવ્યું છે. કેટલાક નાસ્તિકો એમ પણ કહે છે કે, "તીર્થક્ષેત્ર શું ? દેવતા ક્યાં છે ? અને તેનો પ્રભાવ અને ચમત્કાર વળી શો ? આ બધાં ક્ષેત્રો, દેવો અને તીર્થાદિનાં માહાત્મ્યો તો સ્વાર્થી બ્રાહ્મણોએ પોતાનાં પેટ ભરવા માટે ઉપજાવી કાઢયાં છે અને તેના નામે તેઓ રળી ખાય છે, અને ધર્મના નામે લોકોને ભમાવી પોતાનો સ્વાર્થ સાધે છે." ઇ. આવા વિચાર ધરાવનારા માટે મ્હારો આ પ્રયાસ નથી અને તેવા નામધારી હિન્દુઓનો પણ આજે ટોટો નથી. પરન્તુ એટલું તેઓએ યાદ રાખવું ઘટે કે આ તીર્થ, યાત્રા, ધર્મસ્થળો, ધર્મનાં પુસ્તકો અને ધર્માચાર્યાદિ કેવળ હિન્દુ ધર્મમાંજ છે એમ નથી પણ આપણી જેમ અન્ય ધર્મીઓમાં પણ છે અને તેઓ પણ

સહાયક બંધુઓ તથા અગાઉથી ગ્રાહક થયેલા સદ્‌ગૃહસ્થોનો અને 'ઉનેવાળ બંધુ" વગેરે ચિત્રદાતાઓનો પણ હું આ સ્થળે સહૃદય આભાર માનું છું

આ પુસ્તક છપાવવા માટે મોટી રકમની મદદ આપી ધર્મકાર્યમા ઉત્તેજન દેનાર દેલવાડાના રહીશ મહેતા શા તાપીદાસ કસ્તનદાસ તથા તેમના વડીલ બંધુ શા કેસુરદાસ કસ્તનદાસને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે વાચકવર્ગને તે બંધુઓનો વધુ પરિચય આ પુસ્તકમા પ્રસ્તાવનાની પહેલાજ આપેલા તેમના સંક્ષિપ્ત જીવનચરિત્રથી વિદિત થશે

આ પુસ્તકમા અનેક ત્રુટિઓ રહી જવા પામી હશે તે માટે વાચક મને ક્ષમા આપશે નિર્દોષ અને સર્વજ્ઞ તો એક ઇશ્વરજ છે, કારણકે મનુષ્યમાત્ર અનેક દોષોથી ભરેલ છે गच्छतःस्खलनं क्वापि भवत्येव प्रमादतः (?) એટલે તેનાથી સ્ખલન તો થવાનુંજ, તેથી દુર્જનો તેની ટીકા કરે છે, જ્યારે સજ્જનો તેનું સમાધાન કરે છે માટે આમાંથી હંસની પેઠે સારરૂપ ગ્રહણ કરવા સર્વને મ્હારી વિનંતિ છે એજ इति शिवम् ।

વિદ્વદનુરાગી
રેવાશંકર મેઘજી શાસ્ત્રી દેલવાડાકર
અધ્યાપક-સ્વ. દેવીદાસ લલ્લુભાઈ
સંસ્કૃત પાઠશાળા
૧૨૫ શુનાલવાડી-મુંબઈ ૪

સંવત્ ૧૯૯૬ ના માહ સુદી
૫-વસતપંચમી સોમવાર
મુંબઈ તા ૧૩-૨-૪૦

આ પુસ્તકના લેખક અને પ્રકાશક—

**શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત.**



મુ. દેલવાડા-કાઠીયાવાડ,

અધ્યાપક —મ. શેઠ દેવીદાસ લલ્લુભાઇ સંસ્કૃત પાઠશાળા

૧૨૫ ગુલાલવાડી મુંબઇ. ૪

આપણા તીર્થો, દેવાલયો અને ધર્મસ્થાનોનું માહાત્મ્ય સમજાવી તે તરફનો આપણો આદરભાવ વધારવાના પ્રયત્નો આપણે ત્યાં ભાગ્યેજ થાય છે

આજે બાર વર્ષનો બાળક ભૂગોળના પાઠો ભણી જઇને આટલાન્ટિક મહાસાગર કે ટેમ્સ નદી વિષે જેટલું કહી શકે છે તેટલું પોતાનાજ દેશના તીર્થસ્થાનો કે દેવાલયો વિષે બતાવી શકતો નથી.

આ દશાને સુધારવા માટે જે દેશનાં વિદ્વાન્ સાહિત્યસર્જકો અને ધનિકો બેદરકાર રહે છે તે દેશનાં ધર્મસ્થાનોનાં અધઃપતનની તમામ જવાબદારી તેઓનાજ શિર છે એમ કહેવામાં મને બિલકૂલ સંકોચ થતો નથી.

વર્તમાન ધર્મહ્રાસના સમયમાં મારા અભિન્ન મિત્ર મહોપાધ્યાય, ધર્મશાસ્ત્રાચાર્ય, સનાતન ધર્મમાર્તંડ આદિ અનેક પદવીઓથી વિભૂષિત શ્રી. રેવાશંકર મેઘજી શાસ્ત્રીજીએ, "**શ્રી પ્રભાસક્ષેત્રના ગુપ્તપ્રયાગાદિ તીર્થોનું માહાત્મ્ય**"નામનું આ પુસ્તક રચીને તેને પ્રકાશિત કરવાનો જે શ્રમ લીધો છે તે ખરેખર યથાસમયનો છે અને તેથી તે અત્યંત પ્રશંસાપાત્ર છે.

શાસ્ત્રીજીની આવી ધાર્મિક પ્રવૃત્તિઓ અને એમને સનાતન ધર્મિઓ તરફથી મળેલાં અનેક સન્માનપત્રો, અને એમણે રચેલાં ધાર્મિક સાહિત્યથી હવે સનાતનધર્મી જનતા અપરિચિત નથી. આ પુસ્તકનાં સમ્પાદન-અને પ્રકાશનથી તેઓશ્રીએ પોતાની ધાર્મિક સેવામાં એક

અમૂલ્ય અને અગત્યની સેવાનો ઉમેરો કર્યો છે એમ પ્રત્યેક પ્રેમી પાઠકોને લાગ્યા વિના રહેશે નહિ

સૌરાષ્ટ્રના ધાર્મિક સ્થાનોથી, તેમના માહાત્મ્યોથી અને તેમના ઇતિહાસથી ધાર્મિક જનતા અત્યાર સુધી અજ્ઞાતજ રહી છે. આ પુસ્તકના પ્રકાશનથી સૌરાષ્ટ્રના ધાર્મિક સ્થળોના ઇતિહાસમા ઘણુજ માર્ગદર્શન થઇ શકશે સૌરાષ્ટ્રની ધર્મપ્રેમી જનતાએ શાસ્ત્રીજીના આ પરિશ્રમને વધાવી લેવો જોઇએ, અને ઇચ્છવુ જોઇએ કે તેમના શાસ્ત્રીય જ્ઞાનદ્વારા આવાં ઉપયોગી અનેક પ્રકાશનો પ્રકટ થાય અને પ્રચાર પામે

આવાં ઉત્તમ અને માહાત્મ્યબોધક પુસ્તકના લેખન અને પ્રકાશન માટે શ્રીમાન્ શાસ્ત્રીજી રેવાશકરભાઇને અનેકાનેક ધન્યવાદ ઘટે છે

અનેક ધનિકોએ અનુકરણ કરવા યોગ્ય ઉદારતા ધરાવનારા દેલવાડાનવાસી શ્રીમાન્ શેઠ તાપીદાસ કરસનદાસ તથા તેમના જ્યેષ્ઠ બધુ શ્રીમાન્ શેઠ કેસુરદાસ કરસનદાસ મ્હેતા તરફથી આપવામા આવેલો આર્થિક સહકાર પણ તેટલોજ અભિનંદનીય છે.

•

વિનીત

'વિશ્વમંગલ' કાર્યાલય
જૂનાગઢ (કાઠિયાવાડ),
વસંતપંચમી-૧૯૯૬

સદ્ધર્મભાસ્કર પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી
'સાહિત્યભૂષણ', "કાવ્યરત્ન"
અધિપતિ—"વિશ્વમંગલ"

# શ્રીસોમનાથસ્તોત્રમ્.

સૌરાષ્ટ્રદેશે વિશદેતિરમ્યે, જ્યોતિર્મયં ચંદ્રકલાવતંસમ;
ભક્તિપ્રદાનાય કૃપાવતીર્ણં, તં સોમનાથં શરણં પ્રપદ્યે. ૧
શિવં દયાલું કૃપયા વિશાલં, પૂર્ણાવતારં જગદેકનાથમ;
વેદાત્પરં વેદમયસ્વરૂપં, તં સોમનાથં શરણં પ્રપદ્યે. ૨
વેદાવતારં નિજવસ્વરૂપં, જ્ઞાનસ્વરૂપં ગુરદીસરૂપમ;
સ્વવામભાગે ગિરિજાસમેતં, તં સોમનાથં શરણં પ્રપદ્યે. ૩
વેદાંતવાક્યૈર્મુનિભિર્હ્યગમ્યં, શંભું શિવં મંગલરૂપમીડયમ;
સૌરાષ્ટ્રદેશે ગુરુરાજરાજં, તં સોમનાથં શરણં પ્રપદ્યે. ૪
શ્રીયંત્રરાજં ગુરુમંત્રરાજં, શશાંકસૂર્યાગ્નિસુનેત્રયુક્તમ;
બ્રહ્માદિભિઃ સેવિતપાદપદ્મં. તં સોમનાથં શરણં પ્રપદ્યે. ૫
કર્પૂરગૌરં વૃષભધ્વજં ચ, પ્રભાસનાથં ગુરુદેવદેવમ;
ઇન્દ્રાદિભિઃ સેવિતપાદપીઠં, તં સોમનાથં શરણં પ્રપદ્યે. ૬
ક્ષેત્રે પ્રભાસે શિવસોમનાથં, ગંગાધરં ભૂતિધરં મહેશમ;
સોમેશ્વરં પન્નગભૂષણં ચ, તં સોમનાથં શરણં પ્રપદ્યે ૭
દેવાધિદેવં શિવશૂલપાણિં, વિશ્વાત્મકં કારણદિવ્યલિંગમ;
ષટ્શાસ્ત્રવાક્યૈઃ શ્રુતિભિર્હ્યગમ્યં, તં સોમનાથં શરણં પ્રપદ્યે ૮
કાત્યાયનીકાંતમનોરમં ચ, સુચંદ્રચૂડં ગરલાક્તકંઠમ;
આનંદમૂર્તિં કરુણાકરં ચ, તં સોમનાથં શરણં પ્રપદ્યે. ૯
રુદ્રેશ્વરં શંકરસિદ્ધનાથં, મંકેશ્વરં શંકરકામનાથમ;
દશાશ્વમેધેશ્વરભીમનાથં, તં સોમનાથં શરણં પ્રપદ્યે. ૧૦
સ્તોત્રં કૃતં સદ્ગુરુરૂપશંભોઃ, સર્વાર્થદં મુક્તિકરં દ્વિજાનામ;
વિદ્યાપ્રદં પુત્રસુપૌત્રદં ચ, ભૂયાજ્જનાનાં ભવનાશનાય. ૧૧

## "શ્રીપ્રભાસક્ષેત્રનાં શુભપ્રયાગાદિ તીર્થોના માહાત્મ્ય" માનાં કેટલાંએક પૌરાણિક સ્થળોની અનુક્રમણિકા.

**શ્રીપ્રભાસક્ષેત્રનાં ગુપ્તપ્રયાગાદિ-તીર્થો અને દેવસ્થલાદિનું પૌરાણિક, ઐતિહાસિક અને આધુનિક વર્ણન.**

# આ પુસ્તકનાં ચિત્રોની અનુ

ऋषीणां यत्र सिद्धानां पुरालिंगे निपातिते[1] ।
यस्माज्जातो महादेवि तस्माद्देवकुलं स्मृतम् ॥२॥

तस्य पश्चिमदिग्भाग ऋषितोया महानदी ।
ऋषीणां वल्लभा देवि सर्वपातकनाशिनी ॥३॥

तत्र स्नात्वा नरः सम्यक् पितॄणां निर्वपेन्नरः[2] ।
सप्तवर्षायुतान्येव पितॄणां तृप्तिमावहेत् ॥४॥

હે મહાદેવિ ! અહિં પુરાતન સમયમાં લિંગ પાડી નાખવા વખતે ઋષિઓ અને સિદ્ધોનો સમાગમ થયો હતો તેથી તે સ્થાન દેવકુલ ( દેલવાડા ) કહેવાય છે. ૨.

હે દેવિ ! તેના ( દેવસ્થલના ) પશ્ચિમ ( પાછળના ) ભાગમાં સર્વ પાપોને નાશ કરનારી અને ઋષિઓને વ્હાલી એવી ઋષિતોયા (મન્છુન્દ્રી) નામની મહા નદી છે. ૩

તે તીર્થરૂપ નદીમાં સ્નાન કરી જેઓ પિતૃઓનું સારી રીતે તર્પણ કરે છે તેઓના પિતૃઓ સીતેર હજા વર્ષ સુધી તૃપ્ત થાય છે. ૪.

---

સૂચના—આ પાઠાન્તર લખનઉ નવલકિશોર પ્રેસમાં ૫ાએલા સ્કન્દપુરાણ પ્રભાસ ખંડના શ્લોકોનાં છે.

१. लिङ्गनिपातने. २. पितॄन्निर्वपतेयेत्तु च.

सुवर्णं तत्र देयं तु अजिनं कंबलं तथा ।
आषाढे त्वमावास्यायां यत्किञ्चिद्दीयते ध्रुवम् ॥५॥
वर्द्धते षोडशगुणं यावदायाति पूर्णिमा ।
मुच्यते पातकैः सर्वैः सप्तजन्मकृतैरपि ॥६॥

इति श्रीस्कान्दे महापुराण एकाशीतिसाहस्र्यां संहितायां सप्तमे प्रभासखंडे प्रथमे प्रभासक्षेत्रमाहात्म्य ऋषितोयानदीमाहात्म्य वर्णनं नाम षण्णवत्युत्तरद्विशततमोऽध्यायः ॥२९६॥

त्यां सुवर्ण, मृगचर्म અને કાંમળીનું દાન કરવું જોઈએ. આષાઢ માસમાં અને અમાવાસ્યા તિથિએ ત્યાં જે દાન દેવાય છે. ૫.

તેનું ફળ બીજી પુનમ સુધીમાં અવશ્ય સોળગણું મળે છે, અને તે સાત જન્મના પાપથી વિમુક્ત થાય છે. ૬.

એવી રીતે શ્રી સ્કન્દ પુરાણ પ્રભાસખંડમાં ઋષિતોયા નદી માહાત્મ્ય નામનો "બસો છન્નુમો અધ્યાય સંપૂર્ણ." (૨૯૬)

---

३. चाप्यमायां वै. ४. तद्दशगुणं.

## ॥ अध्याय २९७ ॥

॥ देव्युवाच ॥

देवदेव जगन्नाथ संसारार्णवतारक ।
सविस्तरं त्वं मे ब्रूहि ऋपितोयामहोदयम् ॥१॥
ऋपितोयेति तन्नाम कथं ख्यातं धरातले ।
कथं सा पुनरायाता देवदारुवने शुभे ।२॥

॥ ईश्वर उवाच ॥

शृणु देवि प्रवक्ष्यामि सावधाना वचो मम ॥
माहात्म्यमृपितोयायाः सर्वपातकनाशनम् ॥३॥

### ઋષિતોયા નદી માહાત્મ્ય (ચાલુ).

દેવી શંકરને પૂછે છે કેઃ—સંસાર રૂપી સમુદ્રમાંથી તારનાર હે દેવદેવ! હે ભગવન્! ઋષિતોયાનુ માહાત્મ્ય મને સવિસ્તર કહો. ૧.

અને "ઋષિતોયા" એનું નામ જગતમાં કેવીરીતે પ્રસિદ્ધ થયું? અને તે નદી- ઉત્તમ દેવદારૂ વનમાં ફરીને કેવી રીતે આવી? ૨.

મહાદેવજી બોલ્યા કેઃ—હે દેવિ! હું જે વચન કહું છું તે સાવધાન થઇને સાંભળો (કારણ કે) ઋષિતોયાનું માહાત્મ્ય સર્વ પાપોને નષ્ટ કરવાવાળું છે. ૩.

१ त्वं.

देवदारुवने पुण्य ऋषयस्तपसा युताः ।
निवसंति वरारोहे शतशोऽथ सहस्रशः ॥४॥[१]
तेषां निवसतां तत्र बहुकालो गतः प्रिये ।
पुत्रपौत्रैः प्रवृद्धास्ते दारुकं व्याप्य संस्थिताः ॥५॥
ते सर्वे चिन्तयामासुः समेत्य च परस्परम् ।
सरस्वती महापुण्या शिरस्याधाय वाडवम् ॥६॥
प्रभासं चिरकालेन क्षेत्रं चैव[२] गमिष्यति ।
[३]वापीकूपतडागादि मुक्त्वा सागरगामिनीम् ॥७॥

હે વરારોહે ! તે પવિત્ર દેવદારૂ વનમાં તપ કરનારા સેંકડો અને હજારો ઋષિઓ નિવાસ કરે છે. ૪.

હે પ્રિયે ! તેઓને ત્યાં રહેતાં ઘણો સમય થયો અને પુત્ર પૌત્રોની વૃદ્ધિ થવાથી તેઓ દેવદારૂ વનમાં વ્યાપ્ત થઇ રહ્યા. ૫.

( અને ત્યાં પ્રભાસક્ષેત્રમાં તે સર્વે દ્વિજોત્તમો નિત્ય વાવ, કુવા, અને તળાવ આદિમાં સ્નાન કરે છે. ) પછી તેઓ સર્વે એકઠા થઇને પરસ્પર વિચાર કરવા લાગ્યા કેઃ—"મહા પુણ્યવતી સરસ્વતી, વડવાનલને મસ્તક ઉપર ધારણ કરીને લાંબે વખતે પ્રભાસ ક્ષેત્રમાં જશે, અને તે પણ સમુદ્રમાં મળી જશે તો સમુદ્રગામિની સરસ્વતી દેવીને છોડીને વાવ, કુવા અને તળાવ વિગેરે.— ૭.

---

૧ શ્લોક ૪ થા અને પાંચમાની વચમાં નીચેનો શ્લોક છે.

तस्मिन् प्राभासिके क्षेत्रे सर्वे ते द्विजसत्तमाः ।
वापिकूपतडागादौ स्नानं कुर्वन्ति नित्यशः ॥

૨ चैवागमिष्यति. ૩ वापीकूपतडागादौ मुक्त्वा देवीं समुद्रगाम्.

[1]नाह्लादं कुरुते चेतः स्नानदानजपेषु च ।
ब्रह्माणं प्रार्थयिष्यामो गत्वा ब्रह्मनिकेतनम् ॥८॥

॥ ईश्वर उवाच ॥

[2]एवं निमन्त्र्य ते सर्वे ऋषयस्तपसोज्ज्वलाः ।
गतास्ते ब्रह्मलोकं तु द्रष्टुं देवं पितामहम् ॥९॥

—સ્નાન, દાન અને જપમાં આપણું ચિત્ત પ્રસન્ન કરતાં નથી આ કારણથી આપણે બ્રહ્મ લોકમાં જઈને બ્રહ્માની પ્રાર્થના કરીએ " ૮.

શંકર કહે છે કે હે દેવિ ! "આવી રીતે વિચાર કરીને તપથી ઉજ્જલ એવા તે સર્વ ઋષિઓ પિતામહ બ્રહ્માનાં દર્શનાર્થે બ્રહ્મલોકમાં ગયા. ૯.

१ न रुचिं कुरुते चेतः स्नानहोमजपेषु च.

२ एवं संमंत्र्य ते सर्वे ऋषयश्च तपोधनाः ।

तुष्टुवुर्विविधैःस्तोत्रैर्ब्रह्माणं कमलोद्भवम् ।

॥ ऋषय ऊचुः ॥

नमः प्रणवरूपाय विश्वकर्त्रे नमो नमः ॥१०॥
तथा विश्वस्य रक्षित्रे नमोऽस्तु परमात्मने ।
तथा तस्यैव संहर्त्रे नमो ब्रह्मस्वरूपिणे ॥११॥
पितामह नमस्तुभ्यं सुरज्येष्ठ नमोस्तु ते ।
[1]चतुर्वक्त्र नमस्तुभ्यं पद्मयोने नमोस्तु ते ॥१२॥
विरंचये नमस्तुभ्यं विधये वेधसे नमः ।
चिदानन्द नमस्तुभ्यं हिरण्यगर्भ ते नमः ॥१३॥

અને ત્યાં જઇ કમલોદ્ભવ બ્રહ્માની વિવિધ સ્તોત્રોથી સ્તુતિ કરી.

ઋષિઓ સ્તુતિ કરે છેઃ— "ॐકાર રૂપી આપને પ્રણામ કરીએ છીએ. વિશ્વના કર્તા અને રક્ષણ કરનાર પરમાત્મારૂપી આપને વારંવાર નમસ્કાર હો. તથા સંહાર કરનાર બ્રહ્મસ્વરૂપ આપને પ્રણામ હો. ૧૦-૧૧.

હે પિતામહ ! હે સુરજ્યેષ્ઠ (દેવતાઓમાં મોટા) ! આપને અમે પ્રણામ કરીએ છીએ." હે ચતુર્મુખવાળા ! તમને નમસ્કાર છે. હે પદ્મયોને ! આપને નમસ્કાર છે. હે વિરંચિ ! વિધિ ! અને વેધા ! આપને નમસ્કાર છે. ચિદાનન્દરૂપ અને હિરણ્યગર્ભ આપને નમસ્કાર છે. ૧૨-૧૩

---

૧ અહીંથી પદ્માસન નમોસ્તુતે સુધી લખનૌની પ્રતમાં નથી.

हंसवाहन ते नित्यं पद्मासन नमोस्तु ते ।
एवं संस्तुवतां तेषामृषीणामूर्ध्वरेतसाम् ।
उवाच परमप्रीतो ब्रह्मा लोकपितामहः ॥१४॥
स्वागतं वै[1] द्विजश्रेष्ठा युष्माकं कृतवानहम् ।
स्तोत्रेणानेन दिव्येन वृणुध्वं वरमुत्तमम् ॥१५॥

॥ ऋषय ऊचुः ॥

अभिषेकाय नो देहि नदीं पापप्रणाशिनीम् ।
विलोक्यैतत्सुरश्रेष्ठ देहि नो वरमुत्तमम् ॥१६॥

હે હંસવાહન! પદ્માસન! આપને નિત્ય નમસ્કાર કરીએ છીએ.

એવી રીતે સ્તુતિ કરતા તે ઉર્દ્ધ્વરેતા ઋષિઓને લોકપિતામહ બ્રહ્મા અત્યંત પ્રસન્ન થઇને આ પ્રમાણે કહેવા લાગ્યા "હે દ્વિજશ્રેષ્ઠ ઋષિવરો! તમારૂં આગમન બહુ સારૂં થયું. તમારાં આ દિવ્ય સ્તોત્રથી હું પ્રસન્ન થયો છું (માટે) ઉત્તમ વરદાન માગો" ૧૪–૧૫.

ઋષિઓ કહે છે:—"હે સુરશ્રેષ્ઠ! (અમો સ્નાન સંધ્યા વિગેરે કૃત્યમાં નદી વિના ઘણા મુંઝાઇએ છીએ માટે) સર્વ પાપોને નષ્ટ કરનારી પુણ્ય નદી અમારા આશ્રમે વહે એમ કરો. આ ઉત્તમ વરદાન અમોને આપો." ૧૬.

१ यो.

॥ ईश्वर उवाच ॥

इत्युक्तस्तैस्तदा ब्रह्मा मुनिभिस्तपसोज्ज्वलैः ।
वीक्षांचक्रे तदा सर्वा मूर्तिमत्यश्च निम्नगाः ॥१७॥
गंगा च यमुना चैव तथा देवी सरस्वती ।
चन्द्रभागा च रेवा च [1]शरयूर्गंडकी तथा ॥१८॥
तापी चैव वरारोहे तथा गोदावरी नदी ।
[2]कावेरी चन्द्रपुत्री च शिप्रा चर्मण्वती तथा ॥१९॥
सिन्धुश्च [3]वेदिका चैव नदाः सर्वे वरानने ।
[4]मूर्तिमत्यः स्थिताः सर्वाः पवित्राः पापनाशिनीः ॥२०॥

શંકર પાર્વતીને કહે છે કે:—"હે દેવિ ! તપેથી ઉજ્જ્વલ એવા તે ઋષિવરોની એ પ્રાર્થના સાંભળીને બ્રહ્માએ નજર કરી ત્યાં મૂર્તિમતી, પવિત્ર અને પાપને નાશ કરનારી ગંગા, યમુના, સરસ્વતી, ચન્દ્રભાગા, રેવા, શરયુ, ગંડકી, તાપી, ગોદાવરી, કાવેરી, ચન્દ્રપુત્રી, શિપ્રા, ચર્મણ્વતી, સિન્ધુ, વેદિકા વિગેરે દરેક નદીઓ ત્યાં આવીને ઉભી રહી. ૧૭–૨૦.

---

१ सरयू. २ कावेरी माहेन्द्र पुत्री. ३ देविका.
४ मूर्तिमन्तः स्थिताः सर्वे पवित्राः पापनाशनाः.

दृष्ट्वा पितामहः [1]सर्वा गत्वरा धरणीं प्रति ।
देवदारुवने रम्ये प्रभासे क्षेत्र उत्तमे ॥
कमण्डलौ कृता दृष्टिर्विविशुस्ताः कमण्डलुम् ॥२१॥

॥ ब्रह्मोवाच:— ॥

[2]धृताः सर्वा महापुण्या नद्यो [3]ब्रह्मकमंडलौ ।
प्रविष्टाः पृथ्वीं [4]यांतु ऋषीणामनुकंपया ॥२२॥
प्रहिणोमि [5]यद्येकां च ह्यन्या रुष्यन्ति मे [6]द्विजाः ।
तस्मात्सर्वाः प्रमोक्ष्यामि कमंडलुकृतालयाः ॥२३॥

પછી બ્રહ્માજીએ પૃથ્વીમાં ઉત્તમ પ્રભાસ ક્ષેત્રમાં સુન્દર દેવદારૂ વનમાં શીઘ્રતા સહિત સર્વ નદીઓને જોઇને પોતાનાં કમંડલ પ્રત્યે દ્રષ્ટિ કરી ત્યારે તે બધી નદીઓએ કમંડલમાં પ્રવેશ કર્યો. ૨૧.

ત્યાર પછી બ્રહ્મા કહે છે કેઃ—"મહા પવિત્ર એવી આ બધી નદીઓએ ઋષિઓની દયાને લીધે પૃથ્વીમાં જવા માટે બ્રહ્મકમંડલમાં પ્રવેશ કર્યો છે. હે બ્રાહ્મણો ! જો હું એક નદીને મોકલું તો બીજી નદીઓ ક્રોધિત થશે. આથી કમંડલમાં પ્રવિષ્ટ થયેલી બધી નદીઓને મોકલીશ. ૨૨-૨૩

१ सर्वाः सत्वरा. २ धृताः ३ ब्रह्मकमंडलुम् ४ यातु. ५ यद्येकां च. ६ मो.

॥ ईश्वर उवाच ॥

ततो ब्रह्मा मुमोचाथ तत्रस्थाश्च महापगाः ।
मुक्त्वा ब्रह्मा मुनीन्सर्वान् प्रोवाचेदं पुनः पुनः ॥२४॥
ऋषिभिः प्रार्थ्यमानेन नद्यो मुक्ता मया यतः ।
तोयरूपा महावेगा अभिषेकाय सत्वराः ॥२५॥
ऋषितोयेति [1]नाम्ना सा भविष्यति धरातले ।
ऋषीणां वल्लभा देवि सर्वपातकनाशिनी ॥२६॥

શ્રી મહાદેવજી બોલ્યા:—"ત્યાર પછી તે કમંડલમાં રહેલી સર્વ નદીઓને દેવદારૂ વનમાં મૂકી, અને બ્રહ્માજીએ બધા મુનિઓને વારંવાર કહ્યું કે:—ઋષિઓની પ્રાર્થનાથી મેં તેઓના સ્નાનાદિ નિમિત્તે મહા વેગવતી–જલમયી–શીઘ્રતાવાળી નદીઓને મોકલી છે તેથી ઋષિઓને પ્યારી અને સર્વ પાતકોને નષ્ટ કરનારી તે નદી "ઋષિતોયા" નામે પૃથ્વિ પર પ્રસિદ્ધ થશે." ૨૪–૨૬.

---

१ नाम्ना.

વહે છે, એમ જાણીને જે વિચક્ષણ પુરૂષ તેમાં સ્નાન કરે છે, અને વિધિસહિત શ્રાદ્ધ કરે છે તેને તેવા પ્રકારનું—ગંગાદિસ્નાન—શ્રાદ્ધ વિગેરેનું ઉત્તમ ફળ મળે છે. આ પ્રમાણે હે દેવિ ! તમારી પાસે સંક્ષેપથી સર્વ પાપ હરનારૂં અને સર્વ કામના પ્રમાણે ફળ દેનારૂં "ઋષિતોયા" નું માહાત્મ્ય મેં કહી બતાવ્યું. ૩૧–૩૫.

એવી રીતે શ્રી સ્કન્દપુરાણ પ્રભાસખંડમાં ઋષિતોયા નદી માહાત્મ્ય નામનો બસો સત્તાણુમો અધ્યાય સંપૂર્ણ (-૨૯૭)



## ॥ अध्याय २९७

॥ ईश्वर उवाच ॥

ऋषितोयापश्चिमे तु तत्र गव्यूतिमात्रतः ।
[1]संगालेश्वर नामास्ति सर्वपातकनाशनः ॥१॥
गुप्तस्तत्रप्रयागश्च देवो वै माधवस्तथा ।
जाह्नवी यमुना चैव देवी तत्र सरस्वती ॥२॥
अन्यानि तत्र तीर्थानि बहूनि च वरानने ।
स्नात्वा [2]दृष्ट्वा पूजयित्वा मुक्तः स्यात्सर्वकिल्बिषैः ॥३॥

### સંગાલેશ્વર ક્ષેત્રમાં ગુપ્ત પ્રયાગતીર્થાદિ માહાત્મ્ય—

શ્રી શંકર પાર્વતીને કહે છે કેઃ—"હે દેવિ! તે "ઋષિતોયા" ના પશ્ચિમ ભાગમાં બે ગાઉ ઉપર સંગાલેશ્વર નામનું ક્ષેત્ર કહેવાય છે. તે સ્થળે ગુપ્ત પ્રયાગ, માધવ વિષ્ણુની મૂર્તિ અને ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણેય પવિત્ર નદીઓ અને હે વરાનને! બીજાં પણ ઘણાં તીર્થો જ્યાં રહેલાં છે તે ગુપ્તપ્રયાગમાં સ્નાન કરવાથી, દર્શન કરવાથી અને પૂજન કરવાથી મનુષ્ય સર્વ પાતકમાંથી મુક્ત થાય છે ૧–૩.

---

१ शृगालेश्वरनामास्ते सर्वपातकनाशनम् ।
२ स्पृष्ट्वा.

पार्वत्युवाचः—

कथय त्वं महेशान सर्वदेवनमस्कृत[1] ।
तीर्थराजः प्रयागस्तु[2] कथं विष्णुः सनातनः ॥४॥

कथं गंगा च[3] यमुना तथा देवी सरस्वती ।
अन्यान्यपि बहून्येव तीर्थानि वृषभध्वज ॥५॥

समायातानि तत्रत्र[4] संगालेश्वरसंनिधौ ।
संगालेशेति किं नाम ह्येतन्मे वद कौतुकम् ॥६॥

પાર્વતી શંકરને પૂછે છે કેઃ—"સર્વ દેવો જેને નમસ્કાર કરે છે એવા હે મહાદેવ! તીર્થોના રાજારૂપ પ્રયાગ, સનાતન વિષ્ણુ ભગવાન, ગંગા–યમુના–સરસ્વતી તથા અન્ય પણ ઘણાં તીર્થો ત્યાં સંગાલેશ્વરની સાંનિધ્યમાં કેમ આવ્યાં? અને હે વૃષભધ્વજ! સંગાલેશ્વર નામ કેમ પાડયું? તે આશ્ચર્ય જનકકથા મને કહો. ૪–૬.

---

१ नमस्कृतः २ श्च. ३ स. ४ લખનઉની પ્રતમાં બધે સ્થળે शृगालेश्वर પાઠ છે.

ईश्वर उवाच —

पुरा वै लिङ्गपतने सर्वदेवसमागमे ।
सार्धत्रितयकोटीनि[1] पुण्यानि सुरसुन्दरि ॥७॥
तीर्थानि तीर्थराजोऽयं प्रयागः समुपस्थितः ।
आत्मानं गोपयामास तीर्थकोटिभिरावृतम् ॥८॥
ततस्तत्र समायाता ब्रह्मविष्णुपुरोगमाः ।
विबुधास्तीर्थराजं तं ददृशुर्दिव्यचक्षुषा ॥९॥
तीर्थकोटिभिराकीर्णं पवित्रं पापनाशनम् ।
लिङ्गस्य पतनं श्रुत्वा महादुःखेन संवृताः ॥१०॥
स्थिताः सर्वे तदा देवि ब्रह्माद्याः सुरसत्तमाः ।
एतस्मिन्नेव काले तु देवो रुद्रः सनातनः ॥११॥
[3]निरानन्दः समायातो वाक्यमेतदुवाच ह ।
शृणुध्वं वचनं देवा ब्रह्मविष्णुपुरोगमाः ॥ १२ ॥

શ્રી શંકર કહે છે કે — "હે સુરસુન્દરિ! પૂર્વે ઋષિના શાપથી શિવના લિંગનો પાત થયો તે વખતે સર્વ દેવતાઓનો સમાગમ થયો હતો તે સમયે સાડા ત્રણ કોટી મુખ્ય તીર્થો અને આ પ્રયાગ-તીર્થરાજ પણ આવ્યા હતા, અને કોટી તીર્થોની વચ્ચે પોતે છુપાઈને રહ્યા. ત્યારપછી ત્યાં

१. मुख्यानि २. तीर्थराजान. ३. समायातस्तु तत्रैव

બ્રહ્મા, વિષ્ણુ આદિ દેવતાઓ આવ્યા અને તેઓએ દિવ્ય દ્રષ્ટિથી કોટી તીર્થોથી વ્યાપ્ત એવા અને પાપનાશક તથા પવિત્ર તીર્થરાજ-પ્રયાગને જોયા. લિંગનું પતન સાંભળીને બ્રહ્માદિ શ્રેષ્ઠ દેવો અત્યંત દુ:ખિત થતા હતા તે વખતે હે દેવિ! ત્યાં સનાતન રૂદ્ર દેવ નિરાનન્દ થઇને પધાર્યા અને આ પ્રમાણે કહેવા લાગ્યા:—

'બ્રહ્મા, વિષ્ણુ વિગેરે હે દેવતાઓ! આ વચન શ્રવણ કરો. ૭-૧૨.

ऋषिशापान्निपतितं मम लिङ्गमनुत्तमम् ।
तस्माल्लिङ्गं [1]पूजयत सर्वकामार्थसिद्धये ॥ १३ ॥
एवमुक्त्वा महादेवो देशे तस्मिन् स्थितः प्रिये ।
ब्राह्मं च वैष्णवं रौद्रं तत्र कुण्डत्रयं स्मृतम् ॥ १४ ॥
चतुर्थं त्रिसंगमाख्यं नदीनां यत्र संगमः ।
गंगायाश्च सरस्वत्याः सूर्यपुत्र्यास्तथैव च ॥१५॥

ઋષિના શાપથી મારાં ઉત્તમોત્તમ લિંગનું પતન થયું છે માટે તમે સર્વે સર્વ કામનાની સિદ્ધિને માટે લિંગની પુજા કરો હે દેવિ! એવી રીતે કહીને મહાદેવજી તે દેશમાં રહ્યા છે. તે દિવસથી ત્યાં બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એવા ત્રણ કુંડો થયા છે, અને ચોથો ત્રિસંગમ નામનો કુંડ છે કે જ્યાં નદીઓનો સમાગમ થયેલો છે. તે કુંડોમા ગંગા, યમુના, અને સરસ્વતી રહેલાં છે. ૧૩-૧૫.

---

१. पूजयध्वं.

कोटिरेका च तीर्थानां ब्रह्मकुंडे व्यवस्थिता ।
तथा च वैष्णवे कुंडे कोटिरेका [1]प्रकीर्तिता ॥१६॥
सार्धकोटिस्तु संप्रोक्ता शिवकुंडे मनोहरे ।
पश्चिमे ब्रह्मकुंडं च पूर्वे वै वैष्णवं स्मृतम् ॥१७॥
मध्यभागे स्थितं यच्च रुद्रकुंडं प्रकीर्तितम् ।
कुंडमध्याद्विनिर्गत्य यत्र गंगा वरानने ॥१८॥
सूर्यपुत्र्या च मिलिता [2]तत्त्रिसंगम उच्यते ।
अनयोरन्तरे सूक्ष्मे तत्र [3]गुप्ता सरस्वती ॥१९॥
आस्तु संनिहितो नित्यं प्रयागस्तीर्थनायकः ।
अत्रागत्य नरो यस्तु [4]माघमासे वरानने ॥२०॥
स्नायात्प्रभातसमये मकरस्थे रवौ प्रिये ।
किञ्चिदभ्युदिते सूर्ये शृणु तस्य च यत्फलम् ॥२१॥

બ્રહ્મ કુંડમાં એક કોટી તીર્થ, વિષ્ણુ કુંડમાં એક કોટી તીર્થ અને દોઢ કોટી તીર્થ સુન્દર શિવકુંડમાં છે. પશ્ચિમ ભાગમાં બ્રહ્મ કુંડ છે, પૂર્વ ભાગમાં વૈષ્ણવ કુંડ છે અને જે મધ્ય ભાગમાં છે તે રૂદ્ર કુંડ છે. હે વરાનને ! એ કુંડના મધ્યમાંથી નિકળીને ગંગા સૂર્યપુત્રી (યમુના) સાથે

---

१. च तीर्थतः २. तत्र संगम. ३. गुप्ता. ४. माघे म सि

જ્યાં મળે છે તે ત્રિસંગમ તીર્થ કહેવાય છે. તે બંનેના સૂક્ષ્મ અંતરમાં ગુપ્ત સરસ્વતી છે અને તે નદીઓમાં તીર્થરાજ પ્રયાગ સદૈવ નિવાસ કરે છે. હે વરાનને! હે પ્રિયે! એ સ્થળે આવીને જે માણસ માઘ માસમાં-પ્રભાત સમયે, જ્યારે મકરરાશિમાં સૂર્ય હોય ત્યારે અને કાંઇક સૂર્યોદય થયે સ્નાન કરે તેનું ફળ સાંભળો ૧૯-૨૧.

[1]आद्येनैकेन स्नानेन पापं यन्मनसा कृतम् ।
व्यपोहति नरः सम्यक् श्रद्धायुक्तो जितेन्द्रियः ॥२२॥
वाचिकं तु द्वितीयेन [2]कायिकं तु तृतीयकात् ।
[3]संसर्गजं चतुर्थेन रहस्यं पंचमेन तु ॥२३॥
उपपातकानि षष्ठेन स्नानेनैव व्यपोहति ।
अभिषेकेण कुंडानां सप्तकृत्वो वरानने ॥२४॥
महान्ति चैव पापानि [4]क्षाल्यन्ते पुरुषैः सदा ।
यः स्नाति सकलं मासं प्रयागे गुप्तसंज्ञके ॥२५॥
ब्रह्मादिभिर्न तद्वक्तुं शक्यते कल्पकोटिभिः ।
यानि कानि च तीर्थानि प्रभासे सन्ति भामिनि ॥२६॥

१ तत्रैकेन च. २ तृतीयेन तु कायिकम्. ३ संसर्ग च. ४. नाशमेत्पुरुषः सदा ।.

तेभ्योऽतिवल्लभं तीर्थं सर्वपापप्रणाशनम् ।
एषां संरक्षणार्थाय मया वै तत्र मातरः ॥२७॥
पूजनीयाः प्रयत्नेन नैवेद्यैर्विविधैः शुभैः ।
कृष्णपक्षे चतुर्दश्यां [1]श्रद्धाक्तेनैव चेतसा ॥२८।
तासामनुचरा देवि भूतप्रेताश्च कोटिशः ।
तेषां भयविनाशाय ता मातॄश्च प्रपूजयेत् ॥२९॥

તે વખતે ત્યાં પ્રથમવારના સ્નાનથી શ્રદ્ધાયુક્ત તથા જિતેન્દ્રિય માણસનું મનથી કરેલું પાપ નષ્ટ થાય છે, બીજીવાર સ્નાન કરવાથી વાચિક પાપો નષ્ટ થાય છે, તૃતીય સ્નાનથી કાયિક પાપો, ચતુર્થ સ્નાનથી સાંસર્ગિક પાપો, અને પંચમ સ્નાનથી ગુપ્ત પાપો નષ્ટ થાય છે. હે વરાનને ! છઠ્ઠા સ્નાનથી ઉપપાતકો અને તે કુંડોમાં સાતવાર સ્નાન કરવાથી મહાપાતકો પણ નિરંતર નષ્ટ થાય છે.

જે પુરૂષ તે આખા માસમાં ગુપ્ત પ્રયાગમાં સ્નાન કરે છે તેનું ફળ બ્રહ્માદિ દેવતાઓ કોટી કલ્પ સુધી વર્ણન કરે તોપણ કહી શકાતું નથી. હે ભામિનિ ! પ્રભાસમાં જે જે તીર્થો છે તે સર્વથી અત્યંત પ્રિય અને સર્વ પાપોથી મુક્ત કરનારૂં આ તીર્થ (ગુપ્તપ્રયાગ) છે. તે તીર્થોની રક્ષા માટે મેં ત્યાં માતૃકાઓને નિયુક્ત કરેલ છે. તે માતૃકાઓ વિવિધ શુભ

---

१ श्रद्धायुक्तो दृढव्रतः ।

નૈવેદ્યથી પ્રયત્નવડે પૂજવા યોગ્ય છે. કૃષ્ણ પક્ષમાં ચતુર્દશીને દિવસે દૃઢવ્રતવાળા અને શ્રદ્ધાયુક્ત પુરૂષે તે માતૃકાઓના કરોડો ભૂત પ્રેતાદિ અનુચરોના ભયની નિવૃત્તિ માટે ત માતૃકાઓનું પૂજન કરવું. ૨૨–૨૯

अस्मिंस्तीर्थे नरः स्नात्वा ब्रह्महत्यां व्यपोहति ।
यः कश्चित्कुरुते श्राद्धं [1]पितॄनुद्दिश्य भक्तितः ॥३०॥
उद्धरेच्च पितुर्वर्गं मातुर्वर्गं नरोत्तमः ।
वृषभस्तत्र दातव्यः सम्यग्यात्राफलेप्सुभिः ॥३१॥

આ તીર્થમાં સ્નાન કરીને માણસ બ્રહ્મહત્યાના પાપને દૂર કરી શકે છે.

જે કોઇ ભક્તિથી પિતૃઓને ઉદ્દેશીને શ્રાદ્ધ કરે છે તે ઉત્તમ પુરૂષ પિતૃવર્ગને અને માતૃવર્ગને ઉદ્ધારે છે. યાત્રાનાં સારાં ફળની ઇચ્છાવાળા પુરૂષે ત્યાં વૃષભનું (બળદનું) દાન કરવું જોઇએ. ૩૦–૩૧

एवं यः कुरुते यात्रां [2]तस्य फलमनन्तकम् ।
एवं गुप्तप्रयागस्य माहात्म्यं कथितं तव ॥३२॥
श्रुत्वाभिनन्द्य पुरुषः प्राप्नुयाच्छंकरालयम् ॥३३॥

इति श्रीस्कान्दे महापुराण एकाशीतिसाहस्र्यां संहितायां सप्तमे प्रभासखंडे प्रथमे प्रभासक्षेत्रमाहात्म्ये गुप्तप्रयागवर्णनं नामाष्टनवत्युत्तरद्विशततमोऽध्यायः ॥२९८॥

---

१ मातृवर्गं. २ भवेत.

એવી રીતે જે યાત્રા કરે છે તેને અનંત ફળ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ગુપ્ત પ્રયાગનું માહાત્મ્ય (મેં) તમને કહ્યું. જે માણસ આ માહાત્મ્ય સાંભળીને આનંદ માને છે તે કૈલાસમાં જાય છે. ૩૨–૩૩"

એવી રીતે શ્રી સ્કન્દપુરાણ પ્રભાસખંડમાં 'ગુપ્તપ્રયાગમાહાત્મ્ય' નામનો બસો અઠ્ઠાણુમો અધ્યાય સંપૂર્ણ ( ૨૯૮ ).



## ॥ अध्याय २९९ ॥

॥ ईश्वर उवाच ॥

तस्यैव दक्षिणे भागे नातिदूरे [1]ऽप्यवस्थितम् ।
शंखचक्रगदाधारी माधवस्तत्र संस्थितः ॥१॥
एकादश्यां सिते पक्षे [2]सोपवासो जितेन्द्रियः ।
यस्तं पूजयते भक्त्या गंधपुष्पानुलेपनैः ॥२॥
स यास्यति परं स्थानमपुनर्भवदायकम् ।
अत्र गाथा पुरा गीता ब्रह्मणा लोककर्तृणा ॥३॥

### શેષશાયી શ્રીમાધવ ભગવાનનું માહાત્મ્યઃ—

"શ્રી શંકર કહે છે કેઃ—હે દેવિ! તે પ્રયાગના દક્ષિણ ભાગમાં તેની પાસેજ રહેલા (તીર્થમાં) શંખ, ચક્ર અને ગદા ધારણ કરનારા માધવ ભગવાન્ બીરાજેલા છે. શુકલ પક્ષમાં એકાદશીને દિવસે ધોયેલાં વસ્ત્ર પહેરી જિતેન્દ્રિય થઇને અને ઉપવાસી રહીને જે પુરુષ ભક્તિથી તે ભગવાનનું પૂજન ચન્દન, પુષ્પ અને અનુલેપનથી કરે તે પુરૂષ પુનર્જન્મને ન દેવાવાળાં ઉત્તમ સ્થાનમાં જાય છે. પુરાતન સમયમાં અહિં લોકને રચવાવાળા બ્રહ્માએ ગાથા ગાઇ છે કેઃ—૩

१ व्यवस्थितः  २ धौतवासा.

श्रीशेषशायी भगवान्. (गुप्त प्रयाग)



शान्ताकार भुजगशयन पद्मनाभ सुरेशं  विश्वाधारं गगनसदृश मेघवर्ण शुभाङ्गम् ।
लक्ष्मीकान्तं कमलनयन योगिभिर्ध्यानगम्यं वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥

## ॥ अध्याय ३०० ॥

॥ ईश्वर उवाच ॥

तस्यैवोत्तरदिग्भागे किञ्चिद्वायव्यसंस्थितम् ।
संगालेश्वरनामास्ति सर्वपातकनाशनम् ॥१॥
तत्र ब्रह्मा च विष्णुश्च लिंगस्याराधनोद्यतौ ।
शक्रश्चैव महातेजा लिंगं पूजितवान्प्रिये ॥२॥
वरुणो धनदश्चैव धर्मराजोऽथ पावकः ।
आदित्यैर्वसुभिश्चैव लोकपालैः समंततः ॥३॥
आराधितं महालिङ्गं संगालेश्वरनामभृत् ।
पूजयित्वा तु ते सर्वे दृष्ट्वा माहात्म्यमुत्तमम् ॥४॥
ऊचुश्च[1] सहसा देवि परमानन्दसंयुताः ।
देवानां निवहैर्यस्मात्समागत्य प्रतिष्ठितम् ॥५॥
संगालेश्वरनामास्य भविष्यति धरातले ।
संगालेश्वरनामानं पूजयिष्यन्ति मानवाः ॥६॥
न तेषामन्वये कश्चिन्निर्धनः संभविष्यति ।
[2]गोसहस्रस्य दत्तस्य कुरुक्षेत्रे च यत्फलम् ॥७॥
स तत्फलमवाप्नोति संगालेश्वरदर्शनात् ।
अमावास्यां च संप्राप्य स्नानं कृत्वा विधानतः ॥८॥

---

१ स्ते. २ गोसहस्रप्रदत्तस्य.

यः करोति नरः श्राद्धं पितॄणां रोषवर्जितः ।
पितरस्तस्य तृप्यन्ति यावदाभूतसंप्लवम् ॥९॥

## શ્રીસંગાલેશ્વરનું માહાત્મ્યઃ–

મહાદેવજી બોલ્યા કેઃ—"હે દેવિ ! તે માધવ ભગવાનના ઉત્તર ભાગમાં કાંઇક વાયવ્ય કોણમાં રહેલા સર્વ પાપોને હરવાવાળા સંગાલેશ્વર નામના મહાદેવ છે. ત્યાં બ્રહ્મા અને વિષ્ણુ, લિંગના આરાધનમાં તત્પર થયા છે, અને હે પ્રિયે ! મહા તેજસ્વી ઇન્દ્રે ત્યાં લિંગને પૂજ્યું છે. વરુણ, કુબેર, ધર્મરાજ અને અગ્નિ, તથા આદિત્યો, વસુઓ અને લોકપાલો દરેકે તે સંગાલેશ્વર નામના મહાદેવની પૂજા કરી છે. હે દેવિ! પૂજા કર્યા પછી ઉત્તમ માહાત્મ્યને જોઇને તે દેવતાઓ પરમાનન્દથી યુક્ત થઇને સહસા બોલ્યા કેઃ– 'દેવતાઓના ગણોએ આવીને અહિં પ્રતિષ્ઠા કરી છે માટે પૃથ્વી ઉપર આ મહાદેવનું નામ 'સંગાલેશ્વર' પડશે, જે મનુષ્ય સંગાલેશ્વર મહાદેવની પૂજા કરશે તેના વંશમાં કોઇ નિર્ધન નહિં થાય. કુરુક્ષેત્રમાં એક સહસ ગાયના દાતાને જે ફળ મળે છે તે ફળ સંગાલેશ્વરના દર્શનથી મળે છે. અમાવાસ્યાને દિવસે વિધિપૂર્વક સ્નાન કરી ક્રોધરહિત થઈ જે મનુષ્ય પિતૃઓનું શ્રાદ્ધ કરે છે તેના પિતૃઓ પ્રલય પર્યન્ત તૃપ્ત થાય છે ૧–૯.'

अर्धक्रोशं च तत्क्षेत्रं समंतात्परिमंडलम् ।
सर्वकामप्रदं नृणां सर्वपातकनाशनम् ॥१०॥
अस्मिन् क्षेत्रे महादेवि जीवा उत्तममध्यमाः ।
कालेन निधनं प्राप्तास्तेऽपि यान्ति परां गतिम् ॥११॥
गृहीत्वाऽनशनं ये तु प्राणांस्त्यक्ष्यंति मानवाः ।
निश्चयं ते महादेवि लीयंते परमेश्वरे ॥१२॥

તે ક્ષેત્ર ચારેય તરફથી અર્ધા ગાઉના મંડલવાળું છે કે જે મંડલ માણસોની દરેક કામના પૂર્ણ કરનારૂં અને સર્વ પાતકને નાશ કરનારૂં છે. હે મહાદેવિ! આ ક્ષેત્રમાં ઉત્તમ અને મધ્યમ જીવો-જેઓ કાળને લીધે મૃત્યુ પામ્યા છે તેઓ પણ ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે, અને જે મનુષ્યો અનશન (નિરાહાર) વ્રતને ગ્રહણ કરીને પ્રાણોનો ત્યાગ કરે છે તેઓ હે મહાદેવિ! નિશ્ચયથી પરમેશ્વરમાં લીન થઇ જાય છે. ૧૦–૧૨

गवा हता द्विजहता ये [1]च वै दंष्ट्रिभिर्हताः ।
आत्मनो घातका ये तु सर्पदष्टाश्च ये मृताः ॥१३॥
शय्यायां [3]विगतप्राणा ये च शौचविवर्जिताः ।
अस्मिंस्तीर्थे महापुण्ये अपुनर्भवदायके ॥१४॥

---

१. दंष्ट्रियपशुभिर्हताः. ३. च.

दत्तैः षोडशभिः श्राद्धैर्वृषोत्सर्गे [1]कृते पुनः ।
विधिवद्भोजितैर्विप्रैर्भवेन्मुक्तिर्न संशयः ॥१५॥

જેઓ પશુઓથી અને પક્ષિઓથી મૃત્યુ પામ્યા છે અને જેઓ દાઢવાળાં પ્રાણિઓથી મૃત્યુ પામ્યા છે તથા જેઓ આત્મઘાતીઓ છે, સર્પદંશથી જેઓ મૃત્યુ પામ્યા છે, અથવા શૌચથી રહિત જેઓ શય્યામાંજ મરણ પામ્યા છે, તેઓને ફરીથી જન્મ ન દેવાવાળું એવું જે, આ મહાપવિત્ર સ્થાન-તીર્થ-તેમાં સોળ શ્રાદ્ધ દેવાથી અને પાછળથી વૃષોત્સર્ગ કરી વિધિથી બ્રહ્મભોજન કરાવવાથી તેઓની અવશ્ય મુક્તિ થાય છે તેમાં સંશય નથી. ૧૩-૧૫

एवमुक्त्वा सुराः सर्वे गतवंतस्त्रिविष्टपम् ॥१६॥
संगालेश्वरमाहात्म्यं संक्षेपात् कथितं तव ।
श्रुतं हरति पापानि [2]दुःखशोकांस्तथैव च ॥१७॥

इति श्रीस्कां० म०, ए० सं० स० प्र०, प्र० प्र०, संगालेश्वर माहात्म्यवर्णनं नाम त्रिशततमोऽध्यायः ॥३००॥

એમ કહીને દરેક દેવતાઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા. આ સંગાલેશ્વરનું માહાત્મ્ય હે દેવિ! તમને સંક્ષેપથી મેં કહ્યું, કે જે સાંભળવાથી પાપોને, દુઃખને અને શોકને નષ્ટ કરે છે. ૧૬-૧૭”

એવી રીતે શ્રી સ્કન્દપુરાણ પ્રભાસખંડમાં પ્રભાસક્ષેત્રમાહાત્મ્યમાં ‘સુંગાલેશ્વર માહાત્મ્ય’ નામનો ત્રણસોમો અધ્યાય સંપૂર્ણ (૩૦૦)

१. ततः. २ दुःखं शोकं तथैव च.

## ॥ अध्याय ३०१ ॥

॥ ईश्वर उवाच ॥

ततो गच्छेन्महादेवि सिद्धेश्वरमनुत्तमम् ।
तस्यैव पूर्वदिग्भागे नातिदूरे व्यवस्थितम् ॥१॥
यदा देवैः[1] समेत्याशु शिवलिङ्गं प्रतिष्ठितम् ।
संगालेश्वर[2]नामाढ्यं सर्वपापहरं शुभम् ॥२॥
तदा सिद्धगणाः सर्वे [3]समाराध्य वृषध्वजम् ।
स्थापयांचक्रिरे लिङ्गं सर्वसिद्धिप्रदायकम् ॥३॥

### શ્રીસિદ્ધેશ્વરનું માહાત્મ્યઃ-

શ્રી શંકર કહે છે કેઃ—"હે દેવ ! તે સંગાલેશ્વરના પૂર્વ ભાગમાં પાસેજ ઉત્તમોત્તમ એવા 'સિદ્ધેશ્વર' નામના મહાદેવ છે ત્યાં જવું. જ્યારે દેવતાઓએ આવીને તુરતજ સર્વ પાપોને નષ્ટ કરનાર સંગાલેશ્વર નામના ઉત્તમ શિવલિંગનું સ્થાપન કર્યું ત્યારે દરેક સિદ્ધગણોએ વૃષભધ્વજ (શંકર)ની આરાધના કરી સર્વ સિદ્ધિને દેવાવાળા લિંગની સ્થાપના કરી છે. ૧–૩

---

१ सुरैः २ नामेति. ३ आराध्य वृषभध्वजम्.

[1]ततस्सिद्धेश्वरनामाढ्यं महापातकनाशनम् ।
तुष्टुवुर्विविधैः स्तोत्रैस्तदासिद्धगणाः [2]शिवम् ॥४॥

અને હે પ્રિયે ! તે સમયે સિદ્ધગણોએ મોટાં પાપોને નષ્ટ કરનાર સિદ્ધેશ્વર મહાદેવની અનેક પ્રકારના સ્તોત્રોથી સ્તુતિ કરી ૪

ततस्तुष्टो महादेवो याचध्वं वरमुत्तमम् ।
नमस्कृत्य ततः सर्वे मोचुश्च[3] शशिशेखरम् ॥५॥
इहागत्य नरो यस्तु स्नात्वा च विधिपूर्वकम् ।
अर्चयेत्सिद्धनाथं च जपेच्च शतरुद्रियम् ॥६॥
अघोरं वा जपेन्मंत्रं [4]गायत्र्यं च महेश्वरम् ।
षण्मासाभ्यन्तरेणैव स नरस्तु सुरप्रिये ॥७॥
अणिमादिकमैश्वर्यं [5]संसिद्धिं माप्नुयाद्ध्रुवम् ।

॥ ईश्वर उवाच ॥

एवं भविष्यतीत्युक्त्वा ह्यन्तर्द्धानं गतो हरः ॥८॥

ત્યાર પછી મહાદેવજી પ્રસન્ન થઇને બોલ્યા કેઃ— " ઉત્તમ વરદાન માગો. " પછી પ્રણામ કરીને દરેક દેવતાઓએ મહાદેવજીને પ્રાર્થના કરી કેઃ—'અહિં દેવોને પ્રિય એવાએ તીર્થમાં આવીને જે માણસ વિધિપૂર્વક સ્નાન

---

१ सिद्धेश्वरेति नामानं. २ प्रिये. ३ स्तं. ४ गायत्रीं वा. ५ ,, ,, ६ समृद्धिं.

કરીને સિદ્ધનાથને પૂજે અને શતસદ્રિયનો, અઘોર મંત્રનો, તથા ગાયત્રીનો, અને ત્ર્યંબક મંત્રનો જપ કરે તે મનુષ્ય છ માસની અંદરનિશ્ચયે અણિમાદિ ઐશ્વર્યને તથા સમૃદ્ધિને પ્રાપ્ત કરો મહાદેવજીએ કહ્યું કે " એમજ થશે." ત્યારપછી મહાદેવજી અંતર્ધાન થઇ ગયા. ૫-૮

सिद्धेश्वरं तु संपूज्य ह्यघोरं यो जपेन्नरः ।
आश्वयुक् कृष्णपक्षे च चतुर्दश्यां महानिशि ॥९॥
धैर्यमालम्ब्य [1]निर्मीकः स सिद्धिं माप्नुयान्नरः ।
इत्येतत्कथितं देवि माहात्म्यं पापनाशनम् ।
सिद्धेश्वरस्य देवस्य सर्वकामफलप्रदम् ॥१०॥

इति श्रीस्कां० म०, ए० सं०, स० प्र०, प्र० प्र०, सिद्धेश्वर माहात्म्यवर्णनं नामैकोत्तरत्रिशततमोऽध्यायः ॥३०१॥

આશ્વિન માસની કૃષ્ણ પક્ષની ચતુર્દશી-મહાતિથિએ ધૈર્યનું અવલંબન કરી નિર્ભય થઇને સિધ્ધેશ્વરને સારી રીતે પૂજીને જે મનુષ્ય અઘોર મંત્રનો જપ કરે છે તે સિદ્ધિને પ્રાપ્ત થાય છે. હે દેવિ! એ પ્રમાણે પાપને નાશ કરવાવાળું અને સર્વ કામના પ્રમાણે ફળ દેવાવાળું શ્રી સિદ્ધેશ્વર દેવનું માહાત્મ્ય મેં તમોને કહી સંભળાવ્યું. ૯-૧૦

એવી રીતે શ્રી સ્કન્દપુરાણ પ્રભાસખંડમાં 'સિદ્ધેશ્વરમાહાત્મ્ય' નામનો ત્રણસો એકમો અધ્યાય સંપૂર્ણ. ( ૩૦૧ )

---

१ निर्भीतः

## ॥ अध्याय ३०२ ॥

॥ ईश्वर उवाच ॥

ततो गच्छेन्महादेवि गन्धर्वेश्वरमुत्तमम् ।
तस्यैवोत्तरदिग्भागे धनुषां पञ्चके स्थितम् ॥१॥
तं दृष्ट्वा च महादेवि रूपवाञ्जायते नरः ।
गन्धर्वैः स्थापितं लिङ्गं स्नात्वा संपूजयेत्सकृत् ॥
सर्वान् कामानवाप्नोति रक्तकंठश्च जायते ॥२॥

इति श्रीस्कां० म०, ए० सं० स० प्र०, प्र० प्र०, गन्धर्वेश्वर-माहात्म्यवर्णनं नाम द्व्युत्तरत्रिशततमोऽध्याय ॥३०२॥

### શ્રીગંધર્વેશ્વરમાહાત્મ્યઃ–

શ્રી શંકર કહે છે કેઃ–"હે મહાદેવિ ! તે સિદ્ધેશ્વરના ઉત્તર ભાગમાં પાંચ ધનુષ (૨૦ હાથ) ઉપર ગંધર્વેશ્વર મહાદેવ છે. હે દેવિ ! તે શિવજીનાં દર્શન કરીને માણુસ રૂપવાન્ થાય છે. ગંધર્વોએ સ્થાપિત કરેલાં તે લિંગની સ્નાન કરીને જે માણુસ પૂજા કરે તે દરેક કામનાઓને પ્રાપ્ત કરે છે. અને રક્તકંઠ (સારા સ્વરવાળો) થાય છે."૧–૨

એવી રીતે શ્રી સ્કન્દપુરાણે પ્રભાસખંડમાં શ્રી ગંધર્વેશ્વરમાહાત્મ્ય નામનો ત્રણસોબેમો અધ્યાય સંપૂર્ણ (૩૦૨)

## ॥ अध्याय ३०३ ॥

ईश्वर उवाचः—

[1]ततो गच्छेन्महादेवि उत्तरे देवमुत्तमम् ।
यस्तमाराधयेद्देवं महापातकनाशनम् ॥१॥
तस्यैव पश्चिमे भागे धनुषां त्रितये स्थितम् ।
शेषादिप्रमुखैर्नागैर्महता तपसा युतैः ॥२॥
समाराध्य महादेवं स्थापितं लिङ्गमुत्तमम् ।
[2]यस्तमाराधयेद्देवं सर्पैराराधितं पुरा ॥३॥
न विषं क्रमते देहे तस्य जन्मावधि प्रिये ।
सर्पास्तस्य प्रसीदन्ति न [3]कुर्वन्ति कदाचन ॥४॥

### ઉરગેશ્વર કે ઉત્તમેશ્વરનું માહાત્મ્ય.

શ્રીશંકર પાર્વતીને કહે છે કેઃ—"હે દેવિ! ત્યાર પછી તે ગન્ધર્વેશ્વરના પશ્ચિમ ભાગમાં ત્રણ ધનુષ ઉપર રહેલા મહાપાતકને નષ્ટ કરનાર ઉરગેશ્વર મહાદેવ પાસે જવું. ૧

અત્યંત તપસ્યાથી યુક્ત શેષાદિક નાગાએ મહાદેવજીનું આરાધન કરીને તે ઉત્તમ લિંગનું સ્થાપન કર્યું છે. ૨

હે પ્રિયે! પુરાતન સમયમાં જેનું સર્પોએ આરાધન કર્યું છે એવા એ મહાદેવજીનું જે પૂજન કરે છે તેના શરીરમાં જન્મપર્યન્ત વિષ વ્યાપી શકતું નથી.

અને તેની ઉપર સર્પો પ્રસન્ન થાય છે તથા કોઇ દિવસ દંશ કરતા નથી. ૩-૪

---

१ ततो गच्छेन्महादेवि उरगेश्वरमुत्तमम् । ल०पाठ० । २ हि. ३ यस्य

तस्मात्सर्वप्रयत्नेन तल्लिंगं पूजयेन्नरः ।
तत्र लिङ्गान्यनेकानि ऋषिभिः स्थापितानि तु ॥५॥
गंगातीरे महापुण्ये पश्चिमे वरवर्णिनि ।
तानि दृष्ट्वा पूजयित्वा सर्वपापैः प्रमुच्यते ॥
अश्वमेधसहस्रस्य फलं प्राप्नोति मानवः ॥६॥

इति श्रीस्कांदे० म०, ए० सं०, स० प्र०, प्र० प्र०, उत्तमेश्वर-माहात्म्यवर्णनं नाम त्र्युत्तरत्रिशततमोऽध्याय ॥३०३॥

માટે સર્વે પ્રયત્નોથી માણસોએ તે લિંગનું પૂજન કરવું જોઇએ

હે વરવર્ણિનિ! મહા પવિત્ર ગંગાજીના પશ્ચિમ કિનારા ઉપર ઋષિઓએ સ્થાપન કરેલાં અનેક લિંગો છે. તેમનાં દર્શન કરી પૂજા કરીને માણસ સર્વ પાપોથી મુક્ત થાય છે અને તેને હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે." ૫-૬

એવી રીતે શ્રી સ્કન્દમહાપુરાણે પ્રભાસખંડમાં ઉરગેશ્વર-ઉત્તમેશ્વર માહાત્મ્ય નામનો ત્રણસોત્રણમો અધ્યાય સંપૂર્ણ (૩૦૩)

---

१ दृशन्ति २ उरगेश्वर.

## ॥ अध्याय ३०४ ॥

॥ ईश्वर उवाच ॥

ततो गच्छेन्महादेवि गंगां त्रिपथगामिनीम् ।
[1]संगालेशादथैशान्यां धनुषां सप्तके स्थिताम् ॥१॥
तस्यां त्रिनेत्रा मत्स्याः स्युर्नित्यमांभसिकाः प्रिये ।
कलौ युगेऽपि दृश्यन्ते सत्यं सत्यं मयोदितम् ॥२॥
तस्यां स्नात्वा महादेवि मुच्यते पंचपातकैः ।

सूत उवाच

तस्य तद्वचनं श्रुत्वा विस्मिता गिरिजा सती ॥३॥

### ગંગામાહાત્મ્ય.

શ્રીમહાદેવજી બોલ્યા કેઃ—"હે મહાદેવિ! ત્યારપછી શૃગાલેશ્વર મહાદેવથી ઇશાન કોણમાં સાત ધનુષ ઉપર ત્રિપથગામિની ગંગાજીના સમીપમાં જવું. ૧

હે પ્રિયે! તેનાં જલમાં ઉત્પન્ન થતાં માછલાંઓ સદૈવ ત્રણ નેત્રવાળાં કલિયુગમાં પણ નજરે પડે છે આ વાત મેં સત્યજ કહી છે. ૨

હે મહાદેવિ! તેમાં સ્નાન કરીને માણસ પંચપાતકથી મુક્ત થાય છે." સૂતજી કહે છે કેઃ—"શિવજીનાં એવાં વચનો શ્રવણ કરીને પાર્વતી અત્યંત વિસ્મિત થયાં. ૩

१ शृगालेश्वरादैशान्यां २

उवाच तं द्विजश्रेष्ठाः मचलचन्द्रशेखरम् ।

पार्वत्युवाच

कथं तत्र समायाता गंगा त्रिपथगामिनी ॥४॥

कथं त्रिनेत्राः संजाता मत्स्या आंभसिकाः शिव ।

एतद्विस्तरतो ब्रूहि यद्यहं ते प्रिया विभो ॥५॥

॥ ईश्वर उवाच ॥

शृणु देवि प्रवक्ष्यामि यदि पृच्छसि मा शुभे ।

[1]आस्तिकाः श्रद्धानाश्च भवंतीति मतिर्मम ॥६॥

यदा शप्तो महादेवो ह्यज्ञानतिमिरावृतैः ।

ऋषिभिः कोपयुक्तैश्च कस्मिंश्चित्कारणान्तरे ॥७॥

અને હે દ્વિજોત્તમો! ચલાયમાન થયો છે મસ્તકમાં ચન્દ્ર જેને એવા શંકર પ્રત્યે કહેવા લાગ્યાં."પાર્વતી કહે છે કેઃ—ત્યાં ત્રિપથગામિની ગંગા કેવી રીતે આવ્યાં છે ? ૪

અને હે શિવજી! ત્યાં જલમાં ઉત્પન્ન થનારાં મત્સ્યો ત્રણ નેત્રવાળાં કેમ થયાં છે? હે વિભો! જો હું તમને પ્રિય હોઉં તો તે સર્વ વિસ્તારથી કહો." ૫

શ્રીશંકર કહે છે—કેઃ "હે શુભે! તમે મને પૂછતાં હો તો હું કહું છું. સાંભળો અને મારૂં એવું માનવું છે કે આસ્તિક અને શ્રદ્ધાવાળાં થાઓ. ૬

જ્યારે અજ્ઞાનરૂપ અન્ધકારથી આચ્છાદિત અને ક્રોધ યુક્ત ઋષિઓએ કોઇ કારણસર મહાદેવજીને શાપ દીધો. ૭

---

१ आस्तिका श्रद्धाना च भवत्विति मतिर्मम

तदा ते मुनयः सर्वे शप्तं ज्ञात्वा महेश्वरम् ।
निरानन्दं जगत् सर्वं दृष्ट्वा चात्मानमेव [१]च ॥८॥
आराध्य परमेशानं दधतं गजरूपकम् ।
उन्नतं स्थानमानीय सानन्दं चक्रिरे द्विजाः ॥९॥
ततः प्रभृति ते सर्वे शिवद्रोहकरं परम् ।
आत्मानं मेनिरे नित्यं प्रसन्नेऽपि महेश्वरे ॥१०॥

ત્યારે તે મુનિ લોકોએ મહાદેવજીને શાપિત જાણીને અને સર્વ સંસારને તથા પોતાને આનન્દરહિત જાણીને. ૮

ગજના રૂપને ધારણ કરનાર મહાદેવજીની આરાધના કરીને (તેમને) ઉન્નત (ઉંચા) સ્થાનમાં લાવીને દ્વિજોએ આનંદયુકત કર્યા. ૯

ત્યારથી લઇને શિવજીના પ્રસન્ન હોવા છતાં સર્વ મુનિઓએ પોતાને સદૈવ શિવદ્રોહી માન્યા. ૧૦

---

१ हि.

जातूकर्ण्यो वसिष्ठश्च ³सावर्णिश्च पराशरः ।
शांडिल्यश्च पुलस्त्यश्च वत्सश्चैव महातपाः ॥१४॥
(ततः कालेन ते सर्वे महता मुनिसत्तमाः×
ध्यायन्तस्त्र्यम्बकं चैव ह्यदृष्टे तु महेश्वरे×
त्रिनेत्रत्वमनुप्राप्तास्तपोनिष्ठास्तपोधनाः×)
महोदया¹न्महातीर्थं सर्वे आगत्य सत्वरम् ।
तपस्तेपुर्महाघोरं संगालेश्वरसंन्निधौ ॥११।
संगालेश्वरनामानं सर्वे पूज्य यथाविधि ।
भृगुरत्रिस्तथा मंकिः कश्यपः कण्व एव च ॥१२॥
गौतमः कौशिकश्चैव कुशिकश्च महातपाः ।
²शूकरोऽथ भरद्वाजो भार्गविश्च महातपाः ॥१३॥

(તે પછી ઘણે વખતે તપોનિષ્ઠ અને તપોધન એવા તે મુનિશ્રેષ્ઠો મહેશ્વર અદૃષ્ટ રહેવાથી ત્ર્યંબકનું ધ્યાન કરતા કરતા ત્રિનેત્રપણાને પામ્યા. ૯૦)

સર્વ ઋષિઓ સત્વર મહોદયથી મહાતીર્થ ગુપ્ત-પ્રયાગમાં આવ્યા અને સંગાલેશ્વરની સંનિધિમાં તેમનું યથાવિધિ પૂજન કરીને મહાઘોર તપ કરવા લાગ્યા.

ભૃગુ, અત્રિ, મંકિ, કશ્યપ, કણ્વ, ગૌતમ, કૌશિક, મહાતપસ્વી કુશિક, શૂકર, ભરદ્વાજ, મહાતપસ્વી ભાર્ગવિ, જાતુકર્ણ્ય, વસિષ્ઠ, સાવર્ણિ, પરાશર, શાંડિલ્ય, પુલસ્ત્ય, મહાતપસ્વી વત્સ.

---

૧ महातीर्थान् ×આ ચિહ્નવાળો શ્લોક વેં. પ્ર. માં નથી. લ. નો છે. ૨ આ કડી લ. પ્ર. માં ૧૪ માં શ્લોક પછી છે.
३ सावस्तिश्च

एते चान्ये च बहवो [1]ह्यसंख्याता महर्षयः ।
संगालेश्वरमासाद्य प्रभासे पापनाशने ॥१५॥
तपः कुर्वन्ति सततं प्रतिष्ठाप्य महेश्वरम् ।
ततः कालेन महता ते सर्वे मुनिपुङ्गवाः ॥१६॥
ध्यानात् त्रिलोचनस्यैव ह्यदृष्टे तु महेश्वरे
त्रिनेत्रत्वमनुप्राप्तास्तपोनिष्ठास्तपोधनाः ॥१७॥
परस्परं वीक्षमाणास्त्रिनेत्रस्याभिशंकया ।
स्तुवंति विविधैः स्तोत्रैर्मन्यमाना महेश्वरम् ॥१८॥
ज्ञात्वा ध्यानेन देवस्य त्रिनेत्रत्व[2]मुपागताः ।
चक्रुरुग्रं तपस्ते तु पूजां देवस्य शूलिनः ॥१९॥

એ બધા અને બીજા અસંખ્ય મહર્ષિઓ પાપનાશક પ્રભાસ ક્ષેત્રમાં આવીને મહેશ્વરની પ્રતિષ્ઠા કરીને નિરંતર સંગાલેશ્વરની (સંનિધિમાં) તપ કરતા હતા.

તે પછી ઘણે વખતે તપોનિષ્ઠ અને તપોધન એવા તે મુનિશ્રેષ્ઠો મહેશ્વર અદૃષ્ટ રહેવાથી ત્ર્યંબકનું ધ્યાન કરતા કરતા ત્રિનેત્રપણાને પામ્યા. ૧૧-૧૭

ત્રિનેત્રની આશશંકાથી પરસ્પર જોતા-અને મહેશ્વર માનતા તેઓએ-દેવના ધ્યાનથી ત્રિનેત્રપણું પામ્યા છીએ એમ ધ્યાનથી જાણીને શૂલી મહાદેવની પૂજા કરી તેઓ ઉગ્રતપનું આચરણ કરવા લાગ્યા. ૧૮-૧૯.

---

१ ह्यसंख्याताश्च २ मुपागतम्.

तेषु वै तप्यमानेषु कृपाविष्टो महेश्वरः ।
उवाच तान्मुनीन्सर्वान्[1] शृणुध्वं वरमुत्तमम् ॥२०॥
प्रसन्नोऽहं मुनिश्रेष्ठास्तपसा पूजयाऽपि च ।

ऋषय ऊचु

यदि प्रसन्नो देवेश वरं नो दातुमर्हसि ॥२१॥
गंगामानय [2]वेगेन ह्यभिषेकाय नो हर ।
तस्यां कृताभिषेकास्तु तव द्रोहकरा वयम् ।॥२२॥
अज्ञानभावात्पूतत्वं यास्यामः पृथिवीतले ।

ईश्वर उवाच

यूयं पवित्रकरणाः पावनानां च पावनाः ॥२३॥
गंगां चैवानयिष्यामि युष्माकं चित्ततुष्टये ।
[3]पावित्र्याद्भवतां जातं त्रैनेत्र्यं मुनिसत्तमाः ॥२४॥

તેઓ તપ કરવા લાગ્યા ત્યારે મહેશ્વરે કૃપાવિષ્ટ થઈને તે સર્વ મુનિઓ પ્રત્યે કહ્યું કે:–"હે મુનિ શ્રેષ્ઠો! તમારાં તપથી અને પૂજાથી હું પ્રસન્ન થયો છું માટે ઉત્તમ વરદાન માગો."

ઋષિઓ બોલ્યા:–"હે દેવેશ! જો આપ પ્રસન્ન થયા હો તો અમોને વરદાન દેવાને યોગ્ય છો. ૨૦–૨૧.

હે હર! અમોને સ્નાન કરવા માટે ગંગાજીને સત્વર અહિં લાવો અને પૃથ્વીતલમાં અજ્ઞાનથી તમારો દ્રોહ કરનારા અમે તેમાં સ્નાન કરવાથી પવિત્ર થશું."

મહાદેવજી બોલ્યા:–"તમે અન્યને પવિત્ર કરનારા છો. અને પવિત્રમાં પણ પવિત્ર છો તે છતાં તમારા ચિત્તની પ્રસન્નતા માટે ગંગાને હું અહિં લાવીશ. હે મુનિશ્રેષ્ઠો! તમારા પવિત્રપણાથી તમને ત્રિનેત્રપણું થયું છે." ૨૨–૨૪.

---

૧ शृणुध्वम् ૨ प्रागेव. ૩ આહથી ૨૭ મા શ્લોક સુધી લ. પ્ર. માં નથી.

एवमुक्त्वा ततः शंभुर्ध्यानस्तिमितलोचनः ।
सस्मार क्षणमात्रेण गंगां मीनकुलावृताम् ॥२५॥
स्मृतमात्रा तदा देवी गंगा त्रिपथगामिनी ।
भित्त्वा भूमितलं प्राप्ता तत्र मीनकुलावृता ॥२६॥
ऋषिभिश्च यदा दृष्टा गंगा मीनयुता शुभा ।
दृष्टमात्रास्तु ते मत्स्यास्त्रिनेत्रत्वमुपागताः ॥२७॥

ईश्वर उवाच

युष्माकं दर्शनाद्विप्रास्त्रिनेत्रत्वमुपागताः[1] ।
[2]एतन्निदर्शनं सर्वं लोकानां च प्रदर्शनम् ॥२८॥

એમ કહીને ધ્યાનમાં નિશ્ચલ જેનાં નેત્ર છે એવા શંકર ભગવાને ક્ષણમાત્રમાં મત્સ્યસમુદાયથી યુક્ત એવાં ગંગાજીનું ધ્યાન કર્યું. ૨૫

ત્યારે ત્રણ પથમાં ગમન કરનારાં અને મત્સ્યસમુદાયથી યુક્ત એવાં શ્રી ગંગાદેવી સ્મરણ કરતાં વારજ ભૂમિતલને ભેદીને ત્યાં દૃષ્ટિગોચર થયાં. ૨૬

જ્યારે પવિત્ર અને મત્સ્યવૃન્દથી યુક્ત એવાં ગંગાજીને ઋષિઓએ જોયાં ત્યારે દૃષ્ટિગોચર થતાં વારજ તે મત્સ્યો ત્રિનેત્રપણાને પામ્યાં. ૨૭

મહાદેવજી બોલ્યાઃ–"હે વિપ્રો! તમારાં દર્શનમાત્રથીજ આ મત્સ્યો ત્રિનેત્રપણાંને પ્રાપ્ત થયાં છે. એવી રીતે દરેક લોકોને દૃષ્ટાન્ત બતાવ્યું છે." ૨૮

---

१ मुपागतम् २ एवं निदर्शनं सर्वं लोकानां च प्रदर्शितम्

ऋषय ऊचुः

[1]अस्मिन् कुंडे महादेव मत्स्यानां सन्ततिः सदा ।
[2]त्रिनेत्रात्वत्प्रसादेन भूयात्सर्वा युगे युगे ॥२९॥
अस्मिन् कुंडे समागत्य नरः स्नानं [3]करोति यः ।
ददाति हेम विप्राय गाश्च वस्त्रं तथा तिलान् ॥३०॥
अमावास्यां विशेषेण [4]त्रिनेत्रः स प्रजायताम् ।
एवं भविष्यतीत्युक्त्वा ह्यन्तर्धानं गतो हरः ॥३१॥
ब्राह्मणास्तुष्टिसंयुक्ता गताः सर्वे महोदयम् ।
एतत्ते कथितं देवि गंगा माहात्म्यमुत्तमम् ॥३२॥
श्रुतं पापप्रशमनं सर्वकामफलप्रदम् ॥३३॥

इति श्रीस्कान्दे म०, ए०, सं०, स० प्र०, प्र० प्र०, संगालेश्वर–समीपवर्तिगंगामाहात्म्यवर्णनं नाम चतुरुत्तरत्रिशततमोऽध्यायः ॥३०४॥

ઋષિઓ બોલ્યાઃ–"હે મહાદેવજી ! આ કુંડમાં આ મત્સ્યોની સન્તતિ સર્વ યુગોમાં સર્વદા તમારી કૃપાથી ત્રણ નેત્રવાળી થાય. ૨૯

જે માણસ અહિં આવીને આ કુંડમાં સ્નાન કરે અને વિપ્રને સુવર્ણ આપે તથા ગાયો, વસ્ત્ર અને તલનું દાન

---

१ अस्मिन् कुंडे महादेवं पश्यतां सन्ततिः सदा । २ त्रिनेत्रा ३ करिष्यति ४ त्रिनेत्रास्ते भवन्तु वै.

કરે. અને તેમાં ખાસ કરીને અમાવાસ્યાને દિવસે કરે, તે પુરૂષ ત્રિનેત્ર થાય."

"એમ થશે" એવું વરદાન આપી મહાદેવજી અંતર્ધાન થયા. ૩૦-૩૧

સર્વે બ્રાહ્મણો સંતુષ્ટ થઇને મહોદય તીર્થ પ્રત્યે ગયા. હે દેવિ! ઉત્તમ એવું આ ગંગાજીનું માહાત્મ્ય તમને કહી સંભળાવ્યું, કે જે સાંભળવાથી પાપને નાશ કરનારૂં તથા સર્વ ઇચ્છિત ફલને આપનારૂં છે."૩૨-૩૩

એવી રીતે શ્રી સ્કન્દમહાપુરાણે સંગાલેશ્વરસમીપવર્તિ ગંગામાહાત્મ્ય-વર્ણન નામનો ત્રણસોચારમો અધ્યાય સંપૂર્ણ (૩૦૪)



## ॥ अध्याय ३०५ ॥

ईश्वर उवाच

ततो गच्छेन्महादेवि तस्याः पूर्वेण संस्थितम् ।
नारदादित्यनामानं [1]जरादारिद्र्यनाशनम् ॥१॥
पश्चिमे मूलचंडीशाद्धनुषां च शतत्रये ।
आराध्य नारदो देवि भास्करं वारितस्करम् ॥२।
जरानिर्मुक्तदेहस्तु तत्क्षणात्समपद्यत ।

देव्युवाच

[2]कथं जरामनुप्राप्तो नारदो मुनिपुंगवः ॥३॥
कथमाराधितः सूर्य एतन्मे वद शंकर ।

### નારદાદિત્યનું માહાત્મ્ય.

શ્રી શંકર પાર્વતીને કહે છે કેઃ—"હે દેવિ! તે ગંગાના પૂર્વ ભાગમાં–નારદાદિત્ય—નામે સૂર્ય છે. તે મૂલચંડીશથી ત્રણસેં ધનુષ દૂર છે, અને તે વૃદ્ધાવસ્થાને તથા દારિદ્રને નાશ કરનાર છે. હે દેવિ! જલનું શોષણ કરનારા શ્રી સૂર્યનું સમારાધન કરીને તેજ ક્ષણે નારદજી વૃદ્ધાવસ્થાથી મુક્ત થયા હતા."

દેવી કહે છેઃ—"હે શંકર! મુનિશ્રેષ્ઠ શ્રી નારદજી વૃદ્ધાવસ્થાને શાથી પ્રાપ્ત થયા અને તેમણે સૂર્યની આરાધના કેવી રીતે કરી? તે કહો."

---

१ नार २ (આકડી) હ. પ્ર. માં નથી.

ईश्वर उवाच

[1]यदा द्वारवतीं प्राप्तो नारदो मुनिपुंगवः ॥४॥
सर्वे दृष्टास्तदा तेन विष्णोः पुत्रा महाबलाः ।
तद्राजकुलमध्ये तु क्रीडमानाः परस्परम् ॥५॥
आयान्तं नारदं दृष्ट्वा सर्वे विनयसंयुताः ।
नमश्चक्रुर्यथान्यायं विना साम्बं त्वरान्विताः ॥६॥
अविनीतं तु तं दृष्ट्वा कथयामास नारदः ।
शरीरमदमत्तोऽसि यस्मात्साम्ब हरेः सुत ।७॥
अचिरेणैव कालेन शापं प्राप्स्यथासि दारुणम् ।

ઇશ્વર કહે છેઃ–"જ્યારે મુનિ શ્રેષ્ઠ નારદજી દ્વારકાનગરીમાં ગયા ત્યારે મહા બલવાળા એવા અને રાજકુલમાં પરસ્પર ક્રીડા કરતા શ્રી કૃષ્ણના સર્વ પુત્રો આનંદ પામ્યા. અને દુરથી આવતા શ્રી નારદજીને જોઇને સામ્બને છોડીને સર્વેએ ઉતાવળા થઇને ન્યાય પ્રમાણે તેમને નમસ્કાર કર્યા. ૧–૬

ત્યારે તે સામ્બનો અવિનય જોઇને નારદજીએ કહ્યું કે હે કૃષ્ણપુત્ર ! હે સામ્બ ! તું શરીરના મદથી મસ્ત બની ગયો છે. તેથી થોડાજ વખતમાં દારૂણ શાપ પ્રાપ્ત કરીશ."

१ एकदा नारदो योगी द्वारकामगमद्यदा.

साम्ब उवाच

नमस्कारेण किं कार्यमृषीणां च [1]जितात्मनाम् ॥८॥
आशीर्वादेन तेषां च तपोहानिः प्रजायते ।
मुनीनां यः स्वभावो हि त्वयि लेशो न नारद ॥९॥
विद्यते ब्रह्मणः पुत्र उच्यते किमतः परम् ।
न कलत्रं न ते पुत्रा नच [2]पौत्रप्रपौत्रकाः ॥१०॥
न गृहं नैव च द्वारं नहि गावो न वत्सकाः ।
ब्रह्मणो [3]मानसः पुत्रो ब्रह्मचर्ये व्यवस्थितः ॥११॥
अयुक्तं कुरुषे नित्यं कस्मात्प्रकृतिरीदृशी ।
युद्धं विना न ते सौख्यं सौख्यं न कलहं विना ॥१२॥

ત્યારે સામ્બે કહ્યું કે:—જીતેન્દ્રિય એવા ઋષિઓને નમસ્કાર સાથે શું પ્રયોજન ? આશીર્વાદ દેવાથી તેઓના તપની હાનિ થાય છે હે નારદ! મુનિઓના સ્વભાવનો લેશપણ તમારામાં નથી.

બ્રહ્માના પુત્ર છો તેથી વધારે શું કહેવાય ? તમારે સ્ત્રી નથી, પુત્રો નથી, પૌત્રો નથી તેમ પ્રપૌત્રો પણ નથી. વળી તમારે ગૃહ નથી.દ્વાર નથી.ગાયો નથી.વત્સો નથી.તમે બ્રહ્માના માનસ પુત્ર છો અને બ્રહ્મચર્યવ્રતમાં રહેલા છો છતાં નિત્ય અયોગ્ય કર્મ કરો છો. તમારી આવીપ્રકૃતિ શાથી છે ? યુદ્ધ વિના અને કલહ વિના તમોને સુખ નથી ,મળતું:૭,૧૨

१ यतात्मनाम् २ पौत्राः ३ मानसाः पुत्राः ब्रह्मचर्ये व्यवस्थिताः

यादृशस्तादृशो वापि वाग्वादोऽपि सदा प्रियः ।
स्नानं संध्या जपो होमस्तर्पणं पितृदेवयोः ॥१३॥
[1]नारदः कुरुषे चान्यदन्यत्कुर्वन्ति ब्राह्मणाः ।
कौमारेण तु गर्विष्ठो यस्मान्मां शापयिष्यसि ॥१४॥
तस्मात्त्वमपि विप्रर्षे जरायुक्तो भविष्यसि ।
एवं शप्तस्तदा देवि नारदो मुनिपुंगवः ॥१५॥
एकान्ते निर्मले स्थाने कंटकास्थिविवर्जिते ।
कृष्णाजिनपरिच्छिन्ने ह्युपविष्टो वरासने ॥१६॥

ગમે તે પ્રકારનો પણ વાણીનો વાદ તમોને પ્રિય છે. બીજા બ્રાહ્મણો સ્નાન, સંધ્યા, જપ, હોમ અને પિતૃ દેવતાનું તર્પણ કરે છે અને તમે નારદજી–કાંઇક બીજું બીજુ જ કરો છો. કુમારાવસ્થાથી ગર્વિષ્ઠ થઇને જો તમે મને શાપ અપાવશો તો હે વિપ્રર્ષે ! તમે પણ વૃદ્ધ અવસ્થાથી યુક્ત થશો."

હે દેવિ ! એવી રીતે શાપિત થયેલા મુનિશ્રેષ્ઠ નારદજી, કંટક અને અસ્થિથી રહિત એકાન્ત નિર્મલ સ્થાનમાં કૃષ્ણ મૃગચર્મથી આચ્છાદિત શ્રેષ્ઠ આસન ઉપર બેઠા. ૧૩–૧૬

---

१ नारद त्वं कौमारत्वात्

[1]ऋषितोयातटे रम्ये प्रतिष्ठाप्य महामुनिः ।
सूर्यस्य प्रतिमां रम्यां सर्वदारिद्र्यनाशिनीम् ॥१७॥
तुष्टाव विविधैः स्तोत्रैरादित्यं तिमिरापहम् ।

नारद उवाच

नमस्ते [2]ऋक्स्वरूपाय साम्नां धामग ते नमः ॥१८॥
ज्ञानैकरूपदेहाय निर्धूततमसे नमः ।
शुद्धज्योतिःस्वरूपाय निर्मूर्तायामलात्मने ॥१९॥
वरिष्ठाय वरेण्याय सर्वस्मै [3]परमात्मने ।
नमोऽखिलजगद्व्यापि[4]स्वरूपानन्दमूर्तये ॥२०॥

પછી મહામુનિ નારદજીએ ઋષિતોયાના સુંદર તટ ઉપર સર્વ દરિદ્રતાનો નાશ કરવાવાળી સૂર્યની રમ્ય પ્રતિમા સ્થાપીને વિવિધ સ્તોત્રો વડે-અંધકારનો નાશ કરનારા સૂર્ય દેવની સ્તુતિ કરી.

નારદજી સ્તુતિ કરે છે કેઃ-"હે ઋક્સ્વરૂપ શ્રીસૂર્યદેવ ! સામ(વેદ)ના સ્થાનમાં પ્રાપ્ત થયેલા આપને નમસ્કાર છે. જ્ઞાન એજ છે રૂપ અને દેહ જેને એવા અંધકારના નાશક આપને નમસ્કાર છે. શુદ્ધજ્યોતિઃસ્વરૂપ, મૂર્તિ વગરના અને નિર્મળ આત્માવાળા આપને નમસ્કાર છે વરિષ્ઠ, વરેણ્ય તથા સર્વરૂપ આપ પરમાત્માને નમસ્કાર છે. અખિલ જગત્માં વ્યાપ્ત છે સ્વરૂપ જેનું એવા આનંદમૂર્તિવાળા આપને નમસ્કાર છે ૧૭-૨૦

૧ (આ કડી) સ. મા નથી ૨ शुद्धरूपाय ३ घ परात्मने ४ रूपायानन्तमूर्तये

सर्वकारणभूताय निष्ठाय ज्ञानचेतसाम् ।
नमः सर्वस्वरूपाय [1]प्रकाशालक्ष्यरूपिणे ॥२१॥
[2]भास्कराय नमस्तुभ्यं तथा दिनकृते नमः ।

ईश्वर उवाच

[3]एवं संस्तुवतस्तस्य पुरतस्तस्य चेतसा ॥२२॥
प्रादुर्बभूव देवेशि [4]जगच्चक्षुः सनातनः ।
उवाच परमं प्रीतो नारदं मुनिपुंगवम् ॥२३॥

सूर्य उवाच

वरं वरय विप्रर्षे यस्ते मनसि वर्तते ।
तुष्टोऽहं तव दास्यामि यद्यपि स्यात्सुदुर्लभम् ॥२४॥

સર્વના કારણરૂપ એવા અને જ્ઞાનયુક્ત છે ચિત્ત જેઓનું એવા તેઓના હૃદયમાં રહેવાવાળા આપને નમસ્કાર છે. સર્વસ્વરૂપ અને પ્રકાશથી અદૃશ્ય છે રૂપ જેનું એવા આપને નમસ્કાર છે. પ્રકાશ કરનાર તથા દિવસ કરનાર આપને નમસ્કાર છે ૨૧

શ્રી શંકર કહે છે કેઃ—"હે દેવશિ ! આ પ્રકારે સ્તુતિ કરતાં તે નારદજી આગળ તેજોનિધાન, જગતના ચક્ષુઃસ્વરૂપ સનાતન શ્રી સૂર્યદેવ પ્રકટ થયા. તથા પરમ પ્રીતિથી મુનિશ્રેષ્ઠ શ્રીનારદજી પ્રત્યે બોલ્યાઃ—શ્રી સૂર્ય કહે છે કેઃ–"હે વિપ્રર્ષિ નારદજી ! તમારા મનમાં જે ઇચ્છા હોય તે પ્રમાણે વરદાન માગો. તે વરદાન દુર્લભ હશે તોપણ હું આપીશ, કારણ કેઃ–હું સંતુષ્ટ થયો છું."૨૨–૨૪

१ प्रकाशा लक्ष्यरूपिणे २ (આ કડી) લ.માં નથી. ३ एवं तु स्तुवतस्तस्य ४ ज्योतिर्योनि

नारद उवाच

कुमारवयसा युक्तो जरायुक्तकलेवरः ।
प्रसादात्स्यां[2] हि ते देव यदि तुष्टो दिवाकर ॥२५॥
सप्तम्यां रविवारेण यस्त्वां पश्यति मानवः ।
तस्य रोगभयं माऽस्तु प्रसादात्तिमिरापह ॥२६॥

ईश्वर उवाच

एवं भविष्यतीत्युक्त्वा ह्यन्तर्धानं गतो रविः ।
इत्येतत्कथितं देवि माहात्म्यं सकलं तव ॥
नारदादित्यदेवस्य सर्वपातकनाशनम् ॥२७॥

इति श्रीस्कान्दे म० प्र० सं० प्र० प्र० प्र०; नारदादित्यमाहात्म्यवर्णनं नाम पचोत्तरत्रिशततमोऽध्यायः ॥३०५॥

નારદજી બોલ્યા:—"હે દિવાકર શ્રી સૂર્યદેવ ! યદિ આપ પ્રસન્ન થયા હો તો વૃદ્ધાવસ્થા યુક્ત એવો જે હું તે આપની કૃપાથી કુમારવયથી યુક્ત થાઉં. તેમ સપ્તમી અને રવિવારને દિવસે જે માણસ તમારૂં દર્શન કરે તેને હે અંધકારનાશક ! તમારી કૃપાથી રોગનો ભય ન થાઓ ૨૫-૨૬

મહાદેવજી બોલ્યા કે:-"એમ થશે" એમ કહી શ્રી સૂર્યદેવ અંતર્ધાન થઇ ગયા. હે દેવ ! સર્વ પાતકનો નાશ કરનારૂં શ્રી 'નારદાદિત્ય' દેવનું સમગ્ર માહાત્મ્ય (મેં) તમને કહી સંભળાવ્યું." ૨૭

એવી રીતે શ્રીસ્કંદમહાપુરાણે મ૦, એ૦ સં., સ૦, પ્ર૦, પ્ર૦, નારદાદિત્યમાહાત્મ્યવર્ણન નામનો ત્રણસોપાંચમો અધ્યાય સંપૂર્ણ (૩૦૫)

१ प्रस्त्व २ अस्तु ते देव

## ॥ अध्याय ३०६ ॥

॥ ईश्वर उवाच ॥

ततो गच्छेन्महादेवि साम्बादित्यमनुत्तमम् ।
तस्मादुत्तरभागे तु सर्वपातकनाशनम् ॥१॥
यत्र साम्बस्तपस्तप्त्वा ह्याराध्य च दिवाकरम् ।
प्राप्तवान्सुन्दरं देहं सहस्रांशुप्रसादतः ॥२॥
यदा रोषेण संशप्तः पित्रा जाम्बवतीसुतः ।
आराधयामास तदा विष्णुं कमललोचनम् ॥३॥
[1]अनुग्रहार्थं शापस्य साम्बो जाम्बवतीसुतः ।
प्रसन्नवदनो भूत्वा विष्णुः प्रोवाच तं प्रति ॥४॥
गच्छ प्रभासिके क्षेत्रे ब्रह्मभागमनुत्तमम् ।
ऋषितोयातटे रम्ये ब्राह्मणैरुपशोभिते ॥५॥

### શ્રી સાંબાદિત્યનું માહાત્મ્ય.

શ્રી શંકર પાર્વતીને કહે છે કે:"હે દેવેશિ! તેનાથી ઉત્તર ભાગમાં સર્વ પાતકને નષ્ટ કરનારૂં 'સાંબાદિત્ય' નામનું તીર્થ છે કે જ્યાં વિષ્ણુના પુત્ર સાંબે તપ કરીને અને સૂર્યની ઉપાસના કરીને સૂર્યની કૃપાથી સુન્દર દેહને પ્રાપ્ત કર્યો હતો. પૂર્વે જ્યારે જાંબવતીના પુત્ર સાંબજીને પિતા શ્રીકૃષ્ણે ક્રોધથી શાપ દીધો, ત્યારે જાંબવતીના પુત્ર સાંબે શાપના અનુગ્રહને માટે કમલ લોચન શ્રીવિષ્ણુભગવાનની આરાધના કરી ત્યારે પ્રસન્નમુખ થઇને વિષ્ણુ ભગવાને (શ્રીકૃષ્ણે) તેને આ પ્રમાણે કહ્યું કે:—"(હે પુત્ર)! પ્રભાસ ક્ષેત્રમાં ઋષિતોયાના સુન્દર તટ પર બ્રાહ્મણોથી શોભિત એવો જે અતિ ઉત્તમ બ્રહ્મભાગ છે ત્યાં તું જા. ૧—૫

૧ આ બન્ને કડી લ૦ મા નથી. ૨ શોભિતम् ।

तत्राहं सूर्यरूपेण वरं दास्यामि पुत्रक ।
इत्युक्तः स तदा साम्बो विष्णुना प्रभविष्णुना ॥६॥
गतः प्राभासिके क्षेत्रे रम्ये शिवपुरे शिवे ।
तत्राराध्य परं देवं भास्करं वारितस्करम् ॥७॥
प्रसादयामास तदा स्तुत्वा स्तोत्रैरनेकधा ।
प्रत्युवाच रविः साम्बं प्रसन्नस्ते [1]स्तवेन वै ॥८॥
शीघ्रं गच्छ [2]यदुश्रेष्ठ ऋषितोया[3]तटं शुभे[4] ।
इत्युक्तः स तदाऽऽगत्य ऋषितोयातटे शुभम् ॥९॥

અને હે પુત્ર! ત્યાં સૂર્યરૂપે હું વરદાન દઇશ" જ્યારે સમર્થ વિષ્ણુ ભગવાને આ પ્રમાણે કહ્યું ત્યારે સામ્બ મનોહર અને કલ્યાણકારક શિવપુર પ્રભાસ ક્ષેત્રમાં ગયા. ત્યાં જલશોષણ કર્તા શ્રી સૂર્યનારાયણરૂપ ઉત્તમ દેવનું આરાધન કરીને તે સમયે અનેક પ્રકારનાં સ્તોત્રોથી સ્તુતિ કરી. પછી શ્રી સૂર્યનારાયણ સામ્બ પ્રત્યે બોલ્યા કે:-"હે મહામતે! હું તમારી સ્તુતિથી પ્રસન્ન થયેલ છું ૬-૮

હે યદુશ્રેષ્ઠ! તું ઋષિતોયાના ઉત્તર કિનારા ઉપર જલદી જા (ત્યા સમર્થ શ્રીવિષ્ણુ ભગવાન્ તારી શુદ્ધિ કરશે)" જ્યારે શ્રી સૂર્યનારાયણે સામ્બને આ પ્રમાણે કહ્યું ત્યારે સામ્બ–ઉત્તમ ઋષિતોયાના કિનારા પર આવીને

---

१ महामते २ नरश्रेष्ठ ३ तटं शुभं ४ तत्र ते विहिता शुद्धिर्विष्णुना प्रभविष्णुना આ કડી વે. પ્ર માં નથી.

[1]नारदो यत्र ब्रह्मर्षिस्तपस्तप्यति चैव हि ।
तत्र गत्वा हरेः सूनुरुन्नतस्थानवासिनः ॥१०॥
[3]आहूय ब्राह्मणान् सर्वानिदं वचनमब्रवीत् ।

साम्ब उवाच

एष वै ब्रह्मणो भागः प्रभासे क्षेत्र उत्तमे ॥११॥
अत्र वै [4]ब्राह्मणा ये तु ते वै श्रेष्ठाः स्मृता भुवि ।
भवतां वचनाद्विप्राः सूर्यमाराधयाम्यहम् ॥१२॥
[x]मम वै पूर्वमादिष्टं स्थानमेतच्च विष्णुना ।
बाढमित्येव तैः सर्वैरुक्तं च द्विजपुंगवैः ।x

विप्रा ऊचुः

सिद्धिस्ते भविता साम्ब आराधय दिवाकरम् ॥१३॥

જ્યાં મુનિઓમાં શ્રેષ્ઠ નારદજી તપ કરતા હતા ત્યાં જઈને ઉન્નત (ઉના) સ્થાનમાં વસવાવાળા સર્વે બ્રાહ્મણોને બોલાવીને આ પ્રમાણે બોલ્યાઃ-સામ્બ કહે છેકેઃ—"આ ઉત્તમ પ્રભાસ-ક્ષેત્રમાં જ્યાં આ બ્રહ્મભાગ છે ત્યાં જે બ્રાહ્મણો છે તેઓ પૃથ્વીમાં શ્રેષ્ઠ કહેવાયા છે. તો આપ સૌના વચનથી હું સૂર્યદેવની ઉપાસના કરીશ. મને વિષ્ણુ ભગવાને પહેલાં આ સ્થાન બતાવેલું છે." ત્યારે તે સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણોએ કહ્યું જે (બહુ સારૂં) બ્રાહ્મણો બોલ્યાઃ-"હે સામ્બ ! તું દિવાકરની આરાધના કર, તને સિદ્ધિ પ્રાપ્ત થશે" ૧૦-૧૩

---

x૯૦ નો પાઠ, १ नारदो मुनिशार्दूलस्तप स्तप्यति यत्र वै २ तत्र स्थाने निवासिनः ३ आसन्ये महाणास्तान् सः ४ ब्राह्मणा यस्तु स वै श्रेष्ठः स्मृतो भुवि અહિંથી प्रभाकरम् ત્યાંસુધી લ. માંનથી

[1]इत्युक्तः स तदा विप्रैः प्रविष्टोऽथ प्रभाकरम् ।
[2]नित्यमाराधयामास साम्बो जाम्बवती सुतः ॥१४॥
तपोनिष्ठं च तं दृष्ट्वा विष्णुः कारुणिको महान् ।
इदं वै चिन्तयामास [3]पुत्रवात्सल्यसंयुतः ॥१५॥
[4]यथैश्वर्यप्रदो रुद्रो यथा विष्णुश्च मुक्तिदः ।
यज्ञैरिष्टो हि देवेन्द्रो यथा स्वर्गप्रदः स्मृतः ॥१६॥
[5]शुद्धिकर्तृ यथा तोयं मृत्तिकाभस्मसंयुतम् ।
दहनात्मा यथा वह्निर्विघ्नहर्ता गणेश्वरः ॥१७॥
[6]स्वच्छन्दा भारतीदाने यथा ब्रह्मसुता नृणाम् ।
तथारोग्यप्रदाता च नान्यो देवो दिवाकरात् ॥१८॥

જ્યારે આવી રીતે વિપ્રોએ કહ્યું ત્યારે તેણે સૂર્યનારાયણમાં (ચિત્તનો) પ્રવેશ કર્યો. જાંબવતીના પુત્ર સામ્બે શ્રીસૂર્યનારાયણની આરાધના કરી આવી રીતે તપ કરતા સામ્બને જોઇ પુત્રવત્સલ તથા મોટા દયાળુ શ્રીવિષ્ણુએ વિચાર કર્યો કે, જેમ ઐશ્વર્ય દેનાર રુદ્ર છે અને મુક્તિને આપનાર વિષ્ણુ છે, તથા યજ્ઞથી આરાધન કરાયેલ ઇન્દ્ર સ્વર્ગ આપનાર છે.

અને જેમ માટી અને ભસ્મ યુક્ત જલથી શુદ્ધિ થાય છે, અને જેમ બાળી નાખનાર અગ્નિ શુદ્ધ ગણાય છે, વિઘ્ન હરણ કરવામાં ગણપતિ શ્રેષ્ઠ છે, તથા મનુષ્યોને વિદ્યા દેવામાં સરસ્વતી સ્વતંત્ર છે તેમ શ્રી સૂર્યદેવ સિવાય નીરોગીપણું દેનાર બીજું કોઇ શ્રેષ્ઠ નથી. ૧૫-૧૮

---

૧ આ કડી લખનૌ પ્રતમાં નથી ૨ सूर्यम् । ૩ पुत्रवान् सत्वसंयुतः ૪ અહિંથી स्मृतः સુધી લ.માં નથી. ૫ शुद्धिकर्म यथा, तोयं मृत्तिकाभस्मसंयुता ૬ स्वच्छन्द (व)

अनेकधाऽऽराधितोपि स देवो भास्करः शुचिः ।
[1]न ददाति वरं यत्तु तन्मे शापस्य कारणात् ॥१९॥
एवं संचिन्त्य भगवान् विष्णुः कमललोचनः ।
सूर्यरूपं समाश्रित्य तस्य तुष्टो जनार्दनः ॥२०॥
[2]योऽपरनारायणाख्यस्तस्यैव संनिधौ स्थितः ।
[3]प्रत्यक्षः स ततो विष्णुः सूर्यरूपी दिवाकरः ॥२१॥
उवाच परमप्रीतो वरदः पुण्यक[4]र्मणाम् ।
अलं क्लेशेन ते साम्ब किमर्थं तप्यते तपः[5] ॥२२॥
प्रसन्नोऽहं हरेः सूनो वरं वरय सुव्रत ।

અનેક પ્રકારે આરાધના કરી છતાં પવિત્ર સૂર્યનારાયણ મારા શાપના કારણથી જ સાંબને વરદાન નથી આપતા. આ પ્રમાણે વિચાર કરીને કમળ સરખાં નેત્રવાળા અને ભક્તનાં દુઃખ હરેનાર શ્રી વિષ્ણુ ભગવાન્ સૂર્યનારાયણના રૂપમાં સ્થિત થઇને તેમના ઉપર પ્રસન્ન થયા અને જે 'અપરનારાયણ' નામના દેવ ત્યાં છે તેની સમીપે સ્થિત થયા. ત્યારપછી સૂર્યરૂપી વિષ્ણુભગવાન્ પ્રત્યક્ષ થઇ અને બહુજ પ્રસન્ન થઇને તે પુણ્ય કરનારને વરદાયક એવા વિષ્ણુ ભગવાન્ બોલ્યા કેઃ–
"હે સામ્બ! કલેશ ન કર. શા માટે તપ કરે છે? હે વિષ્ણુ પુત્ર! હે સુવ્રત! હું પ્રસન્ન છું, વરદાન માગ" २२

१ ददौ वरं न तं साम्बं मच्छापस्यैव कारणात् २ योऽपरो नारायणाख्यः ३ ततः प्रत्यक्षतां विष्णुः सूर्यरूपी जगाम वै ४ कर्मण. ५ बहु.

साम्ब उवाच

निर्मलस्त्वत्प्रसादेन कुष्ठमुक्तकलेवरः ॥२३॥

[1]भवानि देवदेवेश प्रत्यक्षाम्बरभूषण ।

[2]अस्मिन्स्थाने स्थितो रम्ये नित्यं संनिहितो भव॥२४॥

सूर्य उवाच

अधुना निर्मलो देहस्तव साम्ब भविष्यति ।

इहागत्य नरो यस्तु सप्तम्यां रविवासरे ॥२५॥

उपवासपरो भूत्वा रात्रौ जागरणे स्थितः ।

अष्टादशानि कुष्ठानि पापरोगास्तथैव च ॥२६॥

कदाचिन्न भविष्यन्ति कुले तस्य महात्मनः ।

कृत्वा स्नानं नरो यस्तु भक्तियुक्तो जितेन्द्रियः ॥२७॥

पूजयेद्रविवारेण साम्बादित्यं महाप्रभम् ।

स रोगहीनो धनवान् पुत्रवान् जायते नरः ॥२८॥

સાંબે કહ્યું કે હે પ્રત્યક્ષ આકાશભૂષણ ! હે દેવદેવેશ ! તમારી કૃપાથી કોઢવાળા શરીરમાંથી હું મુક્ત થઈતુરત નિર્મળ થાઉં. અને આ રમ્ય મહાવન-સ્થાનમાં આપ સદૈવ રહો. સૂર્ય-નારાયણબોલ્યા કે:—" હે સામ્બ ! આજ વખતે હમણાંજ. તમારૂં શરીર નિર્મળ થશે. અને અહિં આવીને જે મનુષ્ય રવિવાર ને સપ્તમી તિથિને દિવસે ઉપવાસ કરીને રાત્રિએ જાગરણ કરશે તે મહાત્માના વંશમાં અઢાર પ્રકારના કોઢ

१ भवेत्तुदेवदेवेश शीघ्रं गगनभूषण २ अस्मिन् स्थाने महारण्ये.

तस्यैव पूर्वदिग्भागे किञ्चिदीशानमाश्रितम् ।
कुण्डं पापहरं [1]पुण्यं स्वच्छोदपरिपूरितम् ॥२९॥
तत्र स्नात्वा च विधिवत् कुर्याच्छ्राद्धं विचक्षणः ।
भोजयेद् ब्राह्मणान्यस्तु साम्बादित्यं प्रपूजयेत् ॥३०॥
सर्वकामसमृद्धात्मा सूर्यलोके महीयते ।

इतिश्री स्कान्दे म. ए. सं. प्र. म. प्र. प्र. साम्बादित्यमाहात्म्यवर्णनं नाम षडुत्तरत्रिशततमोऽध्यायः ॥३०६॥

અને પાપરોગ ક્યારેય ન થશે. અને ભક્તિયુક્ત જીતેન્દ્રિય જે પુરૂષ સ્નાન કરીને રવિવારને દિવસે મહા તેજસ્વી સામ્બાદિત્યને પૂજે છે તે મનુષ્ય રોગહીન અને ધનવાન તથા પુત્રવાન્ થાય છે. ૧૯—૨૮.

અને તેની પૂર્વ દિશાના ભાગમાં-કાંઈક ઈશાનમાં મનુષ્યોના પાપોને હરવાવાળો તથા પવિત્ર અને નિર્મળ જળથી પૂરિત એક સૂર્યકુંડ છે. તેમાં સ્નાન કરીને જે ચતુર પુરુષ વિધિપૂર્વક શ્રાદ્ધ કરેછે અને બ્રાહ્મણોને ભોજન કરાવે છે તથા સામ્બાદિત્યને પૂજે છે તે સર્વ કામનાઓથી સમૃદ્ધ થઇને સૂર્યલોકમાં પૂજાય છે.

એવી રીતે શ્રીસ્કન્દપુરાણે પ્રભાસખંડમાં સામ્બાદિત્યમાહાત્મ્ય નામનો ત્રણુસોને છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ (૩૦૬)

---

१ नमाम्

## ॥ अध्याय ३०७ ॥

ईश्वर उवाच

साम्बादित्याच्च पूर्वेण किञ्चिदाग्नेयसंस्थितः ।
[1]अपरनारायणो नाम यस्मान्नास्ति[2]परो भुवि ॥१॥
स तु साम्बस्य देवेशि सूर्यो विष्णुस्वरूपवान् ।
अपरां मूर्तिमास्थाय विष्णुरूपो वरं ददौ ॥२॥
तेनापरेति नाम्ना वै ख्यातो विष्णुः पुराऽभवत् ।
फाल्गुनामलपक्षे तु एकादश्यां विधानतः ॥३॥
पूजयेत्पुंडरीकाक्षं तत्र [3]सूर्यस्वरूपिणम् ।
मुक्तो भवति पापेभ्यः सर्वकामैः समृद्ध्यते ॥४॥

इतिश्री स्कान्द म. ए. सं. स. प्र. प्र. प्र., अपरनारायणमाहात्म्य वर्णनं नाम सप्तोत्तरत्रिशततमोऽध्यायः ॥३०७॥

### અપરનારાયણમાહાત્મ્યઃ—

શ્રીશંકર કહે છે કેઃ—"હે દેવિ! સામ્બાદિત્યથી પૂર્વમાં કાંઇક અગ્નિકોણમાં-અપરનારાયણ (અપરનારાયણ) નામે એક દેવ છે—જેમનાથી પૃથ્વી ઉપર બીજા કોઇ શ્રેષ્ઠ નથી. હે દેવેશિ ! વિષ્ણુરૂપવાળા તે સૂર્યદેવ છે, કારણ કે અન્ય મૂર્તિરૂપે સ્થિત થઇને વિષ્ણુરૂપી તેઓએ સામ્બને

१ मन्यता २ पराभवः ३ विष्णु.

વરદાન દીધું છે. તે કારણથી પુરાતન સમયમાં "અપરવિષ્ણુ-અપરનારાયણ" એવા નામથી પ્રસિદ્ધ થયા છે. ફાગણ માસમાં શુકલપક્ષની એકાદશીને દિવસે ત્યાં વિધિથી જે વિષ્ણુરૂપી પુંડરીકાક્ષ ભગવાન્‌ને પૂજે છે તે પાપોથી છૂટી જાય છે અને સર્વકામનાઓથી પરિપૂર્ણ થાય છે. ૧-૪"

એવી રીતે શ્રીસ્કન્દપુરાણના પ્રભાસખંડમાં **અપરનારાયણમાહાત્મ્ય** નામનો ત્રણસોસાતમો અધ્યાય સંપૂર્ણ (૩૦૭)

## ॥ अध्याय ३०८ ॥

ईश्वर उवाच

तस्मान्नारायणात्पूर्वं किंचिदीशानसंस्थितम् ।
मूलचंडीशनाम्ना तु विख्यातं भुवनत्रये ॥१॥
यत्र लिंगं पुराऽ[1]स्माकं पातितं त्वृषिभिः प्रिये ।
क्रोधरक्तेक्षणैर्देवि मूलचंडीशतां[2] गतम् ॥२॥
आद्यं [3]लिङ्गोद्भवं देवि ऋषिकोपान्निपातितम् ।
ये केचिदृषयस्तत्र देवदारुवने स्थिताः ॥३॥
कालान्तरे महादेवि ह्यहं तत्र समागतः ।
तेषां जिज्ञासया देवि ततस्ते रोषिता [4]भवन् ॥४॥

### મૂલચંડીશ માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા:–"તે નારાયણ ભગવાન્થી પૂર્વમાં કાંઇક ઇશાનમાં રહેલું-લિંગ-ત્રણ ભુવનમાં "મૂલચંડીશ" એ નામે પ્રસિદ્ધ છે. હે પ્રિય! દેવિ! જ્યાં ક્રોધથી લાલ થયલાં છે લોચનો જેઓનાં એવા ઋષિઓએ પુરાતન સમયમાં મારા–શિવનાં લિંગને પાડયું છે. ઋષિઓના ક્રોધથી પડેલું તે લિંગ "મૂળ ચંડીશ" નામવાળું આદ્યલિંગ થયું. હે દેવિ! ત્યાં દેવદારૂ વનમાં જે કોઇ ઋષિઓ હતા ત્યાં હે મહાદેવિ! તેઓની જાણવાની ઇચ્છાથી ત્યાં હું અન્ય સમયે ગયો." ત્યારપછી હે દેવિ! તે ઋષિઓ ક્રોધયુક્ત થયા. ૧–૪.

---

१-शैवं २ नामतः ३ लिंगमभूद्देवि ४ भवन् अभवन् अडभावः संधिरार्षः

मूलचंडीशनाम्ना तु विख्यातं भुवनत्रये ।
तल्लिङ्गं पतितं दृष्ट्वा कोपोपहतचेतसः ॥१२॥
पुनर्हन्तुं समारब्धा डिंडिनं ते तपोधनाः ।
वृसिकापाणयः केचित् कमंडलुधराः परे ॥१३॥
गृहीत्वा पादुकाश्चान्ये तस्य धावंति पृष्ठतः ।
डिंडिश्चान्तर्हितो भूत्वा त्वामुवाच सुमध्यमाम् ॥१४॥
रोषोपहतचेतस्कान्पश्यैतांस्त्वं तपोधनान् ।
एतस्मात्कारणाद्देवि तव वाक्यान्मयाऽनघे ॥१५॥

અને તે લિંગ ત્રણ ભુવનમાં "મૂલચંડીશ" એ નામે પ્રખ્યાત થયું.

તે લિંગ પડી ગયેલું જોઇને કોપથી હણાયું છે ચિત્ત જેઓનું એવા તે તપોધન ઋષિઓ ફરીથી તે દંડીને મારવા તૈયાર થયા. કેટલાકના હસ્તમાં વૃસિકા (આસન) હતી, કેટલાકે કમંડલુ ધર્યું હતું. ૧૩.

અને બીજાઓ પાદુકાઓ (ચાખડીયો) ગ્રહણ કરીને તેની પાછળ દોડયા. (ત્યારે) દંડી અન્તર્ધાન થઇને સુંદર છે મધ્યપ્રદેશ જેનો એવાં તમોને કહેવા લાગ્યા ૧૪.

"હે નિષ્પાપ ! ક્રોધાવિષ્ટચિત્તવાળા આ તપોધન ઋષિઓને તમે જુઓ. હે દેવિ ! આ કારણથી તમારા

न कृतोऽनुग्रहस्तेषां सरोषाणां तपस्विनाम्।
अत्रान्तरे ते मुनयो ह्यपश्यन्तो हि डिंडिनम् ॥१६॥

निरानन्दं गताः सर्वे द्रष्टुं देवं पितामहम् ।
तं दृष्ट्वा विबुधेशानं विरंचिं विगतज्वरम् ॥१७॥

प्रणम्य शिरसा सर्वं ऋषयः प्राहुरञ्जसा ।
भगवन् डिंडिरूपेण कश्चिदस्ति तपोधनः ॥१८॥

विध्वंसनाय दाराणां प्रविष्टः किल भिक्षितुम् ।
शप्तोऽस्माभिस्तु दुर्वृत्तस्तस्य लिंगं निपातितम् ॥१९॥

વાકયથી (પણ) મેં ક્રોધયુકત તપસ્વીઓ ઉપર અનુગ્રહ કર્યો નથી" એ સમયમાં તે સર્વે મુનિઓ દંડી નહિં દેખાવાથી નિરાનન્દ–આનંદરહિત થયા અને દેવ એવા પિતામહના દર્શન માટે ગયા, આનંદયુકત દેવોના સ્વામી વિરંચિ–બ્રહ્માને જોઇને તરતજ સર્વે ઋષિઓએ મસ્તકથી વંદન કરીને કહ્યું કે:—"હે ભગવન્ ! દંડીરૂપ ધરનાર કોઇ તપોધન છે તેણે (અમારી) સ્ત્રીઓને ભ્રષ્ટ કરવા ભિક્ષાને બ્હાને (અમારા આશ્રમમાં) પ્રવેશ કર્યો છે. દુર્વૃત્તિવાળા તેને અમોએ શાપ આપીને તેનું લિંગ પાડી નાખ્યું છે. ૧૫–૧૯.

तस्मिन्निपतितेऽस्माकं तथैव पतितानि च ।
गतोऽसौ कारणात्तस्माल्लिंगे पतिते वयम् ॥२०॥
निरानन्दाः स्थिताः सर्वे आचक्ष्वैतद्धि कारणम् ।

॥ ॥ ब्रह्मोवाच ॥

अशोभनमिदं कार्यं युष्माभिर्यत् कृतं महत् ॥२१॥
रुद्रस्यातिस्वरूपस्य सेर्ष्या ये हन्तुमुद्यताः ॥
आसुरीं दानवीं दैवीं यक्षिणीं किंनरीं तथा ॥२२॥
विद्याधरीं च गान्धर्वीं नागकन्यां मनोरमाम् ।
एता वरस्त्रियस्त्यक्त्वा युष्मदीयासु तास्त्वपि ॥२३॥
आह्लादं कुरुते सर्वे नैव जानीत भो द्विजाः ।

તેનું લિંગ પડવાથી અમારાં લિંગો પણ તેવીજ રીતે પડી ગયાં છે. અને આ કારણથી તે ચાલ્યો ગયો છે. તેનું લિંગ પડી જવાથી અમે આનંદ રહિત થયા છીએ માટે આનું કારણ કહો. બ્રહ્મા બોલ્યા કેઃ— " તમોએ જે કાર્ય કર્યું છે તે બહુજ અયોગ્ય છે. અતિ સુંદર રૂપવાળા રુદ્રને ઇર્ષ્યાથી જેઓ હણવા માટે તૈયાર થયા હતા તે તમો એમ જાણો કેઃ—આસુરી, દાનવી, દૈવી, યક્ષિણી, કિંનરી, વિદ્યાધરી, ગાન્ધર્વી, અને સુન્દર નાગકન્યા—એટલી સુંદર સ્ત્રીઓને ત્યજીને હે બ્રાહ્મણો! તમારી સ્ત્રીઓ ઉપર તે ખુશ મોહિત નજ થાય. ૨૦-૨૩॥

त्रैलोक्यनायकां सर्वां रूपातिशयसंयुताम् ॥२४॥
तां त्यक्त्वा मुनिपत्नीनामाह्लादं कुरुते कथम् ।
तया रुद्रो हि विज्ञप्त ऋषीणां कुर्वनुग्रहम् ॥२५॥
तेन वाक्येन पार्वत्या जिज्ञासार्थं कृतं मनः ।
चतुर्दशविधस्यापि भूतग्रामस्य यः प्रभुः ॥२६॥
स शप्तो डिंडिरूपस्तु भवद्भिः करणेश्वरः ।
तच्छापाच्छप्तमेवैतत्समस्तं तद्गुणास्पदम् ॥२७॥
दवतिर्यङ्मनुष्याणां निरानन्दमिति स्थितम् ।
शापेनानेन भवतां महादोपः प्रजायते ॥२८॥

ત્રિલોકની સ્ત્રીઓમાં મુખ્યરૂપ અને અતિશય રૂપથી સંપન્ન તે સર્વ સ્ત્રીઓને છોડીને મુનિપત્નીઓ ઉપર તે શા માટે મોહ પામે ? ત્યારે તે પાર્વતીએ જ રુદ્રની પ્રાર્થના કરી હતી કે, ઋષિઓ ઉપર કૃપા કરો. ૨૩ા-૨૫.

પાર્વતીના તે વાકયથી જાણવાની ઇચ્છાથી મન કર્યું હતું. ચૌદ પ્રકારનો જે ભૂતસમૂહ તેના જે સ્વામી છે તે દંડીરૂપ ઇન્દ્રિયોના ઇશ્વર સ્વામીને તમોએ શાપ આપ્યો છે, અને તેના ગુણના સ્થાનરૂપ આ સમસ્ત (જગત્) તે શાપથી શાપિત થયેલું છે. ૨૬-૨૭

દેવ, પક્ષિ, અને મનુષ્યો આનંદ રહિત થયાં છે અને આ શાપથી તમોને મહાન્ દોષ લાગ્યો છે. ૨૮

आराध्यं नान्यथा लिङ्गमुन्नतिं यात्यधोगतम् ।
एवमुक्तेऽथ देवेन विप्रा ऊचुः पितामहम् ॥२९॥
द्रष्टव्यः कुत्र सोऽस्माभिः कथयस्व यथास्थितम् ।

॥ ब्रह्मोवाच ॥

आस्ते गजस्वरूपेण कुबेराश्रमसंस्थितः ॥३०॥
तत्र गत्वा तमासाद्य तोषयध्वं पिनाकिनम् ।
एतच्छ्रुत्वा वचस्तस्य सर्वे ते हृष्टमानसाः ॥३१॥
गन्तुं प्रवृत्ताः सहसा कोटिसंख्यास्तपोधनाः ।
चिन्तयन्तः शुभं देशं द्रष्टुं तं गजरूपिणम् ॥३२॥
रुद्रं पितामहाख्यातं कुबेराश्रमवासिनम् ।
क्षुत्क्षामकंठांस्तृषितान् गौरी मत्वा तपोधनान् ॥३३॥

પડી ગયેલું લિંગ ઉન્નતિને પામે ત્યારે આરાધન કરવું, અન્યથા ન થઈ શકે." જ્યારે બ્રહ્માએ આમ કહ્યું ત્યારે તે બ્રાહ્મણો પિતામહ પ્રત્યે બોલ્યા કેઃ—"તે ડીંડી અત્યારે કયાં છે? અમારે દર્શન કરવાં છે માટે જેમ રહ્યો હોય તેમ કહો."

બ્રહ્મા કહે છેઃ–"ગજનું રૂપ ધારણ કરીને તેઓ કુબેરાશ્રમમાં રહ્યા છે; ત્યાં જઇ તેમને મળીને પિનાકી એવા શંકરને પ્રસન્ન કરો" એવું બ્રહ્માનું વચન સાંભળીને તે સર્વે બ્રાહ્મણો પ્રસન્ન થયા. અને કરોડાની સંખ્યામાં એકઠા થઈને તરતજ પિતામહે બતાવેલા, કુબેરાશ્રમમાં નિવાસ કરનારા, ગજરૂપી તે રુદ્રનું દર્શન કરવા. તે શુભ દેશનું ચિન્તન કરતા જવા માટે પ્રવૃત્ત થયા. તે તપોધન ઋષિઓને ક્ષુધા તથા તૃષાથી સુકાઇ ગયો છે કંઠ જેઓનો એવા જાણીને પાર્વતીજી ૨૯–૩૩

आदाय गोरसं तेषां कारुण्यात्सा पुरः स्थिता ।
असितां कुटिलां स्निग्धामायतां भुजगीमिव ॥३४॥
वेणीं शिरसि बिभ्राणा गौरी गोरससंयुता ।
सा तानाह मुनीन्सर्वान् यन्मया पर्वताहृतम् ॥३५॥
कपित्थफलसंगंधं गोरसं त्वमृतोपमम् ।
तथैवमुक्ता विप्रास्तु आहुस्तां विपुलेक्षणाम् ॥३६॥
स्नात्वा च सर्वे पास्यामो गोरसं तु त्वयाहृतम् ।
ततः श्रुत्वा तथा देव्या स्नानार्थं तीर्थमुत्तमम् ॥३७॥
तप्तोदकेन संपूर्णं कृतं कुण्डं मनोरमम् ।
तत्र ते संप्लुताः सर्वे विमुक्ता विपुलाच्छ्रमात् ॥३८॥

કરૂણાથી ગોરસ-દહિં લઇને સામાં આવી ઉભા રહ્યાં. કૃષ્ણવર્ણની ગોળ, સુંવાળી લાંબી સર્પિણી જેવી વેણીને મસ્તકે ધારણ કરેલી છે જેણે એવાં અને ગોરસ સહિત એવાં તે પાર્વતી તે સર્વ મુનિઓ પ્રત્યે બોલ્યાં કેઃ—" હું આ કપિત્થના ફળથી સુગંધિત, અમૃત સમાન, ગોરસ પર્વતમાંથી લાવી છું (માટે ગ્રહણ કરો)." પાર્વતીએ આ પ્રમાણે કહ્યું ત્યારે તે બ્રાહ્મણો દીર્ઘ છે નેત્રો જેનાં એવાં પાર્વતી પ્રત્યે બોલ્યા કેઃ—" તમે જે ગોરસ લાવ્યાં છો તે અમો સ્નાન કર્યા પછી પીશું. " પછી એમ સાંભળીને તે પાર્વતીજીએ તે બ્રાહ્મણોને સ્નાન કરવા માટે સુંદર અને ગરમ પાણીથી ભરેલો એક કુંડ બનાવ્યો. ત્યાં તે બ્રાહ્મણોએ સ્નાન કર્યું અને મહાન્ શ્રમથી મુક્ત થયા. ૩૪-૩૮.

कृताक्षा गोरसस्यैव पानार्थं समुपस्थिताः ।
पत्रैर्दिवाकरतरोर्विधाय पुटकाञ्छुभान् ॥३९॥
उपविश्य क्रमात्सर्वे ते पिबन्ति स्म गोरसम् ।
गोरसेन तदा तेषाममृतेनेव पूरितान् ॥४०॥
बुभुक्षितानां पुटकान् मुनीनां तृप्तिकारणात् ।
पुनः पूरयते गौरी पीत्वा ते तृप्तिमागताः ॥४१॥
क्षुत्तृषाश्रमनिर्मुक्ताः पुनर्जाता इव स्थिताः ।
स्वस्थचित्तैस्ततो ज्ञात्वा नेयं गोपालिसंज्ञिका ॥४२॥
अनुग्रहार्थमस्माकं गौरीयं समुपागता ।
प्रणम्य शिरसा सर्वे तामूचुस्ते सुमध्यमाम् ॥४३॥

સંધ્યાદિ ક્રિયા કર્યા પછી—આકડાનાં પાંદડાંના સુંદર પડીયા બનાવીને ગોરસનું પાન કરવા (ત્યાં) આવ્યા. ૩૯.

સર્વેએ અનુક્રમે બેસીને ગોરસ પીધું. પછી તેઓની તૃપ્તિને અર્થે વિશેષ પીવા ઇચ્છતા મુનિઓના અમૃત જેવા ગોરસથી ભરેલ પડીયાઓ પાર્વતીજીએ ફરીથી ભર્યા, અને તે પીને ઋષિયો તૃપ્ત થયા ૪૦–૪૧.

ક્ષુધા, તૃષા અને શ્રમથી મુક્ત થયેલા તેઓ જાણે ફરીથી જન્મ થયો હોય એવા થયા. અને ત્યારપછી સ્વસ્થ-ચિત્તવાળા તેઓએ જાણ્યું કે આ ગોવાળણ નથી, (પરંતુ) આપણા ઉપર અનુગ્રહ કરીને (સાક્ષાત્) પાર્વતીજી પધાર્યાં છે. (ત્યારે) સુન્દર છે મધ્યભાગ જેનો એવાં તે પાર્વતીજીને મસ્તક વડે નમસ્કાર કરીને તેઓએ આ પ્રમાણે કહ્યું ૪૨–૪૩.

उमे कथय कुत्रस्थं द्रक्ष्यामो रुद्रमेकदा ।
तयोक्तास्ते महात्मानस्तं पश्यत महागजम् ॥४४॥
गजतां च समासाद्य संचरंतं महाबलम् ।
*भवद्भिर्निजभक्त्यायं संग्राह्य हि यथासुखम् ॥४५॥*
ते तद्वचनमासाद्य समेत्यैकत्र च द्विजाः ।
पवित्रास्तं गजं द्रष्टुं भावितेनान्तरात्मना ॥४६॥
यत्रैकत्र स्थिता विप्रास्तत्र तीर्थमहोदयम् ।
संगमेश्वरसंज्ञं तु पूर्वं सर्वत्र विश्रुतम् ॥४७॥

"હે ઉમે ! અમે ભગવાન્ રુદ્રને ક્યારે અને ક્યાં જોશું ? તે કહો"

એવી રીતે બોલતા તે મહાત્માઓને "ગજપણાને પ્રાપ્ત થયેલ મહા બળવાન્ અને સંચાર કરતા તે મહાગજરૂપે રહેલા શિવને જુઓ," એમ પાર્વતીજીએ કહ્યું.

"નિજભક્તિથી યથાસુખે તમારે આમને ગ્રહણ કરવા" એવું વચન સાંભળીને સર્વે પવિત્ર દ્વિજો એકઠા મળીને ભાવના યુક્ત અંત:કરણથી તે ગજને જોવાને જ્યાં એકત્ર થયા હતા તે મોટા માહાત્મ્યવાળું તીર્થ "સંગમેશ્વર" નામનું છે કે જે પૂર્વે સર્વત્ર પ્રખ્યાત હતું. ૪૪-૪૭

ततस्तस्मात् प्रवृत्तास्ते द्रष्टुकामा महागजम् ।
कुंडिकाः संपरित्यज्य संनह्यात्मानमात्मना ॥४८॥
यत्र ताः कुण्डिकास्त्यक्तास्तत्तीर्थं कुंडिकाह्वयम् ।
सर्वपापहरं पुंसां दृष्टाऽदृष्टफलप्रदम् ॥४९॥
कुबेरस्याश्रमं प्राप्य ततस्ते मुनिसत्तमाः ।
नालिकेरवनीसंस्थं ददृशुस्तं द्विपं तदा ॥५०॥
करे गृहीतुमारब्धाः स्वकरैर्हृष्टमानसाः ।
गजस्तान् करसंलग्नान् विचिक्षेप तपोधनान् ॥५१॥

ત્યારપછી મહાગજરૂપ શિવજીને જોવાની ઇચ્છાવાળા તે ઋષિઓ ચિત્તને નિયમમાં રાખી કુંડિકાઓને છોડીને ત્યાંથી જવા તૈયાર થયા. જ્યાં તે કુંડિકાઓનો ત્યાગ કર્યો ત્યાં તે કુંડિકા નામનું–મનુષ્યોના સર્વ પાપને નાશ કરનારૂં, તથા અદૃષ્ટ ફળને આપનારૂં તીર્થ છે. ૪૮–૪૯.

ત્યારપછી તે ઉત્તમ મુનિઓ કુબેરાશ્રમમાં આવ્યા કે જે આશ્રમ નાલીકેરની ઝાડીમાં છે અને ત્યારે તે ગજરૂપ શિવને જોયાં. ૫૦.

પ્રસન્ન ચિત્તવાળા થઇને પોતાના હસ્તોથી સૂંઢને પકડવાને તૈયાર થયેલા અને કેટલાક સૂંઢને વળગેલા એવા તપોધન ઋષિઓને તે ગજે ફેંકી દીધા. ૫૧.

काश्चिदंगसमालग्नान् समंताद्भयवर्जितान् ।
एवं स तैः पुनः सर्वैर्मशकैरिव चेष्टितम् ।५२॥
क्रीडां करोति विविधां वनसंस्थो हरद्विपः
तद्रूपं संपरित्यज्य रुद्रो रौद्रगजात्मकम् ॥५३॥
पुनरन्यच्चकारासौ डिंडिरूपं मनोरमम् ।
जयशब्दप्रघोषेण वेदमङ्गळगीतकैः ॥५४॥
उन्नामितं पुनस्तेन यत्र लिङ्गं महोदयम् ।
तदुन्नतमिति प्रोक्तं स्थानं [1]स्थानवतां वरम् ॥५५॥
गजरूपधरस्तत्र स्थितः स्थाने महाबळः ।
गणनाथस्वरूपेण ह्युन्नतो [2]जगति स्थितः ॥५६॥

નિર્ભય એવા કેટલાક–કે જેઓ ચારે તરફ અંગને વળગી રહ્યા હતા તેઓને પણ (ફેંકી દીધા) એવી રીતે ફરીથી પણ મચ્છરોની માફક તે સર્વેએ આચર્યું. પર.

(આ રીતે) વનમાં રહેલ ગજરૂપ શિવે વિવિધ ક્રીડા કરી. (અને પછી) ભગવાન્ રુદ્રે ભયંકર ગજનું તે રૂપ ત્યજીને ફરીથી મનોહર દંડીરૂપ ધારણ કર્યું જય શબ્દના નાદથી અને વેદના મંગળ ઉચ્ચારથી તેણે જ્યાં મહાઉદયશાલી લિંગને ઉંચું કર્યું તે સર્વ શ્રેષ્ઠ સ્થાનમાં ઉત્તમ સ્થાન “ઉન્નત સ્થાન” (ઉના) એ નામે (પ્રખ્યાત થયું) પર–પપ

તે સ્થાનમાં ગજરૂપ ધરનાર મહાબળવાન્ (શ્રી) ગણનાથના સ્વરૂપે જગતમાં ઉન્નત થઈને રહ્યા છે. પ૬.

---

१ तु वरता. २ गजनिष्ठितः

[1]हिंडिरूपधरो भूत्वा रुद्रः प्राह तपोधनान् ।
यन्मया भवतां कार्यं कर्तव्यं तदिहोच्यताम् ॥५७॥
एवमुक्तस्तु[2] तैरुक्तः सर्वज्ञानाक्रियापरैः ।
सानन्दाः प्राणिनः संतु त्वत्प्रसादात्पुरा यथा ॥५८॥
क्षन्तव्यं देवदेवेश कृतं यन्मूढमानसैः
त्वत्प्रसादात्सुरेशान[3] तत्त्वं सानुग्रहो भव ॥५९॥
एवमस्त्विति तेनोक्तास्ते सर्वे विगतज्वराः ।
तल्लिङ्गात्तु[4] कृतिं लिङ्गमीजिरे मुनयस्तथा ॥६०॥
चक्रुस्ते मुनयः सर्वे स्तुतिं विगतमत्सराः ।
क्षमस्व देवदेवेश कुर्वस्माकमनुग्रहम् ॥६१॥

(પછી) રુદ્રે દંડીરૂપ ધારણ કરીને તે તપોધન ઋષિઓ પ્રત્યે કહ્યું કે:—"હવે મારે તમારું જે કાર્ય કરવાનું હોય તે કહો." ૫૭. આવી રીતે જ્યારે રૂદ્રે કહ્યું ત્યારે સર્વ જ્ઞાન અને ક્રિયામાં તત્પર એવા તે મુનિઓએ કહ્યું કે:— "જેમ પહેલાં સર્વે પ્રાણિઓ આનંદ યુક્ત હતાં તેમ તમારી કૃપાથી થાઓ. ૫૮. હે દેવદેવેશ! મૂઢ મનવાળા અમોએ જે કાંઇ કર્યું હોય તે તમારી કૃપાથી ક્ષમા કરવા યોગ્ય છે. માટે હે સુરેશાન! તમે અમારી ઉપર કૃપા કરો. ૫૯.

'એમ થાઓ" એમ જ્યારે રૂદ્રે કહ્યું ત્યારે તે મુનિઓ શોકરહિત થઇને તેના લિંગની આકૃતિવાળાં લિંગને પૂજતા હતા. પછી દ્વેષરહિત થઇને સર્વ મુનિઓએ સ્તુતિ કરી કે:—"હે દેવદેવેશ! ક્ષમા કરો, અમારા પર કૃપા કરો.૬૦–૬૧

१ दंडि २ एवमुक्तास्तु ते सर्वे प्रोचुर्ज्ञानक्रियापराः ३ मम. ४ सदा. ५ चक्रुर्ते लिंगमतिष्ठन् मुनयस्तदा.

अस्मिँल्लिङ्गे लयं गच्छ मूलचण्डीश[1]संज्ञके ।
त्रिकालं देवदेवेश ग्राह्या[2]ह्यत्र कला त्वया ॥६२॥

॥ ईश्वर उवाच ॥

चण्डी तु मोच्यते देवी तस्या ईशस्त्वहं स्मृतः ।
तस्य मूलं स्मृतं लिङ्गं तदत्र पतितं यतः ।
तस्मात्त[3]न्मूलचण्डीश इति ख्यातिं गमिष्यति ॥६३॥
वापीकूपतडागानां [4]शतस्तु विपुलैरपि ॥६४॥
कृतैर्य[5]ज्जायते पुण्यं तत्पुण्यं लिङ्गदर्शनात् ।
ब्रह्माण्डं सकलं दत्वा यत्पुण्यफलमाप्नुयात् ॥६५॥
तत्पुण्यं लभते देवि मूलचण्डीशदर्शनात् ।
तत्र दानानि देयानि षोडशैव नरोत्तमैः ॥६६॥

મૂળ ચંડીશ નામના આ લિંગમાં તમે પ્રવેશ કરો. હે દેવદેવેશ ! તમારે ત્રણે કાળમાં અહિં કલા ગ્રહણ કરવી. ૬૨.

શંકર બોલ્યા:–" ચંડી એ દેવી કહેવાય છે અને તેનો સ્વામી હું છું. અને તેનું મૂળ લિંગ છે અને તે જે કારણે અહિં પડયું છે તે કારણે તે "મૂળ ચંડીશ" એ નામે પ્રસિદ્ધિ પામશે. મોટાં મોટાં સેંકડો વાવ, કુવા, તળાવો બનાવવાથી જે પુણ્ય થાય છે તે પુણ્ય લિંગ દર્શનથી છે. આખા બ્રહ્માંડનું દાન દેવાથી જે પુણ્ય મળે તે પુણ્ય હે દેવિ! "મૂળચંડીશ" ના દર્શનથી પ્રાપ્ત થાય છે. ઉત્તમ પુરૂષોએ ત્યાં ૧૬ દાનો દેવાં. ૬૬.

---

१. संज्ञिके. २. तत्र. ३. तु. ४ शतै. ५ कृतं यज्ञायते.

एवं तद्भविता सर्वं यन्मयोक्तं द्विजोत्तमाः ।
यात दारुवनं विप्राः सर्वे यूयं तपोधनाः ॥६७॥
मया सर्वे समादिष्टा [1]यात दारुवनं द्विजाः ।

ततस्तु [2]संप्राप्य मद्वचो मम सर्वे महृष्टा मुनयो महोदयम्
गत्वा च [3]तद्दारुवनं महेश्वरि पुनश्च चेरुःसुतपस्तपोधनाः॥६८
एतस्मात्कारणाद्देवि मूलचण्डीशसंज्ञितम् ।
लिङ्गं पापहरं नृणामर्द्धचन्द्रेण भूषितम् ॥६९॥

"હે દ્વિજોત્તમો! મેં જે કહ્યું છે તે સર્વ એ પ્રમાણે થશે. તમે સર્વે તપોધન ઋષિઓને હું આજ્ઞા આપું છું કે તમો સર્વે દારુવનમાં જાઓ. હે મહેશ્વરિ! ત્યારપછી મારૂં તે વચન સાંભળીને સર્વે મુનિઓએ પ્રસન્ન થઈને મોટાં ઐશ્વર્ય-વાળા તે દારુવનમાં જઇને ફરીથી ઉત્તમ તપ કર્યું. ૬૭–૬૮.

હે દેવિ! આ કારણથી અર્ધચંદ્રનું છે ભૂષણ જેને એવું તે "મૂલચંડીશ" નામનું લિંગ માણસોનાં સર્વ પાપોને હરણ કરનારૂં છે. ૬૯.

---

१ नूनं वै मखवित्तमाः २ ते. ३ ते दारुवनं तपोधनाः

दोहनीदुग्धदानेन मुनीनां तृषितात्मनाम् ।
श्रमापहारं यद्देवि त्वया कृतमनुत्तमम् ॥७०॥
त[1]त्तप्तोदकनाम्ना [2]वा अभूत् कुंड [3]धरातले ।
कपिलेतोयाजले स्नात्वा चण्डीश यः मपूजयेत् ॥७१॥
स प्रचडो भवेद् भूमौ भुवनानामधीश्वरः ।
एतत्सक्षेपतो देवि माहात्म्य कीर्तित तव
मूलचण्डीशदेवस्य श्रुत पातकनाशनम् । ॥७२॥

इति श्रीस्कान्दे म० ए० स०, स० प्र० प्र० प्र० तप्तोदक कुण्डमूलचण्डीशोत्पत्तिमाहात्म्यवर्णन नामाष्टोत्तरत्रिशततमोऽध्याय ॥३०८॥

દોહણીમાના દુધના દેવાથી તૃષિત થએલા મુનિઓનું અતિ ઉત્તમ એવુ શ્રમ નાશ કરનાર જે કામ તમે કર્યું તેથી હે દેવિ તપ્તોદક નામે તે કુડ પૃથ્વિ ઉપર પ્રસિદ્ધ થયો.

કપિલોયાના જલમા સ્નાન કરીને જે માણસ "મૂલ ચડીશ' ને પૂજે તે આ પૃથ્વી ઉપર પ્રચડ થઈને ભુવનોનો અધિપતિ થાય છે હે દેવિ! આ માહાત્મ્ય મે તમને સક્ષેપથી કહી સંભળાવ્યું કે જે "મૂલચડીશ" દેવનું માહાત્મ્ય સાંભળવાથી પાતકોને નાશ કરવાવાળુ છે ૭૨

એવી રીતે શ્રીસ્કદપુરાણ પ્રભાસખડમા તપ્તોદક કુડ અને "મૂલચડીશ"ની ઉત્પત્તિના માહાત્મ્યનો ૩૦૮ મો અધ્યાય પૂરો

---

१ तत्तप्तो २ वै ३ धरातले

## ॥ अध्याय ३०९ ॥

ईश्वर उवाच

ततो गच्छेन्महादेवि विनायकमनुत्तमम् ।
चतुर्मुखेतिविख्यातं चंडीशादुत्तरे स्थितम् ॥१॥
किञ्चिदीशानदिग्भागे धनुषां च चतुष्टये ।
तं प्रयत्नाच्च[1] संपूज्य सर्वविघ्नैः प्रमुच्यते ॥२॥
गंधपुष्पादिभिस्तत्र भक्ष्यैर्भोज्यैः समोदकैः ।
चतुर्मुखं चतुर्थ्या तु संपूज्य सिद्धिभाग्भवेत् ॥३॥

इति श्रीस्कान्दे म०, पु०, सं०, स० प्र०, प्र० प्र०, चतुर्मुखविनायक-माहात्म्यवर्णनं नाम नवोत्तरत्रिशततमोऽध्यायः ॥३०९॥

### ચતુર્મુખ વિનાયકનું માહાત્મ્યઃ—

ઈશ્વર બોલ્યાઃ-"હે મહાદેવિ! ત્યારપછી" "મૂળચંડીશ" ના ઉત્તરભાગમાં કાંઇક ઇશાનકોણમાં ચાર ધનુષ ઉપર (૧૬ હાથ ઉપર) "ચતુર્મુખ" એ નામે પ્રસિદ્ધ અતિ ઉત્તમ વિનાયક પ્રત્યે જવું. પ્રયત્નથી તેનું પૂજન કરીને માણસ સર્વ વિઘ્નોમાંથી મુક્ત થાય છે. ૧-૨

ત્યાં લાડવા સહિત ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોથી તથા ગંધપુષ્પાદિથી ચતુર્થીને દિવસે જે માણસ "ચતુર્મુખ" ને પૂજે છે તે સિદ્ધિને પ્રાપ્ત થાય છે." ૩.

એવી રીતે શ્રી સ્કંદ પુરાણ પ્રભાસખંડમાં ચતુર્મુખ વિનાયક માહાત્મ્યનો ૩૦૯ અધ્યાય પૂરો.

---

[1] सु.

# ॥ अध्याय ३१० ॥

ईश्वर उवाच

तस्माद्वायव्यदिग्भागे धनुषां द्वितये स्थितम् ।
कलंबेश्वरनामानं सर्वपातकनाशनम् ॥१॥
तं दृष्ट्वा पूजयित्वा च मुक्तः स्यात्सर्वकिल्बिषैः ।
सोमवारे त्वमावास्या[1] तत्रैव बहुपुण्यदा[2] ॥२॥
विप्राणां भोजनं देयं तत्र पुण्यफलेप्सुभिः ।

इति श्रीस्कां० म०, ए० सं० स० प्र०, प्र० प्र०, कलंम्बेश्वर-माहात्म्यवर्णनं नाम दशोत्तरत्रिशततमोऽध्याय. ॥३१०॥

## કલંબેશ્વર મહાદેવનું માહાત્મ્યઃ—

ઇશ્વર બોલ્યાઃ—"તેનાથી વાયવ્ય કોણ તરફ બે ધનુષ (આઠ હાથ)ઉપર "કલંબેશ્વર" નામના મહાદેવ કે જે સર્વ પાપોને નાશ કરવા વાળા છે તેમની પ્રત્યે જવું. તેમનુ દર્શન કરી અને પૂજન કરીને માણસ સર્વ પાપથી મુક્ત થાયછે. ત્યાં સોમવતી અમાવાસ્યા અત્યંત પુણ્યને આપનારી છે. જેઓને પુણ્યના ફળની ઇચ્છા હોય તેઓએ બ્રાહ્મણોને ત્યાં ભોજન કરાવવું"

એવી રીતે કલંબેશ્વર માહાત્મ્યનો ૩૧૦ મો અધ્યાય પૂરો.

---

१ स्यां. २ दम्.

## ॥ अध्याय ३११ ॥

ईश्वर उवाच.—

ततो गच्छेन्महादेवि गोपालस्वामिनं हरिम् ।
चण्डीशात्पूर्वदिग्भागे[1] धनुषां विंशतौ स्थितम् ॥१॥
सर्वपापोपशमनं[2] दारिद्र्यौघविनाशनम् ।
तं दृष्ट्वा पूजयित्वा च माघे मासि विशेषतः ।२॥
[3]पूजा जागरणं कृत्वा तत्र गच्छेत्परं पदम् ।

इतिश्री स्कान्दे म०, ए०, सं०, स० प्र, प्र०, प्र०, गोपालस्वामिहरिमाहात्म्यवर्णनं नामैकाद शोत्तरत्रिशततमोऽध्यायः ॥ ३११ ॥

## ગોપાલસ્વામી હરિનું માહાત્મ્યઃ—

ઇશ્વર બોલ્યા:–"હિમહાદેવિ ! ત્યાર પછી "મૃળચંડીશ" થી પૂર્વ દિશામા ૨૦ ધનુષ (૮૦ હાથ) ઉપર રહેલા હરિરુપ શ્રી ગોપાલ સ્વામી પ્રત્યે જવું. તે ભગવાન સર્વ પાપોને શાન્ત કરનાર તથા દરિદ્રતાના સમુહને નષ્ટ કરનાર છે. ખાસ કરીને માઘ માસમાં તેમનું દર્શન કરી–તથા પૂજન કરીને જાગરણ કરે તો પરમ પદને પ્રાપ્ત થાય છે" ૨૩

એવી રીતે શ્રીસ્કન્દપુરાણે પ્રભાસખંડમાં **શ્રીગોપાલસ્વામી હરિનું** માહાત્મ્ય નામનો ત્રણસોને અગીઆરમો અધ્યાય સંપૂર્ણ (૩૧૧)

---

१ मागे तु २ पौष ३ रात्रौ.

## ॥ अध्याय ३१२ ॥

॥ ईश्वर उवाच ॥

तस्मादुत्तरदिग्भागे धनुषामष्टभिः प्रिये ।
बकुलस्वामिनं सूर्यं तं पश्येद्दुःखनाशनम् ॥१॥
रविवारेण सप्तम्यां कुर्याज्जागरणं नरः ।
सर्वान् कामानवाप्नोति सूर्यलोके महीयते ॥ २ ॥

इतिश्री स्कान्दे म० ए० सं०, स० प्र० प्र० प्र० बकुलस्वामिमाहात्म्यवर्णनं नाम द्वादशोत्तरत्रिशततमोऽध्यायः ॥ ३१२ ॥

### બકુલસ્વામી સૂર્યનું માહાત્મ્ય.

ઈશ્વર બોલ્યાઃ—"હે પ્રિયે! તેમનાથી ઉત્તર દિશામાં આઠ ધનુષ ઉપર દુઃખને નષ્ટ કરનાર સૂર્યરૂપ બકુલસ્વામી પ્રત્યે જેવું. ૧

જે માણુસ સપ્તમી અને રવિવારને દિવસે ત્યાં જાગરણ -કરે તે દરેક ઇચ્છિત વસ્તુને મેળવે છે અને (અંતે) સૂર્યલોકમાં પૂજાય છે." ૨

એવી રીતે શ્રી સ્કંદપુરાણુ પ્રભાસખંડમાં બકુલસ્વામી સૂર્યમાહાત્મ્ય નામનો ૩૧૨ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. स्वर्ग.

ऋषितोयासंगमे तु स्नानं श्राद्धं सुदुर्लभम् ।
[1]गोप्रदानं प्रशंसन्ति तत्र ते मुनिपुंगवाः ॥ ४ ॥
भोजनं ब्राह्मणानां तु यथाशक्त्या प्रदापयेत् ।

इतिश्री स्कान्दे म० पु० सं० स० प्र० प्र० प्र०, मूलचण्डीशमाहात्म्य ऋषितीर्थसंगममाहात्म्यवर्णनं नाम चतुर्दशोत्तरत्रिशततमोऽध्यायः॥३१४॥

ઋષિતોયાના સંગમ ઉપર સ્નાન કરી અને શ્રાદ્ધ કરવું તે અત્યંત દુર્લભ છે. અને તે શ્રેષ્ઠ મુનિઓ ત્યાં ગોદાનની અથવા અશ્વદાનની અત્યંત પ્રશંસા કરે છે. શ્રાદ્ધ કરીને શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને ભોજન કરાવવું. ૪.

એવી રીતે શ્રી સ્કંદપુરાણ પ્રભાસખંડમાં ઋષિતીર્થ સંગમ-માહાત્મ્ય નામનો ૩૧૪ મો અધ્યાય સંપૂર્ણ.

## ॥ अध्याय ३१५ ॥

॥ ईश्वर उवाच ॥

ततो गच्छेन्महादेवि मरुद्दार्यां महाप्रभाम् ।
तस्मात्पश्चिमदिग्भागे क्रोशार्द्धेन व्यवस्थिताम् ॥१॥
मरुद्भिः पूजितां देवीं सर्वकामफलप्रदाम् ।
महानवम्यां यत्नेन सप्तम्यां पूजयेन्नरः ॥ २ ॥
गंधपुष्पादिविधिना सर्वकामप्रसिद्धये ।

इतिश्री स्कान्दे म. ए. सं. स. प्र. प्र. प्र., मरुद्दार्यादेवीमाहात्म्यवर्णनं नाम पंचदशोत्तरत्रिशततमोऽध्यायः ॥३१५॥

### મરુદાર્યા (મર્વા) દેવીનું માહાત્મ્ય;

મહાદેવજી બોલ્યા:—"હે મહાદેવિ! ત્યારપછી તે ઋષિતીર્થથી પશ્ચિમ દિશામાં અર્ધા ગાઉ ઉપર મહાપ્રભાવવાળાં મરુદાર્યા (મરૂદેવી) દેવી છે ત્યાં જવું ૧.

મરૂતોથી પૂજાયેલાં તે દેવી સર્વ કામનાને પૂર્ણ કરનારાં છે. જે મનુષ્યને સર્વ કામનાની સિદ્ધિની ઇચ્છા હોય તેણે યત્નથી મહાનવમીને દિવસે અને સપ્તમીને દિવસે ગંધપુષ્પાદિ વિધિથી તેમનું પૂજન કરવું." ૨-૩.

એવી રીતે શ્રી સ્કંદપુરાણ પ્રભાસખંડમાં મરુદાર્યા દેવીમાહાત્મ્ય નામનો ૩૧૫ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. मरुदेवीं.

## ॥ अध्याय ३१६ ॥

ईश्वर उवाच

अथ देवकुलात्पूर्वे पंचगव्यूतिमात्रतः ।
[1]शम्बरस्थानमध्ये तु क्षेमादित्येति [2]विश्रुतः ॥ १ ॥
तं दृष्ट्वा मानवो देवि भवेत्क्षेमार्थसिद्धिभाक् ।
सप्तम्यां रविवारेण पूजितः सर्वकामदः ॥ २ ॥
इति देवकुलस्थाने कथिता तीर्थसंस्थितिः ।

इति श्रीस्कान्दे म० ए० सं० स० प्र० प्र० प्र०; क्षेमादित्यमाहात्म्यवर्णनं नाम षोडशोत्तरत्रिशततमोऽध्यायः ॥३१६॥

## ક્ષેમાદિત્ય (સૂર્ય) નું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા:—"ત્યાંર પછી દેવકુલથી (દેલવાડાથી) પૂર્વ ભાગમાં દસ ગાઉ ઉપર શંબર નામનાં સ્થાનમાં "ક્ષેમાદિત્ય" એ નામે પ્રસિદ્ધ સૂર્ય છે. ૧,

હે દેવિ! તેનું દર્શન કરીને માણસ ક્ષેમ અને અર્થની સિદ્ધિ મેળવે છે. સપ્તમી અને રવિવારને દિવસે તેમનું પૂજન કરવાથી સર્વ કામના સિદ્ધ થાય છે. એ પ્રમાણે દેવકુલ સ્થાનમાં તીર્થનાં સ્થાનો કહ્યાં. ૨૩.

એવી રીતે શ્રી સ્કંદપુરાણ પ્રભાસખંડમાં ક્ષેમાદિત્યમાહાત્મ્ય નામનો ૩૧૬ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. शबर. २, विश्रुतम्

शाण्डिल्यः कौशिकश्चैव [1]गौतमो गार्ग्य एव च ।
[2]दाल्भ्यः शौनकश्चैव शाकल्यो गालवस्तथा ॥५॥
जाबालिर्मुद्गलश्चैव ऋष्यशृङ्गो विभाण्डकः ।
विश्वामित्रः शतानन्दो जह्नुर्विश्वावसुस्तथा ॥ ६ ॥
एते चान्ये च मुनयो यजन्ते विविधैर्मखैः ।
यज्ञवाटं च निर्माय ऋषितोया तटे शुभे ॥ ७ ॥
देवगन्धर्वनृत्यैश्च वेणुवीणानिनादितम्[3] ।
वेदध्वनिर्नि[4]तघोषेण यज्ञहोमाग्निहोत्रजैः ॥ ८ ॥

શાંડિલ્ય, કૌશિક, ગૌતમ, ગાર્ગ્ય, દાલભ્ય, શૌનક, શાકલ્ય, ગાલવ, જાબાલિ, મુદ્દગલ, ઋષ્યશૃંગ, વિભાંડક, વિશ્વામિત્ર, શતાનન્દ, જહ્નુ, વિશ્વાવસુ,—એ બધા અને બીજા મુનિઓ ઋષિતોયાના સુંદર તટ ઉપર યજ્ઞવાટ બનાવીને અનેક પ્રકારના યજ્ઞોથી પૂજન કરતા હતા. ૫–૭.

દેવગન્ધર્વોના નૃત્યથી, વેણુ અને વીણાના શબ્દથી, અને યજ્ઞ–હોમ–અને અગ્નિહોત્રથી થતા વેદધ્વનિના ઘોષથી, તથા ઘીના સુગન્ધવાળા ધૂપોથી સર્વ સ્થળ વ્યાપ્ત

१. ऋषिशृङ्गो विभाण्डकः   २. આ બે કડી લ૦ માં નથી,
३. तैः  ४. निनादेन

धूपैः समावृतं सर्वमाज्यगन्धिभिरर्चितम् ।
शोभितं मुनिभिर्दिव्यैश्चातुर्वेद्यैर्द्विजोत्तमैः ॥ ९ ॥
एवं विधं प्रदेशं तु दृष्ट्वा दैत्या महाबलाः ।
समुद्रमध्यादायाता यज्ञविध्वंसहेतवे ॥ १० ॥
मायाविनो महाकायाः श्यामवर्णा[2] महोदराः ।
लम्बभ्रूश्मश्रुनासाग्रा रक्ताक्षा रक्तमूर्धजाः ॥ ११ ॥
यज्ञं समागताः सर्वे दैत्याश्चैव[3] वरानने ।
तान्दृष्ट्वा मुनयः सर्वे रौद्ररूपान् भयंकरान् ॥ १२ ॥

હતું, તથા પૂજિત હતું. અને ચતુર્વેદને જાણનારા દિવ્ય મુનિઓ તથા બ્રાહ્મણોથી શોભતું હતું. ૮-૯

આવા પ્રકારના પ્રદેશને જોઇને મહાન્ બળવાળા દૈત્યો યજ્ઞનો નાશ કરવાના હેતુથી સમુદ્રના મધ્યમાંથી આવ્યા. ૧૦

તેઓ માયાવી, મોટાં શરીરવાળા, શ્યામવર્ણવાળા, મોટાં ઉદરવાળા, લાંબી-ભ્રમર-દાઢીમુછ-તથા લાંબા નાકવાળા, રાતી આંખોવાળા, અને લાલ કેશવાળા હતા. ૧૧

હે વરાનને! તે અધા દૈત્યો યજ્ઞ પ્રદેશમાં આવ્યા. ભયંકર રૂપવાળા અને ભયને ઉત્પન્ન કરનાર તેઓને જોઇને સર્વે મુનિઓમાંથી-કેટલાક જમીન પર પડી ગયા,

१. अष्ट. २. श्यामकर्णा. ३. तत्र

केचिन्निपातिता [1]भूमौ तथान्येऽग्नौ स्रुचीकराः ।
पत्नीशालां समाविष्टा हविर्धानं तथापरे ॥ १३ ॥
ऋत्विजस्तु सदोमध्ये स्थिता वाचंयमास्तथा ।
एवं देवि यदा वृत्तं मुनीनां च महात्मनाम् ॥ १४ ॥
तदाध्वर्युर्महातेजा धैर्यमालम्ब्य [2]सादरः ।
अग्निहोत्रं हविष्यं च हविर्विन्यस्य मंत्रवित् ॥ १५ ॥
[3]सुसमिद्धं जुहावाग्निं रक्षसां नाशहेतवे ।
हुते हविषि देवेशि तत्क्षणादेव चोत्थिता ॥ १६ ॥

કેટલાક જેઓના હસ્તોમાં હોમવાની સુચિ છે એવાઓ અગ્નિમાં પડયા અને બીજા કેટલાકે પત્નીશાલામાં પ્રવેશ કર્યો તથા કેટલાક હવ્યગૃહમાં પેઠા. ૧૨-૧૩

તથા જે વાણીને નિયમમાં રાખનાર ઋત્વિજો હતા તેઓ સભામંડપમાં જ રહ્યા. હે દેવિ! મહાત્મા મુનિઓને જ્યારે આવું બન્યું ત્યારે મહાતેજસ્વી મંત્ર જાણનાર અધ્વર્યુ (યજુર્વેદી)એ ધૈર્ય ધારણ કરીને આદરસહિત —અગ્નિહોત્રનું હવિષ્ય અને હવિને ધારણ કરીને—રાક્ષસોનો નાશ કરવા માટે પ્રજ્વલિત અગ્નિમાં હોમ કર્યો, હે દેવેશિ! જ્યારે અગ્નિમાં હોમ કર્યો ત્યારે તત્ક્ષણે જ

१. भूमावग्नौ च करस्त्रुताः २, सादरम् ३. सुसमिद्धे जुहावाग्नौ

शक्तिः शक्तित्रिशूलाढया[1] चर्महस्ता महोज्वला ।
त्वया ते निहता दैत्या यज्ञविध्वंसकारिणः ॥१७॥
ततस्तां विविधैः स्तोत्रैर्मुनयस्तुष्टुवुस्तदा ।
प्रसन्ना [2]भूयसी देवी तानृषीन् प्रत्युवाच ह ॥१८॥
वरं वृणुध्वं मुनयो दास्यामि वरमुत्तमम् ।

ऋषय ऊचुः

कृतं वै सकलं कार्यं यज्ञा नो रक्षितास्त्वया ॥१९॥
यदि देयो वरोऽस्माकं त्वया[3] चासुरमर्दिनी ।
अस्मिन्स्थाने सदा तिष्ठ मुनीनां हितकाम्यया ॥२०॥

સાંગ ત્રિશૂલ, તલવાર અને ઢાલને હસ્તમાં ધરીને મહાઉજ્વલ એવી શક્તિ ઉત્પન્ન થઇ અને યજ્ઞનો ધ્વંસ કરનારા ત દૈત્યાને તેણે મારી નાખ્યા, ૧૪-૧૭

ત્યારે તે મુનિઓએ તે શક્તિની અનેક પ્રકારનાં સ્તોત્રોથી સ્તુતિ કરી–પ્રસન્ન કર્યાં. ત્યારે તે દેવી અત્યંત પ્રસન્ન થઇને તે ઋષિઓ પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં. ૧૮

"હે મુનિઓ! વરદાન માગો, હું ઉત્તમ વરદાન આપીશ" ઋષિઓએ કહ્યું કે:–"હે અસુરમર્દિનિ! અમારૂં સકલ કાર્ય તમે પૂર્ણ કર્યું છે, અને અમારા યજ્ઞોની તમોએ રક્ષા કરી છે. જો તમારે અમોને વરદાન દેવું હોય તો હે દેવિ! મુનિઓનાં હિતની ઇચ્છાથી તમો આ સ્થાનમાં સદા રહો. ૧૯–૨૦

१. कासि. २. सोऽभवद्देवी ३. मुनय ४. असुरविमर्दिनी

कंटकाः [1]शोपिता दैत्यास्तेनकंटकशोपिणी
अद्य प्रभृति नामास्तु तेन देवी सदा त्विह ॥२१॥

ईश्वर उवाच

एवं भविष्यतीत्युक्त्वा सा देव्यंतर्हिता तदा ।
अष्टम्यां वा नवम्यां वा [2]पूजयिष्यति मानवः ॥२२॥
राक्षसेभ्यः पिशाचेभ्यो भयं तस्य न जायते ।
प्राप्नुयात्परमां सिद्धिं मानवो नात्र संशयः ॥२३॥

इतिश्रीस्कान्दे म. प सं. स. प्र. प्र. प्र. कंटकशोषिणीमाहात्म्यवर्णनं नाम सप्तदशोत्तरत्रिशततमोऽध्यायः ॥३१७॥

હે દેવિ! તમોએ કંટકરૂપ દૈત્યોનું શોષણ કર્યું માટે આજથી તમારૂ નામ અહિં સદા "કંટકશોષિણી" થાઓ. ૨૧

મહાદેવજી બોલ્યા :—

"એમ થશે" એમ કહીને તે દેવી ત્યારે અંતર્ધ્યાન થયાં. જે મનુષ્ય અષ્ટમી અથવા નવમીને દિવસે તે દેવીની પૂજા કરશે તેને રાક્ષસોથી અને પિશાચોથી ભય નહિ થાય. અને તે મનુષ્ય પરમસિદ્ધિને પ્રાપ્ત થશે એમાં સંશય નથી." ૨૨-૨૩

એવી રીતે શ્રી સ્કંદપુરાણ પ્રભાસખંડમાં કંટકશોષિણી માહાત્મ્ય નામનો ૩૧૭ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. शोषिता दैत्या येन कंटकशोषिनी ६. पूजयेयस्तु मानवः

## ॥ अध्याय ३१८ ॥

ईश्वर उवाच

तस्याश्च पूर्वदिग्भागे नातिदूरे व्यवस्थितम् ।
लिङ्गं महाप्रभावं हि सर्वपातकनाशनम् ॥ १ ॥
ब्रह्मेश्वरेतिनामोढयं ब्राह्मणैश्च प्रतिष्ठितम् ।
ऋषितोयाजले स्नात्वा तल्लिङ्गं यः प्रपूजयेत् ॥ २ ॥
स भवेद्वेदविद्विप्रो जाड्यभावविवर्जितः ।

इतिश्री स्कान्दे म० ए० सं० स० प्र० प्र० प्र०, ब्रह्मेश्वरमाहात्म्यवर्णनं नामाष्टादशोत्तरत्रिशततमोऽध्यायः ॥३१८॥

### બ્રહ્મેશ્વર મહાદેવનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા :—

"તે કંટકશોષિણી દેવીથી પૂર્વ દિશામાં પાસેજ "બ્રહ્મેશ્વર" એવા નામનું બ્રાહ્મણોએ જેની પ્રતિષ્ઠા કરેલ છે એવું સવ પાતકને નષ્ટ કરનારૂં મહાપ્રભાવશાળી લિંગ છે. ઋષિતોયાના જળમાં સ્નાન કરીને તે લિંગની જે બ્રાહ્મણ પૂજા કરે તે મૂઢપણાથી રહિત થઇને વેદને જાણનારો થાય છે." ૨૩

એવી રીતે શ્રી સ્કંદપુરાણ પ્રભાસખંડમાં બ્રહ્મેશ્વરમાહાત્મ્ય નામનો ૩૧૮ મો અધ્યાય સંપૂર્ણ.

१. वामेदं.

## ॥ अध्याय ३१९ ॥

ईश्वर उवाच

तता गच्छेन्महादेवि ह्युन्नतस्थानमुत्तमम् । [1]
तस्यैवोत्तरदिग्भागे[2] ऋषितोया तटे शुभे ॥ १ ॥
लिङ्गं महाप्रभावं हि सर्वपातकनाशनम् ।
ब्रह्मेश्वरेति नामेदं ब्राह्मणैश्च प्रतिष्ठितम् ॥*
एतत्स्थानं महादेवि विप्रेभ्यः [3]प्रादद‍ां बलात् ।
[4]सर्वसीमासमायुक्तं चण्डीगणसुरक्षितम् ॥ २ ॥

### ઉન્નત સ્થાન (ઉના) નું માહાત્મ્ય અને ઉનેવાળ બ્રાહ્મણોની ઉત્પત્તિનું વર્ણન.

મહાદેવજી બોલ્યા :—

"હે મહાદેવિ! ત્યાર પછી ઉત્તમ "ઉન્નતસ્થાન" તરફ જવું. (દેવકુલ) દેલવાડાં થી ઉત્તર ભાગમાં બે ગાઉ દૂર "ઉત્તમસ્થાન" એ નામનું સ્થળ પૃથ્વીમાં પ્રસિદ્ધ છે. તનીજ ઉત્તર દિશા તરફ ઋષિતોયાના પવિત્ર તટ ઉપર બ્રાહ્મણોથી પ્રતિષ્ઠિત થયેલું સર્વ પાતકને નષ્ટ કરનાર મહાપ્રભાવવાળું "બ્રહ્મેશ્વર" નામનું લિંગ છે. હે મહાદેવિ! ચંડીગણોથી રક્ષાયલું ચારેય સીમા (હદ)થી યુક્ત એવું આ (ઉના) સ્થાન મેં બ્રાહ્મણોને આગ્રહથી આપ્યું છે.૧–૨

---

१. अथोत्तरे देवकुलात् तत्र गव्यूतिमात्रतः। २ गे नातिदूरे व्यवस्थितम् उत्तमस्थानमिति च प्रख्यातं धरणीतले आ श्लोक वे० प्रतमां ३२९ मां अध्यायनो पहेलो श्लोक छे अने लख्यानो प्रतमां नथी. अहिं अर्थ अनुकूळ आववाथी लख्यो छे. * आ श्लोक वे० मां नथी. ३. प्रददौ बलात् ४. चतुः सीमा

देव्युवाच.

कथमुन्नतनामास्य बभूव सुरसत्तम ।
कथं त्वया बलाद्दत्तं कियत्सीमासमन्वितम् ॥ ३ ॥
एतत्सर्वं [1]ममाचक्ष्व संक्षेपान्नातिविस्तरात् ।

ईश्वर उवाच

शृणु देवि प्रवक्ष्यामि कथां पापप्रणाशिनीम् ॥ ४ ॥
यां श्रुत्वा मानवो देवि मुच्यते सर्वपातकैः ।
एतत्सर्वं पुरा प्रोक्तं स्थानसंकेतकारणम् ॥ ५ ॥
तृतीये ब्रह्मणः [3]कुंडे सृष्टिसंक्षेपसूचके ।
तथापि ते प्रवक्ष्यामि संक्षेपाच्छृणु पार्वति ॥ ६ ॥

દેવી બોલ્યાં :—"હે સુરશ્રેષ્ઠ! આ સ્થળનું નામ "ઉન્નત" શાથી થયું? કેટલી સીમાવાળું તે સ્થાન બળાત્કારે તમે શા માટે આપ્યું? ૩, તે સર્વ મને સંક્ષેપથી કહો-અતિ વિસ્તારથી નહિં."

મહાદેવજી બોલ્યા :—હે દેવિ! પાપને નષ્ટ કરનારી કથા હું કહું છું તે તમો સાંભળો, કે જેને સાંભળીને મનુષ્ય સર્વ પાતકમાંથી મુક્ત થાય છે. આ સર્વ-સ્થાનના સંકેતનું કારણ પહેલાં-સૃષ્ટિના સંક્ષેપને સૂચવનાર તૃતીય બ્રહ્માના ખંડમાં કહ્યું છે, તથાપિ હું પાર્વતિ! સંક્ષેપથી કહું છું તે સાંભળો. ૪-૬,

---

१, समाचक्ष्व २. किल्बिषैः ३. खंडे

उन्नामितं पुनस्तत्र यत्र लिङ्गं महोदये ।
तदुन्नतमिति प्रोक्तं स्थानं स्थानवतां वरम् ॥ ७ ॥
यत्रोन्नता द्विजाग्र्याणां शक्तिलिङ्गनिपातने *
अथवा चोन्नतं द्वारं पूर्वं प्राभासिकस्य वै ।
[3]तदुन्नतमिति प्रोक्तं स्थानं स्थानवतां वरम् ॥ ८ ॥
[4]विद्यया तपसा चैव यत्रोत्कृष्टा महर्षयः ।
[5]तदुन्नतमिति प्रोक्तं स्थानं स्थानवतां वरम् ॥ ९ ॥

જે "મહોદય તીર્થ"માં ફરીથી લિંગને ઉન્નમિત (ઉચું) કર્યું હતું તે–સર્વ સ્થાનોમાં શ્રેષ્ઠ–સ્થાન "ઉન્નત" એમ કહ્યું છે. ૭,

જ્યાં શ્રેષ્ઠ બ્રાહ્મણોની શક્તિ લિંગનું પતન કરવામાં ઉત્પન્ન થઇ હતી, અથવા પ્રભાસક્ષેત્રનું જે શ્રેષ્ઠ પૂર્વદ્વાર છે તે–સર્વસ્થાનોમાં શ્રેષ્ઠ સ્થાન "ઉન્નત" એ નામે કહ્યું છે. ૮.

જ્યાં વિદ્યાથી અને તપથી બ્રાહ્મણો ઉત્કૃષ્ટ છે તે–સર્વ સ્થાનોમાં શ્રેષ્ઠ સ્થાન–"ઉન્નત" એમ કહેવાયું છે. ૯.

---

૧. पम् ® આ કડી વેં૦ માં નથી. ૨. આ કડી ખં૦માં નથી. ૩. स्थाने.

[1]यदा देवकुले विप्रा मूलचंडीशसंज्ञकम्[2] ।
प्रसाद्य च महादेवं पुनः प्राप्ता महोदयम् ॥ १० ॥
षष्टिवर्षसहस्राणि तपस्तेपुर्महर्षयः ।
ध्यायमाना महेशानमनादिनिधनं परम् ॥ ११ ॥
तेषु वै तप्यमानेषु कोटिसंख्येषु पार्वति ।
ऋषितोयातटे रम्ये पवित्रे पापनाशने ॥ १२ ॥
भिक्षुर्भूत्वा गतश्चाहं पुनस्तत्रैव भामिनि ।
त्रिकालदर्शिभिस्तत्र [3]दोषरागविवर्जितैः ॥ १३ ॥
तपस्विभिस्तदा सर्वैर्लक्षितोऽहं [4]वरानने ।
दृष्टमात्रस्तदा विप्रैर्विरराम महेश्वरः ॥ १४ ॥

જ્યારે બ્રાહ્મણો દેવકુલ (દેલવાડા) માં "મૂલચંડીશ" નામના મહાદેવને પ્રસન્ન કરીને ફરીથી મહોદય તીર્થમાં આવ્યા ત્યારે તે મહર્ષિઓએ આદિ અંત વિનાના પરમમહેશ્વરનું ધ્યાન કરતાં સાઠ હજાર વર્ષ સુધી તપ કર્યું. હે પાર્વતિ! ઋષિતોયાના સુંદર, પવિત્ર અને પાપનાશક તટ ઉપર કરોડોની સંખ્યામાં જ્યારે તેઓએ તપ કર્યું ત્યારે હે ભામિની! ભિક્ષુનું રૂપ ધારણ કરીને ફરીથી હું ત્યાં ગયો. હે વરાનને! ત્રિકાલદર્શી, રાગ દોષથી રહિત એવા તે સર્વ બ્રાહ્મણોએ અને તપસ્વીઓએ મને જોતાંવેંત જ ઓળખ્યો, ત્યારે મહેશ્વર ત્યાં વિરામ પામ્યા ૧૦-૧૪.

---

१. स्थाने २. लिके। ३. रागरोष ४. तपस्विभिः (ब्राह्मणोत्पत्तिमार्तण्डः)

क्व यासि विदितो देव इत्युक्त्वानुयेयुर्द्विजाः ।
यावदायान्ति मुनय ईशेशेति मभापकाः ॥ १५ ॥
धावमानाः स्वतपसा द्योतयन्तो दिशो दश ।
लिङ्गमेव मपश्यंति न पश्यन्ति महेश्वरम् ॥ १६ ॥
[3]ये ये च ददृशुर्लिङ्गं मूलचंडीशसंज्ञकम् ।
तदा च[4] मुनयः सर्वे [6]सदेहाः स्वर्गमाययुः ॥१७॥
[7]यदा त्रिविष्टपं व्याप्तं दृष्टं वै[8] शतयज्वना ।
आयान्ति च तथैवान्ये मुनयस्तपसोज्ज्वलाः ॥ १८ ॥

"હે દેવ! તમે કયાં જાઓ છો? અમોએ તમોને ઓળખ્યા છે" એમ કહીને બ્રાહ્મણો પાછળ ચાલ્યા. "હે ઇશ હે ઇશ" એમ બોલતા, દોડતા, અને પોતાના તપથી દશ દિશાને ઉજ્જવલ કરતા તે મુનિઓ જ્યારે મારી પાછળ આવ્યા ત્યારે તેઓને લિંગનાંજ દર્શન થયાં. મહેશ્વર ન દેખાયા. ૧૫–૧૬.

ત્યારે "મૂલચંડીશ" નામનાં તે લિંગનાં જે જે મુનીઓએ દર્શન કર્યાં તેઓ સર્વે સદેહે સ્વર્ગમાં ગયા ૧૭.

જ્યારે તે મુનિઓથી સ્વર્ગ વ્યાપ્ત થયું છે એમ ઇન્દ્રે જોયું અને તપથી ઉજ્જવલ એવા બીજા મુનિઓ પણ

---

१. ते. २. ईय ईशेति भापकाः ३. यदैव (मा० मा०)
४. शि ५. ते. ६. शरीरैः ७. तदा. ८ देवि महाद्विजैः

एतदन्तरमासाद्य समागत्य महीतले ।
लिङ्गमाच्छादयामास [1]वज्रेणैव शतक्रतुः ॥ १९ ॥
अष्टादशसहस्राणि मुनीनामूर्द्ध्वरेतसाम् ।
स्थितानि न तु [2] पश्यंति लिङ्गमेतदनुत्तमम् ॥ २० ॥
[3]शक्रस्तु सहसा दृष्टो वज्रेणैव समन्वितः ।
यावद्ददंति शापं ते तावन्नष्टः पुरंदरः ॥ २१ ॥
[4]दृष्ट्वा तान् कोपसंयुक्तान् भगवांस्त्रिपुरांतकः ।
[5]उवाच सान्त्वयन् देवो वाचा मधुरया [6]मुनीन् ॥२२॥

આવે છે (એમ જાણ્યું) ત્યારે તે વખતે ઇન્દ્રે પૃથ્વી ઉપર આવીને વજ્રથી લિંગને ઢાંકી દીધું. ૧૮-૧૯

ત્યાં (બીજા) ઉર્ધ્વરેતા–બ્રહ્મચારી એવા અઢાર હજાર મુનિઓ હતા પરંતુ તે ઉત્તમ લિંગને ન જોઇ શકયા. ૨૦.

(ત્યાર પછી) અચાનક વજ્રસહિત ઇન્દ્ર દેખાયો અને જ્યાં તે મુનિઓ શાપ દેવા જાય છે ત્યાં ઇન્દ્ર અદૃષ્ટ થયો. ૨૧

તેઓને કોપયુક્ત થયેલા જોઇને ત્રિપુરાસુરનો નાશ કરનાર ભગવાન્ શંકરે મધુર વાણીથી આશ્વાસન આપતાં તે મુનિઓ પ્રત્યે કહ્યું કે:-૨૨

---

१. वज्रेणैव (मा० मा०) २. ह्यपश्यन् वै ३. शतक्रतुस्तु सहसा दृष्टो वज्रेण संयुतः (मा०) ४. दिशन्ति ५. इवान् ६. भगवान् सान्त्वयामास ७. द्विजान् (मा०)

कथं खिन्ना द्विजश्रेष्ठाः सदा शान्तिपरायणाः ।
प्रसन्नवदना भूत्वा [1]श्रूयतां वचनं मम ॥ २३ ॥
भवद्भिर्ज्ञानसंयुक्तैः स्वर्गः किं मन्यते बहु ।
[2]यत्रैके वसवः प्रोक्ता आदित्याश्च तथापरे ॥ २४ ॥
[3]रुद्रसंज्ञास्तथा चैके अश्विनावपि चापरौ ।
एतेषामधिपः कश्चिदेक इन्द्रः प्रकीर्तितः ॥ २५ ॥
[4]स्वपुण्यसंक्षये प्राप्ते यस्माद्विभ्रश्यते [5]नरैः ।
एवं दुःखसमायुक्तः स्वर्गो [6]नैवेष्यते बुधैः ॥ २६ ॥

"હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! સદા શાન્તિમાં પરાયણ રહેનારા તમો શા માટે દુઃખી થાઓ છો ? પ્રસન્ન વદનવાળા થઈને તમે મારૂં વચન સાંભળો. ૨૩.

જ્ઞાની એવા તમો સ્વર્ગને શા માટે વધારે ઉત્તમ માનો છો ? જ્યાં કેટલાક વસુઓ કહેવાયા છે. કેટલાક આદિત્યો, કેટલાક રૂદ્રો, અને બીજા બે અશ્વિની કુમાર કહેવાયા છે. તેઓનો સ્વામી કોઇ એક ઇન્દ્ર કહેવાયો છે ૨૫.

જે સ્વર્ગથી મનુષ્યો પોતાના પુણ્યનો ક્ષય થતાં નીચે પડે છે આવી રીતના દુઃખવાળા સ્વર્ગની-પંડિતો ઇચ્છા કરતા નથી. ૨૬.

---

૧. शृणुध्वं २ अष्टौ ૩. આ કડી લ૦ પ્ર૦માં નથી. ४.स्वपुण्यसंक्षये प्राप्ते (प्रा० मा०) स्वपुण्यस्य क्षये ५. नराः ६. नैवोष्यते (प्रा० मा०)

'एतस्मात् कारणाद्विप्रा' कुरु त वचन मम ।
[1]गृहीध्व नगर रम्य निवासाय महाप्रभम् ॥ २७ ॥
हूयन्तामग्निहोत्राणि देवताः सर्वदा द्विजाः ।
[2]इज्यता विविधैर्यागै• क्रियता [4]पितृपूजनम् ॥२८॥
आतिथ्य क्रियता नित्य वेदाभ्यासस्तथैव हि ।
एव [5]हि [6]कुर्वता नित्य [7]विना ज्ञानस्य सचयै ॥२९॥
प्रसादान्मम विप्रेन्द्राः [8]प्रान्ते मुक्तिर्भविष्यति ।
[9] ऋषय ऊचु [10]
असमर्था' परित्राणे जिताहारास्तपोन्विताः ।३०॥
नगरेणेह कि कुर्मस्तव भक्तिमभीप्सवः ।

હે બ્રાહ્મણો! આ કારણથી મારૂ વચન માનો રહેવા માટે મહાપ્રભાવવાળુ સુદર એક નગર લ્યો. ૨૭

હે દ્વિજો! અગ્નિહોત્રો કરો, નિરતર દેવતાઓને વિવિધ પ્રકારના યજ્ઞોથી પૂજો અને પિતૃપૂજન કરો ૨૮

નિત્ય અતિથિ સત્કાર તથા વેદાભ્યાસ કરો આવી રીતે નિત્ય કરવાથી વિદ્યા અને જ્ઞાનના સચયથી મારી કૃપાથી હે વિપ્રેન્દ્રો! અન્તે તમોને મુક્તિ મળશે "

ઋષિઓ બોલ્યા –' રક્ષણ કરવામા અસમર્થ, જીતાહારી, તપવાળા, અને માત્ર તમારી ભક્તિની ઇચ્છાવાળા એવા અમોને નગરનુ શું પ્રયોજન છે ?" ૨૯–૩૦

---

१ गृहीध्व २ यजन्ता ब्रा• मा०) ३ यज्ञै ४ चापि पूजनम् ५. वै ६ कुरता (ब्रा०) ७ विद्या ८ अन्ते ९ विप्रा (मा०) १० तपस्विन

अष्टयोजनविस्तीर्ण आयामव्यासतस्तथा ।
नग्नो भूत्वा हरो यत्र देशे भ्रान्तो यदृच्छया ॥ ४७ ॥
तं नग्नहरमित्याहुर्देशं पुण्यतमं जनाः ।
पूर्वे तु [1]शांकरी चाऽऽर्या पश्चिमे न्यंकुमत्यपि ॥४८॥
उत्तरे [2]कनकनन्दा दक्षिणे सागरावधिः ।
एतदंतरमासाद्य देशो नग्नहरः स्मृत ॥ ४९ ॥
अष्टयोजनमानेन ह्यायामव्यासतस्तथा ।
प्रोक्तोऽय सकलो देश उन्नतेन समं मया ॥ ५० ॥

અને તે લબાઇ પહોળાઇમા આઠ યોજનના (૩૨ ગાઉ) વિસ્તારવાળો છે. જ્યા પોતાની ઇચ્છાથી મહાદેવજી નગ્ન થઈને ફર્યા હતા તે મહાપવિત્ર દેશને લોકો "નગ્નહર" (નાઘેર) એ નામે ઓળખે છે. પૂર્વ ભાગમાં પૂજ્ય શકરી નદી છે. પશ્ચિમમાં ન્યંકુમતિ, (શિંગવડો) ઉત્તરમાં કનકનદા નદી અને દક્ષિણમા સમુદ્ર સુધીનો દેશ—તે ચાર સ્થળોની વચ્ચેનો દેશ "નગ્નહર" (નાઘેર) કહેવાયો છે ૪૭–૪૯.

લબાઇ પહોળાઇથી અષ્ટ યોજન (૩૨ ગાઉના) માપે આ સર્વ દેશ ઉન્નત "ઉના"—સાથે કહ્યો છે. ૫૦.

१ शकराचार्य । शकरार्या च (प्रा०) २ स्वर्णनदा स्यात्

गृह्यतां नगरं श्रेष्ठं मसीदध्वं द्विजोत्तमाः ।
अत्र मुक्तिश्च मुक्तिश्च भविष्यति न संशयः ॥ ५१ ॥
इत्युक्तास्ते तदा सर्वे विप्रा ऊचुर्महेश्वरम् ।
विप्रा ऊचुः
ईश्वराज्ञा वृथा कर्तुं न [1]शक्या परमात्मनः ॥ ५२ ॥
तपोग्निहोत्रनिष्ठानां वेदाध्ययनशालिनाम् ।
अस्माकं रक्षिता कोऽस्ति कलिकालेऽत्र दारुणे ॥५३॥
को दाताऽऽरोग्यदः कश्च को वै मुक्तिं मदास्यति ।

હે દ્વિજોત્તમો ! આ શ્રેષ્ઠ નગરને ગ્રહણ કરો અને પ્રસન્ન થાઓ. અહિં તમોને ભોગ અને મોક્ષ બંને મળશે એમાં સંશય નથી. ૫૧.

આવી રીતે મહાદેવજીએ કહ્યું ત્યારે સર્વે બ્રાહ્મણો મહાદેવજી પ્રત્યે બોલ્યા. બ્રાહ્મણો કહે છે. :—"( જોકે અમે ) પરમાત્મા એવા તમો મહાદેવજી તેમની આજ્ઞાને ઉલ્લંઘી શકીએ એમ નથી. ( છતાં ) તપમાં અને અગ્નિહોત્રમાંજ પ્રીતિવાળા અને વેદાધ્યયનથી શોભતા એવા જે અમો તેનો આ ભયંકર કળીકાળમાં રક્ષક કોણ છે. ? અમોને કોણ ( દ્રવ્યાદિક ) આપશે ? અમારૂં આરોગ્ય કોણ જાળવશે ? તથા અમોને મુક્તિ કોણ આપશે ?" ૫૨-૫૩.

१ शक्ताः

सूत उवाच

एवं तेभ्यो हि नगरं दत्वा देवो महेश्वरः ॥ ६२ ॥
ददर्श विश्वकर्माणं प्राञ्जलिं पुरतः स्थितम् ।

विश्वकर्मोवाच

विलोक्यतां महादेव नगरं [1]नगरापमम् ॥ ६३ ॥
सौवर्णस्थ[2]लमारुह्य निर्मितं त्वत्प्रसादतः ।
विश्वकर्मवचः श्रुत्वा भगवांस्त्रिपुरान्तकः ॥ ६४ ॥
[3]समारुरोह स्थलकं सह सर्वैर्महर्षिभिः ।
[4]नगरं विलोकयामास रम्य [5]प्राकारमंडितम् ॥६५॥

સુતજી બોલ્યા:–"મહાદેવજીએ તેઓને નગર આપ્યા પછી પોતાની સામે હાથ જોડી ઉભેલા વિશ્વકર્માને જોયા."

વિશ્વકર્મા બોલ્યા:—"હે મહાદેવજી! તમારી કૃપાથી મેં આ નગરોમાં ઉત્તમ એવાં સુંદર નગરનું નિર્માણ કર્યું છે તો આપ સુવર્ણના ચઢાણવાળા સ્થળ ઉપર ચઢીને નિરીક્ષણ કરો. આવું વિશ્વકર્માનું વચન સાંભળીને ત્રિપુરાન્તક ભગવાન્ શંકર સર્વ મહર્ષિઓ સહિત તે સ્થળ ઉપર ચઢયા. અને કીલ્લાવાળું તે રમ્ય નગર જોયું ૬૨–૬૫.

---

१ नगरोत्तमम्. २ णं. ३ वमारुरोह. ४ पुरं (पा०) ५ मुनिगणैः सह (पा०)

ऋषयस्तु प्रुष्टुः सर्वे [1]तत्रस्थं त्रिपुरान्तकम् ।
तानुवाच महादेवो वृणुध्वं वरमुत्तमम् ॥ ६६ ॥
ऋषय [4]ऊचुः
यदि तुष्टो महादेव स्थलकेश्वरनामभृत् ।
[2]अवलोकयंश्च नगरं सदा तिष्ठ स्थले हर ॥ ६७॥
[3]इत्युक्तस्तैस्तदा देवः स्थलकेऽस्मिन् सदा स्थितः ।
कृते रत्नमयं देवि त्रेतायां च हिरण्मयम् ॥ ६८ ॥
रौप्यं च द्वापरे प्रोक्तं स्थलमश्ममयं कलौ ।
एवं तत्र स्थितो देवः स्थलकेश्वरनामतः ॥ ६९ ॥

ત્યાં રહેલા મહાદેવજીની સર્વે ઋષિઓએ સ્તુતિ કરી અને તેઓ પ્રત્યે મહાદેવજી બોલ્યા કેઃ–"ઉત્તમ વરદાન માગો." ૬૬.

ઋષિઓ બોલ્યાઃ—"હે મહાદેવ! હે હર! જો આપ પ્રસન્ન થયા હો તો "સ્થલકેશ્વર" નામ ધારણ કરીને નગરની સંભાળ લેતાં, સદા અહિં નિવાસ કરો. ૬૭.

એવી રીતે જ્યારે તે ઋષિઓએ કહ્યું ત્યારે મહાદેવજી આ સ્થળમાં સદા રહ્યા હે દેવિ સતયુગમાં આ સ્થલક રત્નમય હતું. ત્રેતામાં સોનાનું, તથા દ્વાપરમાં રૂપાનું હતું અને કળિયુગમાં પત્થરનું સ્થળ છે. આવી રીતે "સ્થલકેશ્વર" નામ ધારણ કરીને ત્યાં મહાદેવજી રહ્યા છે. ૬૮–૬૯.

---

१ स्वर्णस्थं. (मा०) २ आलोकयंस्तन्नगरं. ३ तथेत्युक्त्वा । इत्युक्तो भगवाम्ब्रूमुः(बा०) ४ उनेवाळा ऊचुः (मा० मा०).

[1]सदा पूज्यो महादेव उन्नतस्थानवासिभिः ।
माघे मासि चतुर्दश्यां विशेषस्तत्र जागरे ॥ ७० ॥
इत्येतत्कथितं देवि ह्युन्नतस्य [2]महोदयम् ।
श्रुतं पापहरं नृणां सर्वकामफलप्रदम् ॥ ७१ ॥

इति श्रीस्कान्दे म० पु० सं० स० प्र० प्र० प्र०; उन्नतस्थानमाहात्म्यवर्णनं नामैकोनविंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥३१९॥

ઉન્નત સ્થાન (ઉના) માં રહેનારા સર્વેએ તે મહાદેવજીને પૂજવા જોઈએ. માઘ માસમાં (વદી) ચતુર્દશીને દિવસે ત્યાં જાગરણ કરવાથી વિશેષ (લાભ થાય) છે. ૭૦.

હે દેવિ! એ પ્રમાણે ઉન્નત સ્થળ (ઉના) નું માહાત્મ્ય તમને કહી સંભળાવ્યું કે જે સાંભળ્યું હોય તો માણસોના પાપને નષ્ટ કરનાર તથા સર્વ ઇચ્છા પ્રમાણે ફળ દેનાર છે. ૭૧.

એવી રીતે શ્રી સ્કન્દ પુરાણ પ્રભાસખંડમાં **ઉન્નતસ્થાન** માહાત્મ્ય વર્ણન નામનો ૩૧૯ મો અધ્યાય સંપૂર્ણ,

---

१ पूजितश्च सदाऽन्यैश्च ह्युन्नतक्षेत्रवासिभि (प्रा०) २ यथाक्रमम् (प्रा०)

## ॥ अध्याय ३२० ॥

॥ ईश्वर उवाच ॥

तस्माच्च पूर्वदिग्भागे किञ्चिदाग्नेयसंस्थितम् ।
लिङ्गद्वयं महापुण्यं विश्वकर्मप्रतिष्ठितम् ॥ १ ॥
यदा वै नगरं कर्तुं त्वष्टा तत्र समागतः ।
प्रतिष्ठाप्य महादेवं नगरं कृतवांस्ततः ॥ २ ॥
कृत्वा च नगरं रम्यं लिङ्गस्यास्य प्रभावतः ।
पुनः प्रतिष्ठितं लिङ्गं तेनैव विश्वकर्मणा ॥ ३ ॥

### લિંગદ્વયનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યાઃ—"તે સ્થલકેશ્વરની પૂર્વ[1] દિશામાં કાંઇક અગ્નિ કોણ તરફ–વિશ્વકર્માએ પ્રતિષ્ઠા કરેલાં બે મહાપવિત્ર લિંગ છે. ૧.

જ્યારે વિશ્વકર્મા નગર કરવા માટે ત્યાં આવ્યા હતા ત્યારે ત્યાં મહાદેવની પ્રતિષ્ઠા કરીને પછી (તેમણે) નગર કર્યું હતું. ૨.

આ લિંગના પ્રભાવથી સુંદર નગર બનાવીને પછી તે વિશ્વકર્માએજ ફરીથી (બીજા) લિંગની પ્રતિષ્ઠા કરી હતી. ૩.

---

१ पूर्वस्य.

कर्मादौ कर्मणश्चान्ते [1]यात्रोद्वाहगृहादिके ।
लिंगद्वयं पूजयित्वा सिद्धिमाप्नोति तत्क्षणात् ॥ ४ ॥
तस्मात्सर्वप्रयत्नेन [2]गन्धामृतरसोदकैः ॥
नैवेद्यैर्विविधैर्देवि लिङ्गयुग्मं प्रपूजयेत् ॥ ५ ॥

इतिश्रीस्कान्दे म. पु. सं. स. प्र प्र. प्र. उन्नतस्थानमाहात्म्ये-लिङ्गद्वयमाहात्म्यवर्णनं नाम विंशोत्तरत्रिशततमोऽध्यायः ॥३२०॥

યાત્રા, વિવાહ તથા ગૃહારંભ આદિ કાર્યક્રમના આદિમાં અને અંતમાં આ બે લિંગ પૂજવાથી માણસ તત્ક્ષણ સિદ્ધિ પામે છે. ૪.

માટે સર્વ પ્રયત્નથી ગંધ, અમૃતરસ ( પંચામૃતરસ ) અને જળથી તથા વિવિધ પ્રકારનાં નૈવેદ્યોથી હે દેવિ! તે બન્ને લિંગનું પૂજન કરવું." ૫.

એવી રીતે શ્રી સ્કંદપુરાણ પ્રભાસખંડમાં 'લિંગદ્વયમાહાત્મ્ય' વર્ણન નામનો ૩૨૦ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. यत्रोद्वाह २. पञ्चा.

## ॥ अध्याय ३२१ ॥

ईश्वर उवाच

अथ ते कीर्तयिष्यामि रहस्यं स्थानमुत्तमम् ।
सर्वपापहरं नृणामुन्नतस्थानवासिनाम् ॥ १ ॥
[1]श्रेष्ठस्वस्य माहात्म्यं ब्रह्मणोऽव्यक्तजन्मनः ।
उन्नतस्थानसंस्थस्य देवस्य बालरूपिणः ॥ २ ॥
यस्य दर्शनमात्रेण सर्वपापैः प्रमुच्यते ।

देव्युवाच,

बालरूपीति [2]यत्प्रोक्तमुन्नतं तत्कथं वद ॥ ३ ॥

### ઉન્નત (ઉના) સ્થાનમાં બ્રહ્માનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા :—"હવે હું તમને ઉન્નત સ્થાનમાં રહેવાવાળાં મનુષ્યોનાં સર્વ પાપને નષ્ટ કરનાર, ગુપ્ત અને ઉત્તમ જે સ્થાન છે તે કહું છું. ૧.

(તેમ) બ્રહ્મરૂપ, અપ્રકટ છે જન્મ જેનો એવા બાલરૂપી, અને ઉન્નત સ્થાનમાં રહેલા તે શ્રેષ્ઠ દેવ (બાલરૂપી બ્રહ્મા)નું માહાત્મ્ય (પણ) કહીશ. ૨.

જેના દર્શન માત્રથી સર્વ પાપમાંથી મુક્ત થવાય છે."

દેવી બોલ્યાં કે:—"બાલરૂપી" એવી રીતે જે નામ કહ્યું તે "ઉન્નત" (શ્રેષ્ઠ) કેવી રીતે છે તે કહો ?" ૩.

---

१. श्रेष्ठ २. यः प्रोक्त उन्नते स कथंपन.

स्थानेष्वन्येषु सर्वत्र वृद्धरूपी पितामहः ।
कस्मिन्स्थाने स्थितस्तत्र किमर्थं तत्र [1]वागतः ॥ ४ ॥
कथं स पूज्यो विप्रेन्द्रैस्तिथौ कस्यां क्रमाद्वद ।

ईश्वर उवाच

ऋषितोयापश्चिमे तु [3]ऐशान्यां स्थलकेश्वरात् ॥ ५ ॥
ब्रह्मणः परमं स्थानं ब्रह्मलोक इवापरः ।
ब्रह्मा विष्णुश्च रुद्रश्च पूज्याः प्राभासिके सदा ॥ ६ ॥
ब्रह्मभागे स्थितो ब्रह्मा ऋषितोयातटे शुभे ।
रुद्रभागेऽग्नितीर्थे च पूज्यो रुद्रः सनातनः ॥ ७ ॥

(કારણકે) અન્યત્ર સર્વ સ્થળે પિતામહ વૃદ્ધરૂપે (રહ્યા છે), અને ત્યાં કયા સ્થાનમાં રહ્યા છે? અને ત્યાં શા માટે આવ્યા છે? અને બ્રાહ્મણોએ કેવી રીતે તેમની પૂજા કરવી? તથા કઇ તિથિએ? તે બધું ક્રમથી કહો."

મહાદેવજી બોલ્યાઃ-"ઋષિતોયા" ના પશ્ચિમ ભાગમાં અને "સ્થલકેશ્વર"ના ઇશાનકોણમાં-જાણે બીજો બ્રહ્મલોક હોય એવું બ્રહ્માનું શ્રેષ્ઠ સ્થાન છે. પ્રભાસ ક્ષેત્રમાં સર્વદા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર પૂજ્ય છે. ૪-૬.

"ઋષિતોયા" ના શુભ તટ ઉપર બ્રહ્મભાગમાં બ્રહ્મા બીરાજે છે, અગ્નિતીર્થમાં રુદ્રભાગમાં પૂજ્ય અને

---

१. चा २. स्थितः कस्मात्. ३. ईशान्यां.

गिरौ रैवतके रम्ये पूज्यो दामोदरो हरिः ।
सोमेन प्रार्थितो देवो बालरूपी पितामहः ॥ ८ ॥
आगतश्चाष्टवर्षस्तु [1]ह्युन्नते स्थान उत्तमे ।
दृष्ट्वा ब्रह्मा [2]द्विजाञ्छ्रेष्ठांस्तत्र स्थाने स्थितो विभुः॥९॥
नास्ति ब्रह्मसमो देवो नास्ति ब्रह्मसमो गुरुः ।
नास्ति ब्रह्मसमं ज्ञानं नास्ति ब्रह्मसमं तपः ॥ १० ॥
तावद्भ्रमंति संसारे दुःखशोक[3]भयाप्लुताः ।
न [4]भवंति सुरज्येष्ठे यावद्भक्ताः पितामहे ॥ ११ ॥

સનાતન રુદ્ર બીરાજે છે અને સુંદર ગિરનાર પર્વત પર પૂન્ય દામોદર હરિભગવાન્ બિરાજે છે. ચન્દ્રમાએ જ્યારે બાલરૂપી પિતામહની પ્રાર્થના કરી હતી ત્યારે આઠ વર્ષના તે અહિં ઉન્નત સ્થાનમાં આવ્યા હતા અને વ્યાપક એવા બ્રહ્માએ શ્રેષ્ઠ દ્વિજોને જોઇને ત્યાં નિવાસ કર્યો હતો. ૭-૯.

બ્રહ્મા સમાન કોઈ દેવ નથી, બ્રહ્મા સમાન ગુરુ નથી, બ્રહ્મા સમાન જ્ઞાન નથી તથા બ્રહ્મા સમાન તપ નથી ૧૦.

જ્યાં સુધી મનુષ્યો દેવતાઓમાં ઉત્તમ એવા બ્રહ્મામાં ભક્તિમાન્ યતાં નથી ત્યાં સુધી દુઃખ, શોક અને ભયથી વિહ્વલ થઇને સંસારમાં ભ્રમણ કર્યા કરે છે. ૧૧

१, (द्वितीया विभक्ति) २. द्विज ३. भय ४. भवंति सुरश्रेष्ठं यावद्भक्ता पितामहम् ॥

समासक्तं यथा चित्तं जंतोर्विषयगोचरे ।
[1]यद्येवं ब्रह्मणि न्यस्तं को न मुच्येत बंधनात् ॥१२॥
परमायुः स्मृतो ब्रह्मा परार्धं तस्य वै गतम् ।
उन्नतस्थानसंस्थस्य द्वितीयं[2] भविताऽधुना ॥ १३ ॥
यदासावुन्नते स्थाने [3]ब्रह्मलोकात् पितामहः ।
आगतश्चाष्टवर्षस्तु [4]बालरूपी तदोच्यते ॥ १४ ॥
स्थानष्वन्येषु विप्राणां वृद्धरूपी पितामहः ।
युक्त तदुन्नतस्थान [5]सदा च ब्रह्मणः प्रियम् ॥ १५ ॥

પ્રાણિઓનું ચિત્ત ઇન્દ્રિયોના વિષયોમાં જેવું આસક્ત હોય છે તેવું જો બ્રહ્મામાં લાગેલું હોય તો સંસારના બંધનથી કોણ મુક્ત ન થાય? ૧૨.

બ્રહ્મા મોટા આયુષ્ય વાળા છે, તેમનું પ્રથમ પરાર્ધ (પૂર્વાર્ધ) આયુષ્ય ગયું છે. અને હવે બીજું ઉન્નતસ્થાનમાં રહેતાં રહેતાં જશે. ૧૩.

પિતામહ જ્યારે ઉન્નત સ્થાનમાં બ્રહ્મ લોકથી અષ્ટ વર્ષના આવ્યા ત્યારના "બાલરૂપી" એમ કહેવાય છે. ૧૪.

બ્રાહ્મણોનાં અન્ય સ્થાનોમાં પિતામહ "વૃદ્ધરૂપી" કહેવાય છે. અને તેથી ઉન્નત સ્થાન ઉત્તમ તે બ્રહ્માને સદા પ્રિયછે.૧૫.

---

૧. यद्येतद् ब्रह्मणा न्यस्तं २. यो ३. ब्रह्मा लोकपितामहः ૪.અહિંથી उन्नतस्थान સુધી હ૦ માં નથી ૫. तदा.

स्नात्वा च विधिवत्पूर्वं ब्रह्मकुंडे नरोत्तमः।
पूजयेत्पुष्पधूपाद्यैर्ब्रह्माणं बालरूपिणम् ॥ १६ ॥

इति श्रीस्कान्दे म. ए. सं. स. प्र. प्र. प्र. उन्नतस्थाने ब्रह्ममाहात्म्यवर्णनं नामैकविंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥३२१॥

ઉત્તમ માણસે પહેલાં બ્રહ્મકુંડમાં વિધિપૂર્વક સ્નાન વર્ણુન કરીને બાલરૂપી બ્રહ્માનું પુષ્પધપાદિથી પૂજન કરવું." ૧૬.

એવી રીતે શ્રી સ્કંદપુરાણના પ્રભાસખંડમાં ઉન્નત (ઉના) સ્થાનમાં 'બ્રહ્મ-માહાત્મ્ય' નામનો ૩૨૧ મો અધ્યાય સંપૂર્ણ.

## ॥ अध्याय ३२२ ॥

ईश्वर उवाच

ततो गच्छेन्महादेवि तस्य दक्षिणसंस्थितम्[1]।
दुर्गादित्येतिनामानं सर्वपापप्रणाशनम्[2] ॥ १ ॥
यदा दुःखमनुप्राप्ता दुर्गा दुःखविनाशिनी।
सूर्यमाराधयामास तदा दुःखविनुत्तये[3] ॥ २ ॥
ततः कालेन बहुना तस्यास्तुष्टो दिवाकरः।
उवाच मधुरं वाक्यं दुर्गा देवो[4] महाप्रभाम्॥ ३ ॥

### દુર્ગાદિત્ય સૂર્યનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા:—"હે મહાદેવિ! ત્યારપછી તે બાલબ્રહ્માની દક્ષિણમાં રહેલા સર્વ પાપોને નષ્ટ કરનાર "દુર્ગાદિત્ય" નામના સૂર્ય છે ત્યાં જવું. ૧.

જ્યારે દુઃખનો નાશ કરનારાં દુર્ગાજી દુઃખને પ્રાપ્ત થયાં ત્યારે દુઃખને નષ્ટ કરવા સારૂ તેમણે સૂર્યની આરાધના કરી. ૨.

ત્યારપછી લાંબે વખતે સૂર્યદેવ તેમને પ્રસન્ન થયા અને તેમણે મહા કાંતિવાળાં દુર્ગાજીને આ પ્રમાણે મધુર વાક્ય કહ્યું: ૩.

१. तः २. पातकनाशनम् ३. विपत्तये ४. देवी.

वरं वरय देवेशि तपसा तुष्टवानहम् ।

दुर्गोवाचः-

यदि तुष्टो दिवानाथ दुःखसंघं विनाशय ॥ ४ ॥

सूर्य उवाचः-

अचिरेणैव कालेन भगवांस्त्रिपुरांतकः ।

संप्राप्स्यत्युत्तमं लिंगमुन्नते स्थान उत्तमे ॥ ५ ॥

दुर्गादित्येति मे नाम इह देवि भविष्यति ।

एवमुक्त्वा महादेवि [2]तत्रैवान्तर्दधे हरिः ॥ ६ ॥

"હે દેવેશિ ! હું તપથી પ્રસન્ન થયો છું માટે વરદાન માગો."

દુર્ગા બોલ્યાં:-"હે દિવાનાથ (સૂર્ય) ! જો (તમે) પ્રસન્ન થયા હો તો મારા દુઃખના સમૂહનો નાશ કરો. (શુ. પ્ર. ખંડમાં) (મને શંકરના વિયોગનું દુઃખ છે તેનું નિવારણ કરો.)" ૪.

સૂર્ય બોલ્યા :—"આ ઉત્તમ ઉન્નત સ્થાનમાં થોડા જ સમયમાં ભગવાન્ ત્રિપુરાંતક (શિવજી) ઉત્તમ લિંગને પ્રાપ્ત થશે. ૫.

હે દેવિ ! અહિં મારૂં નામ "દુર્ગાદિત્ય" એવું થશે." એમ કહીને હે મહાદેવિ ! સૂર્ય ત્યાંજ અંતર્ધાન થયા. ૬.

---

१. दुःखं मम २. तदा चान्तर्हितो रविः

सप्तम्या रविवारेण दुर्गादित्यं प्रपूजयेत् ।
तस्य दुःखानि सर्वाणि कुष्ठानि विविधानि च ।
विलयं यान्ति देवेशि दुर्गादित्यप्रपूजनात् ॥ ७ ॥

इतिश्री स्कान्दे म० पु० सं० स० प्र० प्र० प्र०, दुर्गादित्यमाहात्म्यवर्णनं नाम द्वाविंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥३२२॥

હે દેવેશિ ! સપ્તમી અને રવિવારને દિવસે જે (મનુષ્ય) દુર્ગાદિત્યને પૂજે છે તેનાં સર્વ દુઃખો અને અનેક પ્રકારના કોઢો દુર્ગાદિત્યના પૂજનથી નાશ પામે છે.” ૭.

એવી રીતે શ્રી સ્કંદપુરાણના પ્રભાસખંડમાં “દુર્ગાદિત્ય-સૂર્યમાહાત્મ્ય વર્ણન” નામનો ૩૨૨ મો અધ્યાય સંપૂર્ણ.

## ॥ अध्याय ३२३ ॥

ईश्वर उवाच

ततः पश्येन्महादेवि तस्य दक्षिणतः स्थितम् ।
[1]क्षेमेश्वरेति विख्यातमृषितोयातटे स्थितम् ॥ १ ॥
[2]भूतीश्वरेति नामास्य पूर्वं [3]च परिकीर्तितम् ।
[4]क्षेमेशेति कलौ देवि तस्य नाम प्रकीर्तितम् ॥ २ ॥
तं दृष्ट्वा पूजयित्वा च मुक्तः स्यात्सर्वकिल्बिषैः ॥३॥

इति श्रीस्कांदे म० ए० सं० स० प्र० प्र० प्र०, क्षेमेश्वरमाहात्म्यवर्णनं नाम त्रयोविंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥ ३२३ ॥

### ક્ષેમેશ્વર મહાદેવનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા:–"હે મહાદેવિ! ત્યાર પછી તે દુર્ગાદિત્યની દક્ષિણ દિશા તરફ ઋષિતોયાના પવિત્ર કિનારા પર રહેલા "ક્ષેમેશ્વર" (સોમેશ્વર) એ નામે પ્રસિદ્ધિ પામેલા દેવનું દર્શન કરવું. ૧.

પહેલાં તેમનું "ભુતીશ્વર" એવું નામ હતું અને કલિયુગમાં હે દેવિ! તેમનું નામ "ક્ષેમેશ" (સોમેશ) એવું થયું છે. ૨.

તેમનું દર્શન અને પૂજન કરીને મનુષ્ય સર્વ પાતકોમાંથી મુક્ત થાય છે." ૩.

એવી રીતે શ્રી સ્કંદપુરાણના પ્રભાસખંડમાં "ક્ષેમેશ્વર-માહાત્મ્ય વર્ણન" નામનો ૩૨૩ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. सोमेश्वरेतिनामामं. २. भूतेश्वरेति ३. वै ४. सोमेशेति.

## ॥ अध्याय ३२४ ॥

ईश्वर उवाच.—

तस्मादुत्तरदिग्भागे किंचिद्वायव्यमाश्रितम् ।
विनायकं [1]प्रपश्येच्च सर्वसिद्धिप्रदायकम् ॥ १ ॥

योऽसौ देवि[2] मयाख्यातः सखा मे धनदः पुरा ।
गणनाथस्वरूपेण निधीनां परिपालकः ॥ २ ॥

### ગણનાથમાહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા:—"તે ક્ષેમેશ્વર મહાદેવની ઉત્તર દિશામાં કાંઇક વાયવ્યમાં રહેલા, સર્વ સિદ્ધિને દેવાવાળા "વિનાયક" દેવનું દર્શન કરવું. ૧.

હે દેવિ ! જે આ વિનાયક દેવ મેં કહ્યા કે જે ગણનાથ સ્વરૂપમાં નિધિના રક્ષક કુબેર છે તે પહેલાંના મારા મિત્ર છે. જે પ્રભાસમાં ધનદ નામે રહેલા છે તે અહિં 'ગણનાથ' નામે રહેલા છે. ૨.

---

१. महादेवि २. देवी.

लोकानां सिद्धिदानार्थमस्मिन्स्थाने स्थितः प्रिये ।
चतुर्थ्यां भौमवारेण भक्ष्यभोज्यैः समोदकैः ॥ ३ ॥
पूजयेद्विधिवद्देवि तस्य सिद्धिर्भवेद्ध्रुवम् ॥४॥

इति श्रीस्कान्दे म० ए० सं०, स० प्र० प्र० प्र० गणनाथमाहात्म्यवर्णनं नाम चतुर्विंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥ ३२४ ॥

હે પ્રિયે! લોકોને સિદ્ધિ આપવા માટે તે આ સ્થાનમાં રહ્યા છે. હે દેવિ! ચતુર્થી અને મંગળવારને દિવસે લાડવા સહિત ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોથી વિધિપૂર્વક જે તેનું પૂજન કરે છે તેને જરૂર સિદ્ધિ મળે છે." ૩-૪.

એવી રીતે શ્રી સ્કંદપુરાણના પ્રભાસખંડમાં "ગણનાથ-માહાત્મ્ય વર્ણન" નામનો ૩૨૪ મો અધ્યાય સંપૂર્ણ.

## ॥ अध्याय ३२५ ॥

ईश्वर उवाच

ततो गच्छेन्महादेवि विनायकमनुत्तमम् ।
ऋपितोयातटे रम्ये सर्वविघ्ननिवारणम् ॥ १ ॥
योऽसौ [2]देवगणाध्यक्षः [3]साक्षाच्च त्रिपुरान्तकः ।
[4]गजरूपं समाश्रित्य ह्युन्नते [5]जगति स्थितः ॥ २ ॥
प्रभासेऽस्मिन् महाक्षेत्रे गणानां कोटिभिर्वृतः ।
तस्मात्सर्वप्रयत्नेन यात्रानिर्विघ्नहेतवे ॥ ३ ॥

### ઉન્નત સ્વામીનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા:—"હે મહાદેવિ! ત્યાર પછી ઋષિતોયાના રમ્ય કિનારા ઉપર સર્વ વિઘ્નોને દૂર કરનારા ઉત્તમોત્તમ "વિનાયક" દેવ છે ત્યાં જવું. ૧.

જે આ દેવગણોના અધ્યક્ષ અને સાક્ષાત્ ત્રિપુરારિ મહાદેવજી છે તે ગજરૂપ ધરીને જગતમાં "ઉન્નત" સ્થાનમાં રહ્યા છે. ૨.

તથા પ્રભાસ મહાક્ષેત્રમાં કરોડો ગણોથી (તે) વિંટાયલા છે. માટે યાત્રા નિર્વિઘ્ને પરિપૂર્ણ થાય તે હેતુથી સર્વ

१. विदारणं २. देवो ३. स साक्षात् ४. गाज ५. स्थाने.

आराध्यो गणनाथश्च [1]पुष्पधूपादिभिः सदा ।
चतुर्थ्यां च [2]चतुर्थ्यां च सर्वैर्नगरवासिभिः ॥
[3]तस्मिन्महोत्सवः कार्यो [4]राष्ट्रक्षेमार्थसिद्धये ॥४॥

इतिश्री स्का० म० पु० सं० स० प्र० प्र० प्र० उन्नतस्वामिमाहात्म्यवर्णनं नाम पंचविंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥ ३२५ ॥

પ્રયત્ને સર્વદા પૂષ્પ–ધૂપ ઇત્યાદિ સામગ્રિ વડે તે ગણનાથ આરાધન કરવા યોગ્ય છે. અને દરેક નગરવાસિઓએ ચતુર્થીએ–ચતુર્થીએ–દેશનાં કુશળ માટે તે સ્થાને યાત્રાને મહોત્સવ કરવો.” ૩–૪.

એવી રીતે શ્રી સ્કંદપુરાણના પ્રભાસખંડમાં “ઉન્નતસ્વામી–માહાત્મ્ય વર્ણન” નામને ૩૨૫ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. गन्धपुष्पादिभिः २. महादेवि ३. यात्रा ४. योग

## ॥ अध्याय ३२६ ॥

ईश्वर उवाच

ततो गच्छेन्महादेवि तस्यैवोत्तरतः स्थितम्।
महाकालेश्वरं देवं सर्वरक्षाकरं [2]परम् ॥ १ ॥
अधिष्ठाता पुरस्यास्य भैरवो रुद्ररूपधृक् ।
दर्शे च पूर्णिमायां च[3] महापूजां प्रकारयेत् ॥२॥
महोदये नरः स्नात्वा महाकालं प्रपश्यति ।
धनाढ्यो जायते लोके सप्तजन्मसहस्त्रकम् ॥ ३ ॥

इति श्रीस्कान्दे म० ए० सं. स० प्र० प्र० प्र०, महाकालमाहात्म्यवर्णनं नाम षड्विंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥ ३२६ ॥

### મહાકાલેશ્વરનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા :—"હે મહાદેવિ! પછી તે વિનાયકના જ ઉત્તર ભાગમાં તેજ નગરમાં સર્વની રક્ષા કરનાર શ્રેષ્ઠ "મહાકાલેશ્વર" દેવ પ્રત્યે જવું. ૧.

આ પુરનો અધિષ્ઠાતા રુદ્રરૂપ ધરનાર ભૈરવ છે. અમાવાસ્યાને દિવસે અને પુર્ણિમાને દિવસે જે માણસ (તેમની) મહાપૂજા કરાવે અથવા કરે અને મહોદયતીર્થમાં સ્નાન કરીને મહાકાલનું દર્શન કરે તે સાત હજાર જન્મ સુધી લોકમાં ધનાઢ્ય (પૈસાદાર) થાય છે." ૨-૩.

એવી રીતે શ્રી સ્કંદપુરાણના પ્રભાસખંડમાં "મહાકાલમાહાત્મ્ય વર્ણન" નામનો ૩૨૬ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. वरारोहे २. पुरे ३. स्यां.

## ॥ अध्याय ३२७ ॥

ईश्वर उवाच

ततो महोदयं गच्छेत्तस्मादीशानसंस्थितम् ।
विधिना तत्र यः स्नाति तर्पयेत्पितृदेवताः ॥ १ ॥
प्रतिग्रहकृताद्दोषान्न भयं तस्य विद्यते ।
महोदयं महानन्ददायकं च द्विजन्मनाम् ॥ २ ॥
प्रतिग्रहेमसक्तानां विषयासक्तचेतसाम् ।
तेषामपि ददेर्न्मुक्तिं तेन ख्यातं महोदयम् ॥ ३ ॥

### મહોદય (મોઢેશ્વર) તીર્થનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યાઃ—"ત્યારપછી તે મહાકાલેશ્વરથી ઇશાન કોણમા રહેલ મહોદય તીર્થમાં જવું. ત્યાં જે પુરુષ વિધિથી સ્નાન કરે તથા પિતૃનું અને દેવતાઓનું તર્પણ કરે તેને દાન લેવાના દોષથી ઉત્પન્ન થયેલો ભય રહેતો નથી. એ મહોદય તીર્થ બ્રાહ્મણોને મહા આનંદદાયક છે ૧-૨.

જેઓ દાન લેવામાં આસક્ત છે તથા જેઓ વિષયોમાં આસક્તિવાળા છે તે બ્રાહ્મણોને પણ તે તીર્થ મુક્તિ આપે છે આથી તેનું નામ "મહોદય" એવું છે. ૩.

१. दे.

तस्य[1] वै रक्षणार्थाय महाकालस्य चोत्तरे ।
नियुक्ताश्च महादेवि मातरस्तत्र संस्थिताः ॥ ४ ॥
तस्मिन् स्नात्वा नरः पूर्वं मातृस्ताश्च प्रपूजयेत् ।
एवं देवि मयाख्यातं महोदयमहोदयम् ॥ ५ ॥
सर्वपापहरं नृणामभिषेकाच्च मुक्तिदम् ।
अर्धक्रोशे[2] च तत्तीर्थं समंतात्परिमंडलम् ॥ ६ ॥
एतन्मध्यं महासारं सदैव मुनिवल्लभम् ॥७॥

इति श्रीस्कान्दे म०, ए० सं०, स० प्र०, प्र०, प्र०, महोदय माहात्म्यवर्णनं नाम सप्तविंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥ ३२७ ॥

તે (તીર્થ)ના રક્ષણ માટે "મહાકાલ" ની ઉત્તર દિશામાં હે મહાદેવિ! મેં નિયુક્ત કરેલી માતાઓ ત્યાં રહી છે ત્યાં મહોદય તીર્થમાં પહેલાં સ્નાન કરીને મનુષ્ય તે માતાઓનું પૂજન કરવું. એવી રીતે હે દેવિ! મેં મહોદય તીર્થનું માહાત્મ્ય કહ્યું. ૪-૫.

તે સ્થાન માણસોના સર્વ પાપને નષ્ટ કરનારૂં છે તથા સ્નાન કરવાથી મુક્તિ આપનારૂં છે. તથા ચારેય તરફથી અર્ધા ગાઉના વિસ્તારવાળું છે. ૬.

મહોદય તીર્થનો મધ્ય ભાગ મહાન્ સારાંશવાળો છે તથા સર્વદા મુનિઓને પણ વહાલો છે." ૭.

એવી રીતે શ્રી સ્કદપુરાણના પ્રભાસખંડમાં "મહોદય-(મોદેશ્વર) તીર્થમાહાત્મ્ય વર્ણન" નામનો ૩૨૭ મો અધ્યાય સપૂર્ણ.

---

१. तस्यैव २. हा

## ॥ अध्याय ३२८ ॥

॥ ईश्वर उवाच ॥

तस्माद्वायव्यदिग्भागे स्थितं पापप्रणाशनम् ।
संगमेश्वरनामाढ्यमृषयो यत्र संगताः ॥ १ ॥
तस्यैव पूर्वदिग्भागे कुण्डिका पापनाशिनी ।
वडवानलसंयुक्ता यत्र याता सरस्वती ॥ २ ॥
कुण्डिकायां नरः स्नात्वा संगमेश्वरमर्चयेत् ।
तस्य जन्मसहस्राणि लक्ष्म्या पुत्रैः प्रियैः सह ॥ ३ ॥

### "સંગમેશ્વર" (મોટા મહાદેવ)નું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા:— "તે મહોદય તીર્થથી વાયવ્ય કોણમાં પાપને નષ્ટ કરનારૂં "સંગમેશ્વર" નામનું લિંગ છે કે જ્યાં ઋષિઓ એકઠા થયા હતા. ૧.

તેના જ પૂર્વ ભાગમાં પાપને નષ્ટ કરનારી કુંડિકા છે કે જ્યા વડવાનલથી યુક્ત સરસ્વતી ગયાં હતા ૨.

હે મહાદેવિ! તે કુંડિકામા જે માણસ સ્નાન કરીને "સંગમેશ્વર" નું પૂજન કરે છે, તેને હજારો વર્ષ સુધી લક્ષ્મીનો, પુત્રોનો અને પ્રિયજનોનો કયારેય પણ વિયોગ

१. ग्रामेति मुनयो.

असंगमं[1] महादेवि न कदाचित्प्रजायते ।
मुच्यते पातकैः सर्वैराजन्ममरणान्तिकैः ॥ ४ ॥

इति श्रीस्कान्दे म०, ए०, सं०, स० प्र०, प्र०, प्र०, संगमेश्वर-माहात्म्यवर्णनं नामाष्टाविंशत्युत्तरत्रिशततमोऽध्यायः ॥३२८॥

થતો નથી તથા તે જન્મથી મરણ પર્યંતનાં સર્વ પાપથી મુક્ત થાય છે ” ૩-૪

એવી રીતે શ્રી સ્કંદપુરાણના પ્રભાસખંડમાં “સંગમેશ્વર-માહાત્મ્ય વર્ણન” નામનો ૩૨૮ મો અધ્યાય સંપૂર્ણ.

---

१. मो

## ॥ अध्याय ३२९ ॥

ईश्वर उवाच

अथोत्तरे देवकुलात्तत्र गव्यूतिमात्रतः ।
उत्तमस्थानमिति च प्रख्यातं धरणीतले ॥ १ ॥
तस्योत्तरे तु दिग्भागे धनुर्द्वादशकान्तरे ।
उन्नतो विघ्नराजस्तु सर्वमन्यूहनाशनः ॥ २ ॥
चतुर्थ्यां पूजितः सम्यक् सुगन्धैः फलमोदकैः ।
ददाति वाछितान् कामास्त्रैलोक्ये विजयी भवेत् ॥३॥

[1] इति श्रीस्कान्दे म०, ए० स०, सं०, प्र०, प्र० प्र०, उन्नत-विनायकमाहात्म्यवर्णनं नामकोनत्रिंशदुत्तरत्रिशततमोऽध्यायः ॥३२९॥

### ઉન્નત વિનાયકનું માહાત્મ્ય.

મહાદેવજી બોલ્યા.—"પછી દેવકુલથી ઉત્તર દિશામાં ત્યાં બે ગાઉ ઉપર "ઉત્તમસ્થાન" એ નામનુ સ્થળ ધરણીતલ ઉપર પ્રસિદ્ધ છે ૧

તેની ઉત્તર દિશામા બાર ધનુષ્ ઉપર સર્વ વિઘ્નને નષ્ટ કરનાર "ઉન્નત વિઘ્નરાજ" છે ૨

સુગન્ધવાળા ફળો અને મોદકથી સારી રીતે પૂજા કરાયેલા તે ઇચ્છિત ફળોને આપે છે અને તે માણસ ત્રિલોકમા વિજય મેળવે છે ૩

એવી રીતે શ્રી સ્કદપુરાણના પ્રભાસખડમા "ઉન્નતવિનાયક-માહાત્મ્યવર્ણન" નામનો ૩૨૯ મો અધ્યાય સપૂર્ણ

---

૧ આ ત્રણસો ઓગણત્રિશમો અધ્યાય સ૦ પ્રતિમા નથી

## गंगाध्यानम्

હાથમાં પુષ્પ લઇ ગંગાજીનું નીચેની સ્તુતિથી ધ્યાન કરવું.

चतुर्भुजां त्रिनेत्रां च सर्वावयवशोभिताम् ।
रत्नकुंभसिताम्भोजवरदाभयसत्कराम् ॥ १ ॥
श्वेतवस्त्रपरीधानां मुक्तामणिविभूषिताम् ।
एवं ध्यायेत्सुसौम्यां च चन्द्रायुतसमप्रभाम् ॥ २ ॥
चामरैर्वीज्यमानां च श्वेतच्छत्रोपशोभिताम् ।
सुप्रसन्नां च वरदां करुणार्द्रां निरन्तरम् ॥ ३ ॥
सुधाप्लावितभूपृष्ठां दिव्यगन्धानुलेपनाम् ।
त्रैलोक्यपूजितां गंगां सर्वदेवैरधिष्ठिताम् ॥ ४ ॥
दिव्यरत्नविभूषां च दिव्यमाल्यानुलेपनाम् ।
ध्यात्वा जलेऽथ मंत्रेण कुर्यादर्चां च भक्तितः ॥ ५ ॥

ॐ भगवति हिलि हिलि मिलि मिलि गंगे मां पावय पावय स्वाहा । इति पुष्पाञ्जलिं गंगायै निवेदयेत् ॥ एवं श्रीगंगाया ध्यानार्चने विधाय पश्चाज्जलमध्ये स्थित्वा स्नानसंकल्पं कुर्यात् ।

એવી રીતે ગંગાજીનું ધ્યાન કરી ગંગામાં પુષ્પ પધરાવી ગંગાજલમાં ઉભા રહી નીચે મુજબ સંકલ્પ કરવો.

अद्येत्यादिदेशकालौ स्मृत्वा

— ममैतज्जन्मजन्मान्तरसमुद्भूतदशविधपापक्षयद्वारा श्री— परमेश्वरप्रीत्यर्थं दशहरापर्वनिमित्तं गंगास्नानमहं करिष्ये ।

स्नात्वा जलमध्ये स्थित्वा पश्चात् पाठसंकल्पं कुर्यात्— अद्येत्यादि ज्येष्ठमासे सिते पक्षे प्रतिपदमारभ्य दशमीपर्यन्तं दशवारमेकोत्तरवृद्ध्या वा सर्वपापक्षयार्थं गंगास्तोत्रजपमहं करिष्ये इति संकल्प्याधः स्थितं स्तोत्रं पठेत् । ( अथवा ब्राह्मणद्वारा शृणुयात् ) ।

ઉપરનો સ્નાનનો અને ગંગાસ્તોત્રના પાઠનો સંકલ્પ જ્યેષ્ઠ સુદી ૧ થી ૧૦ સુધી ગંગા દશહરાના પર્વ સ્નાન માટેનો છે, તે સિવાયના દિવસના સંકલ્પમાં गंगास्नानमहं करिष्ये એટલુંજ બોલવું.

## (गंगा) दशहरास्तोत्रम् ।

ईश्वर उवाच

ॐ नमः शिवायै गंगायै शिवदायै नमो नमः ।
नमस्ते विष्णुरूपिण्यै ब्रह्ममूर्त्यै नमोऽस्तु ते ॥ १ ॥
नमस्ते रुद्ररूपिण्यै शांकर्यै ते नमो नमः ।
सर्वदेवस्वरूपिण्यै नमो भेषजमूर्तये ॥ २ ॥
सर्वत्र सर्वव्याधीनां भिषक्श्रेष्ठ्यै नमोऽस्तु ते ।
स्थास्नुजङ्गमसंभूतविषहन्त्र्यै नमोऽस्तु ते ॥ ३ ॥
संसारविषनाशिन्यै जीवनायै नमोऽस्तु ते ।
तापत्रितयसंहन्त्र्यै प्राणेश्यै ते नमो नमः ॥ ४ ॥

शान्तिसंतानकारिण्यै नमस्ते शुद्धमूर्तये ।
सर्वसंशुद्धिकारिण्यै नमः पापारिमूर्तये ॥ ५ ॥
भुक्तिमुक्तिप्रदायिन्यै भद्रदायै नमो नमः ।
भोगोपभोगदायिन्यै भोगवत्यै नमोऽस्तु ते ॥ ६ ॥
मंदाकिन्यै नमस्तेऽस्तु स्वर्गदायै नमो नमः ।
नमस्त्रैलोक्यभूषायै त्रिपथायै नमो नमः ॥ ७ ॥
नमस्त्रिशुक्लसंस्थायै क्षमावत्यै नमो नमः ।
त्रिहुताशनसंस्थायै तेजोवत्यै नमो नमः ॥ ८ ॥
नंदायै लिङ्गधारिण्यै सुधाधारात्मने नमः ।
नमस्ते विश्वमुख्यायै रेवत्यै ते नमो नमः ॥ ९ ॥
बृहत्यै ते नमस्तेऽस्तु लोकधात्र्यै नमोऽस्तु ते ।
नमस्ते विश्वमित्रायै नन्दिन्यै ते नमो नमः ॥१०॥
पृथ्व्यै शिवामृतायै च सुवृषायै नमो नमः ।
परापरशताढ्यायै तारायै ते नमो नमः ॥ ११ ॥
पाशजालनिकृन्तिन्यै अभिन्नायै नमोऽस्तु ते ।
शान्तायै च वरिष्ठायै वरदायै नमो नमः ॥१२॥
उस्रायै सुखजग्ध्यै च संजीविन्यै नमोस्तु ते ।
ब्रह्मिष्ठायै ब्रह्मदायै दुरितघ्न्यै नमो नमः ॥ १३ ॥

प्रणतार्तिप्रभञ्जिन्यै जगन्मात्रे नमोऽस्तु ते ।
सर्वापत्प्रतिपक्षायै मंगलायै नमो नमः ॥ १४ ॥
शरणागतदीनार्तपरित्राणपरायणे ।
सर्वस्यार्तिहरे देवि नारायणि नमोस्तु ते ॥ १५ ॥
निर्लेपायै दुर्गहन्त्र्यै दक्षायै ते नमो नमः ।
परापरपरायै च गंगे निर्वाणदायिनि ॥ १६ ॥
गंगे ममाग्रतो भूया गंगे मे तिष्ठ पृष्ठतः ।
गंगे मे पार्श्वयोरेधि गंगे त्वय्यस्तु मे स्थितिः ॥१७॥
आदौ त्वमन्ते मध्ये च [1]शर्वलिङ्गगते शिवे ।
त्वमेव मूलप्रकृतिस्त्वं पुमान् पर एव हि ॥
गंगे त्वं परमात्मा च शिवस्तुभ्यं नमः शिवे ॥१८॥
य इदं पठते स्तोत्रं शृणुयाच्छ्रद्धयाऽपि यः ॥
दशभिर्मुच्यते पापैः कायवाक्चित्तसंभवैः ॥१९॥
रोगस्थो रोगतो मुच्येद्विपद्भ्यश्च विपद्युतः ।
मुच्यते बन्धनाद्बद्धो भीतो भीतेः प्रमुच्यते ॥ २० ॥
सर्वान् कामानवाप्नोति प्रेत्य ब्रह्मणि लीयते ।
दिव्यं विमानमारुह्य दिव्यस्त्रीपरिवीजितः ॥ २१ ॥

१. सर्वं त्वं गां गते शिवे.

[1]गृहेऽपि लिखितं यस्य सदा तिष्ठति धारितम् ।
नाग्निचौरभयं तस्य [2]न सर्पादिभयं क्वचित् ॥ २२ ॥
ज्येष्ठमासे सिते पक्षे दशमी हस्तसंयुता ।
संहरेत् त्रिविधं पापं बुधवारेण संयुता ॥ २३ ॥
तस्यां दशम्यामेतच्च स्तोत्रं गंगाजले स्थितः ।
यः पठेद्दशकृत्वस्तु दरिद्रो वाऽपि चाक्षमः ॥ २४ ॥
सोऽपि तत्फलमाप्नोति गंगां संपूज्य यत्नतः ।
पूर्वोक्तेन विधानेन यत्फलं संप्रकीर्तितम् ॥ २५ ॥
यथा गौरी तथा गंगा तस्माद्गौर्यास्तु पूजने ।
यो विधिर्विहितः सम्यक् सोऽपि गंगाप्रपूजने ॥२६॥
[3]यथाऽहं त्वं तथा विष्णो यथा त्वं तु तथा ह्युमा ।
उमा यथा तथा गंगा चतूरूपं न भिद्यते ॥ २७ ॥
विष्णुरुद्रान्तरं चैव श्रीगौर्योरन्तरं तथा ।
गंगागौर्यन्तरं चैव यो ब्रूते मूढधीस्तु सः ॥ २८ ॥

इतिश्री स्कन्दपुराणे काशीखण्डे (गंगा) दशहरास्तोत्रं समाप्तम् ॥

---

१. इमं स्तवं गृहे यस्तु लेखयित्वा विनिक्षिपेत्.
२. पापेभ्यो हि भयं नहि.
३. यथा शिवस्तथा विष्णुर्यथा लक्ष्मीस्तथा ह्युमा.

વતરાજમાં કાશીખંડમાંના દશહરા સ્તોત્રમાં ઉપરના ૨૮ શ્લોકો અને નીચેના શ્લોકો મળી કુલે ૩૮ શ્લોકો લખ્યા છે

## दश पापानि

रौरवादिषु घोरेषु नरकेषु पतत्यधः ॥ २९ ।
अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।
परदारोपसेवा च कायिकं त्रिविधं स्मृतम् ॥ ३० ॥
पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वतः ।
असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ३१ ॥
परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च मानसं त्रिविध स्मृतम् ॥ ३२ ॥
एतानि दशपापानि हर त्वमथ जाह्नवि ।
दशपापहरा यस्मात् तस्माद्दशहरा स्मृता ॥ ३३ ॥
एवैर्दशविधैः पापैः कोटिजन्मसमुद्भवैः ।
मुच्यते नात्र संदेहः सत्यं सत्यं गदाधर ॥ ३४ ॥
दशत्रिंशच्छतान् सर्वान् पितॄनथ पितामहान् ।
उद्धरत्येव संसारान्मन्त्रेणानेन पूजिता ॥ ३५ ॥

—गंगापूजनमंत्रो यथा—

ॐ नमो भगवत्यै दशपापहरायै गंगायै नारायण्यै रेवत्यै शिवायै दक्षायै अमृतायै विश्वरूपिण्यै नन्दिन्यै ते नमो नमः ॥

## —ःअथ दश योगाः—

ज्येष्ठे मासि सिते पक्षे दशम्यां बुधहस्तयोः ।
गरानन्दे व्यतीपाते कन्याचन्द्रे वृषे रवौ ॥
दशयोगे नरः स्नात्वा सर्वपापैः प्रमुच्यते ॥ ३६ ॥

—गंगास्वरूपं यथा—

सितमकरनिषण्णां शुभ्रवर्णां त्रिनेत्रां
करधृतकलशोद्यत्सोत्पलाभीत्यभिष्टाम् ।
विधिहरिहररूपां सिन्दुकोटीरजुष्टां
कलितसितदुकूलां जाह्नवीं तां नमामि ॥ ३७ ॥
आदावादिपितामहस्य नियमव्यापारपात्रे जलं
पश्चात्पन्नगशायिनो भगवतः पादोदकं पावनम् ।
भूयः शंभुजटाविभूषणमणिर्जह्नोर्महर्षेरियं
कन्या कल्मषनाशिनी भगवती भागीरथी दृश्यते ॥३८

( इति काशीखण्डे दशहरास्तोत्र संपूर्णम् )

गंगाजन्म-दशहराऽर्थव्याख्या च—

दशमी शुक्लपक्षे तु ज्येष्ठमासे बुधेऽहनि ।
अवतीर्णा यतः स्वर्गाद्धस्तर्क्षे च सरिद्वरा ॥ } वाराहपुरा
हरते दशपापानि तस्माद्दशहरा स्मृता ॥

ज्येष्ठप्रतिपदारभ्य दशमीपर्यन्तं गंगास्नानफलम्-(स्कान्दे)—

ज्येष्ठे मासि सिते पक्षे प्राप्य प्रतिपदं तिथिम् ।
आशुक्लपक्षदशमीं प्रतिजन्माघमुत्सृजेत् ॥
एवं सर्वासु तिथिषु क्रमस्नायी नरोत्तमः ॥
तस्यां स्नानं प्रकुर्वीत दानं चैव विशेषतः ॥
यां काञ्चित्सरितं प्राप्य दद्याद्दर्भतिलोदकम् ।
मुच्यते दशभिः पापैः सुमहापातकोपमैः ॥
ज्येष्ठशुक्लदशम्यां तु भवेद्भौमदिनं यदि । (योगान्तरफलम्)
ज्ञेया हस्तर्क्षसंयुक्ता सर्वपापहरा तिथिः ॥

ઉપરનાં ગંગાદશહરા, ગંગાજન્મ, ગંગાસ્તોત્ર વિ૦ નો અર્થ અને તેનો વિધિ બ્રાહ્મણદ્વારા શ્રવણ કરવો.

## ॥ अथ श्रीयमुनाष्टकम् ॥

શ્રી યમુનાજીનાં ત્રણ સ્વરૂપ છે. ૧, આધિભૌતિક–જલરૂપે, ૨, આધ્યાત્મિક–માહાત્મ્ય રૂપે અને ૩, આધિદૈવિક–ચિત્રમાં કમળની માળા લઈ બિરાજે છે તે સ્વરૂપ છે.

नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा ।
मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना ।
सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥ १ ॥

સકલઅલૌકિક સિદ્ધિઓના કારણરૂપ, મુરારિના ચરણ-કમળની અમંદ ( જળ સમૂહથી વધારે ) ઘણી રજ જેમાં છે એવાં, પ્રભુનું સ્મરણ થાય એવી શોભાને ધારણ કરનાર હોવાથી, તટમાં રહેનાર નવીન વનમાંના પ્રકટ સુગંધયુક્ત હર્ષરૂપી ફળસહિત જલવડે, સુર, (દીનતા ભાવ વાળા) અને અસુર (માન ભાવવાળા) ભક્તોએ, સારી રીતે પૂજા કરાયેલાં એવાં, શ્રી યમુનાજીને હું હર્ષથી નમું છું. ૧.

( આ શ્લોકમાં ૭ વિશેષણો આપી શ્રીયમુનાજીનો આવિર્ભાવ બતાવ્યો છે. )

कलिंदगिरिमस्तके पतदमंदपूरोज्ज्वला ।
विलासगमनोल्लसत्प्रकटगंडशैलोन्नता ॥
सघोषगतिदंतुरा समधिरूढदोलोत्तमा ।
मुकुन्दरतिवर्धिनी जयति पद्मबंधोः सुता ॥ २ ॥

( સૂર્યમંડળમાં જે નારાયણ સ્વરૂપ છે, તેના આનંદાત્મક હૃદયથી દ્રવીભૂત રસાત્મક પ્રકટ થયેલાં શ્રી યમુનાજી તે સૂર્યમંડળથી ) કલિંદગિરિ ઉપર પડવાથી તીવ્ર પૂરથી ઉજ્જવળ દેખાતાં, વિલાસગતિરૂપ સુશોભિત અને પ્રકટ ગંડશૈલો વડે ઉંચાં દેખાતાં, શબ્દસહિત પ્રવાહની ગતિથી દરિયાનાં મોજાંની પેઠે ચડતા ઉતરતા વિવિધ વિકારવાળાં, ઉત્તમ દોલામાં જાણે સારી રીતે આરોહણ કરાયેલાં હોય

-નહિં શું ? એવાં બિરાજમાન, મુકુન્દ (મોક્ષદાતા શ્રીકૃષ્ણ)ની પ્રીતિ ભક્ત પ્રત્યે વધારનારાં, તથા ભક્તની પ્રીતિ મુકુન્દમાં વધારનારાં એવા પદ્મના ભાઇ જે સૂર્ય તેમનાં સુતા શ્રી યમુનાજી સર્વ શ્રેષ્ઠતાથી બિરાજે છે. ૨.

(શ્રી યમુનાજી પૃથ્વી ઉપર પધાર્યા પછીનાં પાંચ વિશેષણ આપ્યાં છે.)

भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः ।
प्रियाभिरिव सेवितां शुकमयूरहंसादिभिः ॥
तरंगभुजकंकणप्रकटमुक्तिकावालुका ।
नितम्बतटसुन्दरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥ ३ ॥

જગતમાં સ્વજનને પાવન કરનારાં, પૃથ્વી ઉપર પધારેલાં, પ્રિય શ્રી ગોપીજનોએ (શ્રી યમુનાજીનું) સેવન કરેલ છે, તેની પેઠે અનેક સ્વર વડે, શુક, મયૂર અને હંસોવડે સેવાયેલાં, તરંગરૂપી શ્રી હસ્તમાં પહેરેલ કંકણના મધ્યમાં જણાતા મોતીરૂપી વેળુયુક્ત, નિતંબરૂપી તટવાળાં સુંદરી, અને શ્રી કૃષ્ણનાં ચોથાં પ્રિયા (વહાલાં) શ્રી યમુનાજીને હે ભકતો! તમે નમો. ૩.

(આ શ્લોકમાં શ્રી યમુનાજીને સંબોધનથી સાત વિશેષણ આપેલાં છે.)

अनंतगुणभूषिते शिवविरंचिदेवस्तुते ।
घनाघननिभे सदा ध्रुवपराशराभीष्टदे ॥

विशुद्धमथुरातटे सकलगोपगोपीवृते ।
कृपाजलधिसंश्रिते मम मनः सुखं भावय ॥ ४ ॥

અનંત ગુણોથી શોભાયમાન, શિવબ્રહ્માદિ દેવ વડે સ્તુતિ કરાયેલાં, ગાઢ મેઘના સરખી કાન્તિવાળાં, ધ્રુવ અને પરાશરને સદા ઇચ્છિત ફળ આપનારાં, વિશુદ્ધ મથુરાજી જેમના તટ ઉપર આવેલાં છે એવાં, સકલ ગોપ અને ગોપીથી વિંટાયેલાં, કૃપાજલધિ જે શ્રીકૃષ્ણ તેમનો આશ્રય કરીને રહેલાં હે શ્રી યમુનાજી! મારા મનના સુખને વિચારો. ૪.

(સર્વથી શ્રી યમુનાજીની શ્રેષ્ઠતા નીચેના શ્લોકથી બતાવાય છે).

यया चरणपद्मजा मुररिपोः प्रियंभावुका ।
समागमनतोऽभवत् सकलसिद्धिदा सेवताम् ॥
तया सदृशतामियात् कमलजा सपत्नीव यत् ।
हरिप्रियकलिंदया मनसि मे सदा स्थीयताम् ॥ ५ ॥

જેની સાથે સમાગમ થવાથી શ્રીઠાકોરજીના ચરણ-કમળમાંથી પ્રગટ થયેલાં શ્રીગંગાજી મુરારિના પ્રિય ભાવવાળાં થયાં, અને જે, પોતાની સેવા કરનારને સકળ સિદ્ધિ આપનારાં થયાં, તે શ્રી યમુનાજીની સાથે બરાબરી કોણ પામે? જો બરાબરી પામે તો સપત્ની (શોકય) શ્રીલક્ષ્મીજી કાંઇક પામે. તો એવાં હરિને પ્રિય અને ભક્તોના કલેશને ખંડન કરનારાં શ્રી યમુનાજી મારા મનમાં હંમેશા બીરાજો. ૫

नमोऽस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतम् ।
न जातु यमयातना भवति ते पयःपानतः ॥
यमोऽपि भगिनीसुतान् कथमु हंति दुष्टानपि ।
प्रियो भवति सेवनात् तव हरेर्यथा गोपिकाः ॥ ६ ॥

હે યમુનાજી! તમને સદા નમન હો! આપનું ચરિત્ર અતિ અદ્ભુત છે, તમારાં પય (જળ) પાનથી યમ સંબંધી દુઃખ ક્યારે પણ થતું નથી, યમ પણ ભાણેજ દુષ્ટ છતાં પણ તેને અરે શું મારે છે? ના, જે પ્રમાણે ગોપીજનો તમારા સેવનથી હરિને પ્રિય થયાં છે તે પ્રમાણે તમારા સેવનથી જીવ હરિને પ્રિય થાય છે. ૬.

ममास्तु तव संनिधौ तनुनवत्वमेतावता ।
न दुर्लभतमा रतिः मुररिपौ मुकुन्दप्रिये ॥
अतोऽस्तु तव लालना सुरधुनी परं संगमात् ।
तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥ ७ ॥

હે મુકુન્દપ્રિયે! આપની સમીપમાં મારા શરીરનું નવાપણું હો. (સેવોપયોગી નવીન દેહ થાઓ) એટલાથી મુરારિમાં પ્રીતિ થવી અતિ દુર્લભ નથી. એ પ્રમાણે આપનું મારા પ્રત્યે લાલન હો, શ્રીગંગાજી પણ કેવળ આપના જ સંગમથી પૃથ્વીમાં વખણાએલાં છે, પણ આપના વિના એકલાં વખાણેલાં નથી, તેમાં પણ પુષ્ટિ (અનુગ્રહ)

માર્ગમાં રહેલા જીવોએ તો આપના વિના એકલાં શ્રી ગંગાજીને પણ કયારે પણ વખાણેલાં નથી. ૭.

स्तुतिं तव करोति कः कमलजासपत्नि प्रिये ।
हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥
इयं तव कथाधिका सकलगोपिकासंगम- ।
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः संगमः ॥ ८ ॥

હે લક્ષ્મીજીનાં શોકય ! હે પ્રિયે (શ્રી યમુનાજી) ! તમારી સ્તુતિ કોણ કરે છે-કરી શકે છે? કોઇ કરી શકતું નથી. શ્રીલક્ષ્મીજી અને શ્રીયમુનાજીની સેવા કરવાના ફળની સરખામણી કરાય છે કે, શ્રીલક્ષ્મીજીનું પ્રભુની સાથે સેવન વડે મોક્ષપર્યંત સુખ થાય છે, પરંતુ તમારી સેવાથી તો સર્વ શ્રીઅંગથી ઉત્પન્ન થયેલાં એવાં સર્વ ગોપીજનના સમાગમથી થયેલા જે શ્રમજલનાં બિન્દુઓ તેમની સાથે સમાગમ થાય છે, કારણકે શ્રીલક્ષ્મીજીને તો પોતાના પતિનો પૂર્ણ ભાવ છે અને હે શ્રીયમુનાજી ! તમોને પતિભાવ એટલે માલિકના સુખનોજ નિર્વિકાર નિર્ગુણાત્મક ભાવ છે આ તમારી કથા અધિક છે ૮

तवाष्टकमिदं मुदा सुरसुते सदा यः पठेत् ।
समस्तदुरितक्षयो भवति वै मुकुन्दे रतिः ॥
तया सकलसिद्धयो मुररिपुश्च संतुष्यति ।
स्वभावविजयो भवेद् वदति वल्लभः श्रीहरेः ॥ ९ ॥

૪ હે સૂર્યનાં પુત્રિ ! આપનાં આ અષ્ટકનો જે પાઠ કરે છે તેનાં બધાં પાપોનો નાશ થાય છે. મુકુન્દમા પ્રીતિ થાય છે, તે પ્રીતિવડે સકલ અલૌકિક સિદ્ધિ થાય છે, મુરારિ સારી રીતે પ્રસન્ન થાય છે અને છેવટ સ્વભાવનો વિજય થાય છે અને અનુક્રમે શ્રીપ્રભુમાં પ્રેમરૂપી ફળ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે શ્રીહરિના વહાલા શ્રી આચાર્યજી મહાપ્રભુજી વલ્લભાચાર્યજી કહે છે ૯.

इति श्रीमद्वल्लभाचार्यविरचितं श्रीयमुनाष्टकं

॥ सम्पूर्णम् ॥



## તીર્થરાજ ગુપ્તપ્રયાગનું વેદાદિમાં માહાત્મ્ય

श्रुतिः प्रमाणं स्मृतयः प्रमाणं पुराणमप्यत्र परं प्रमाणम् ।
यत्रास्ति गंगा यमुना प्रमाणं, [1]गुप्तप्रयागो जयति प्रभासे ॥

पद्मपुराण.

પ્રભાસ ક્ષેત્રમાં ગુપ્તપ્રયાગ નામે જે તીર્થ છે તેમાં શ્રુતિ, સ્મૃતિ અને ખાસ કરીને પુરાણ પણ પ્રમાણ છે અને તેના પ્રત્યક્ષ સાક્ષીરૂપ ગંગા અને યમુનાદિ આજ પણ પ્રમાણભૂત બીરાજે છે ને "ગુપ્તપ્રયાગ તીર્થ" જય પામે છે.

दर्शनात् स्पर्शनात् स्नानाद् गंगायमुनसंगमे ।
निष्पापा जायते मर्त्यः सेवनात् स्मरणादपि ॥

( મત્સ્ય પુરાણ )

ગંગા યમુનાના સંગમમાં સ્નાન કરવાથી, દર્શનથી, સ્પર્શથી, સેવનથી અને સ્મરણથી પણ મનુષ્ય નિષ્પાપ થાય છે.

यत्राप्लुतानां न यमो नियन्ता, यत्रास्थितानां सुगतिप्रदाता ।
यत्राश्रितानाममृतप्रदाता. स गुप्ततीर्थो जयति प्रयागः ॥

ગુપ્તપ્રયાગ તીર્થમાં સ્નાન કરનારને યમ વશ કરી શકતો નથી, જેમાં વાસ કરનારને જે સુગતિ આપે છે. અને જેનો આશ્રય કરનારને જે મોક્ષફલ આપે છે તે ગુપ્તપ્રયાગ તીર્થ જય પામે છે.

---

૧. स गुप्ततीर्थो जयति प्रयागः । એવું પણ પાઠાન્તર છે.

गुप्तप्रयागतीर्थस्य दर्शनात् कीर्तनादपि ।
मृत्तिकालंभनाद्वापि नरः पापात् प्रमुच्यते ॥

ગુપ્તપ્રયાગ તીર્થના દર્શનથી, તેનું નામ લેવાથી કે તેની મૃત્તિકાના લેપનથી મનુષ્ય તરતજ પાપોથી છુટી જાય છે.

ब्रह्मचारी वसन्मासं पितृन् देवांश्च तर्पयेत् ।
गंगायमुनयोश्चैव संगमे स्नानमाचरेत् ॥

બ્રહ્મચર્યનું પાલન કરી જે પ્રાણી ૧ મહીનો આ તીર્થમાં વાસ કરી પિતૃઓ અને દેવોનું તર્પણ કરે છે તથા હંમેશાં ગંગા યમુનામાં અને તેના સંગમમાં સ્નાન કરે છે તેના પિતૃઓ અને પોતે ઉત્તમ ગતિને પામે છે. આવી રીતે इम मे गंगे यमुने० ઇત્યાદિ વેદ મંત્રોમાં અને પુરાણાદિમાં ગુપ્તપ્રયાગ તીર્થનું અને ગંગા, યમુના, પ્રયાગરાજ આદિનું માહાત્મ્ય ઘણુંએ વર્ણવ્યું છે, અને તેના ફલનો પણ આસ્તિક જનોજ લાભ લઇ શકે છે.

## મકરના સૂર્યમાં પ્રયાગસ્નાનનું માહાત્મ્ય.

मकरस्थे रवौ माघे प्रयागं माधवाज्ञया ।
प्रार्थयन्ति दिविस्थाश्च किं पुनर्मानवा भुवि ॥
तिस्रः कोट्योऽर्द्धकोटी च प्रयागे गुप्तसंज्ञके ।

स्नात्वा पीत्वा च स्पृष्ट्वा च महापापं व्यपोहति ॥
स्नात्वा जन्मसहस्राणि पीत्वा जन्मशतानि च ।
गुप्ततीर्थे नरः स्पृष्ट्वा नाशयेच्चास्य जन्मनः ॥

મકર રાશિના સૂર્યમાં માઘ માસમાં આ ગુપ્ત પ્રયાગ તીર્થમાં સ્વર્ગસ્થ દેવો પણ આવવાની પ્રાર્થના કરે છે તો પછી 'પૃથ્વીના મનુષ્યો પ્રાર્થના કરે તેમાં શું આશ્ચર્ય કહેવાય ? '

આ ગુપ્ત પ્રયાગ તીર્થમાં સાડાત્રણ કરોડ તીર્થોનો વાસ છે, તેમાં સ્નાન અને જલપાન તથા સ્પર્શ કરવાથી મહા પાપોનો નાશ થાય છે. સ્નાનથી હજાર જન્મોનાં, જલપાનથી સો જન્મોનાં અને સ્પર્શ—આચમનથી આ જન્મનાં પાપોનો નાશ કરે છે.

यानि कानि च तीर्थानि प्रभासे सन्ति भामिनि ।
तेभ्योऽतिवल्लभं तीर्थं सर्वपापप्रणाशनम् ॥

સ્કંદ પુરાણ.

શંકર પાર્વતી પ્રત્યે કહે છે કે હે ભામિનિ ! પ્રભાસ ક્ષેત્રમાં જે જે તીર્થો છે તે સર્વથી મને અત્યન્ત પ્રિય અને સર્વ પાપોથી મુકત કરનારૂં આ ગુપ્તપ્રયાગ તીર્થ છે.

एवं यः कुरुते यात्रां तस्य फलमनन्तकम् ।
एवं गुप्तप्रयागस्य माहात्म्यं कथितं तव ॥
यस्य श्रवणमात्रेण नरो याति परं पदम् ।

એવી રીતે આ ગુપ્તપ્રયાગનું માહાત્મ્ય મેં તમને કહ્યુ, જે તેની વિધિપૂર્વક યાત્રા કરે છે તેને અનન્ત ફલ થાય છે અને તેના માહાત્મ્યને સાંભળવાથી મનુષ્ય પરમપદને પામે છે

## ગુપ્તપ્રયાગ તીર્થમાં પૌરાણિક પ્રાચીન સ્થળો,

જેના મુખ્ય સ્થળો આ છે ૧-શેષશાયી ભગવાનનું મંદિર ૨-ગંગા, યમુના અને ગુપ્ત સરસ્વતીના કુંડો, ૩-સંગાલેશ્વર મહાદેવનુ દેવળ, ૪-ત્રિવેણી સંગમ કુંડ, ૫-બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રના કુંડો, ૬-માતૃકાઓનું મંદિર, ૭-સિદ્ધેશ્વર મહાદેવનું મંદિર, ૮-ગંધર્વેશ્વર મહાદેવનું મંદિર, ૯ ઉત્તરેશ્વર કે ઉગ્રેશ્વર, વૃદ્ધ બ્રહ્મા, તપેશ્વર, રત્નેશ્વર, અને બીજાઓનુ પણ વિસ્તાર પૂર્વક સ્કંદ પુરાણાદિમાં માહાત્મ્ય છે, તે ક્યાં ક્યાં કયે સ્થળે કેટલા ધનુષ કોનાથી છેટાં અને કઇ દિશામા હતા અને છે તેનું સવિસ્તર વર્ણન, સ્નાન, દાન, વ્રત, જપ તથા દર્શનાદિના માહાત્મ્યો ક્ષેત્રફલ સાથે પુરાણોમાં વર્ણવ્યાં છે, તેમજ વ્રતોત્સવ-મેળા ભરવા-ઉજવવાની વિધિઓ, વ્રતોનો વિધિ, ચમત્કાર, કથાઓ વગેરેનું વર્ણન છેલ્લાં ૧૦૦ વર્ષમાં હિન્દુસ્થાનમાં ૪-૫ સ્થળે છપાયેલાં મૂળ સ્કંદપુરાણના પ્રભાસ ખંડમાં તથા તેનાં ગુજરાતી, હિન્દી, મરાઠી ભાષાન્તરમાં મળી આવે છે. જેઓ પુરાણોને ગપગોળા માનતા હોય અને પ્રત્યક્ષનેજ પ્રમાણ

માનતા હોય તેમને નેપાલ રાજ્યની લાયબ્રેરીમાં ઈ. સન ૭ મી સદીમાં (આજથી ૧૩૦૦ વર્ષ પહેલાં) લખાયેલી સ્કંદપુરાણની પોથી જોઇને તેની પ્રાચીનતાની ખાત્રી કરી લેવી ઘટે છે, નારદપુરાણની અન્દર સ્કન્દપુરાણ પ્રભાસ ખંડની શ્લોકબદ્ધ અનુક્રમણિકામાં પણ—

ऋषितोयाकथा पुण्या संकालेश्वरकीर्तनम् ।
नारदादित्यकथनं नारायणनिरूपणम् ॥

ઋષિતોયા (મછુન્દી) નદીની પવિત્ર કથા, સંકાલેશ્વર-સંગાલેશ્વર-ગુપ્ત પ્રયાગ તીર્થનું માહાત્મ્ય, નારદાદિત્ય અને નારાયણનું માહાત્મ્ય ઇ. માં ગુપ્તપ્રયાગાદિનાં નામો છે, વિશેષ વર્ણન પૌરાણિક ઐતિહાસિક માહિતીવાળા આ પુસ્તકના ઉના વિભાગમાં મેં સવિસ્તર દર્શાવ્યું છે.

ઇ. સ. ૧૩૦૦ લગભગ કે જ્યાં સુધી ઉના દેલવાડા વગેરે નગ્નહર-નાઘેરના પ્રદેશમાં ઉનેવાળ બ્રાહ્મણોનું રાજ્ય હતું ત્યાં સુધી તે બ્રાહ્મણો શ્રાવણ સુદી ૧૫ ના દિને આ ગુપ્તપ્રયાગ તીર્થમાં જનોઇ બદલવા જતા એમ ઇતિહાસનાં અનેક પુસ્તકો સાક્ષી પુરે છે તેમજ આ તીર્થ સમગ્ર હિન્દુઓનું પ્રાચીન તીર્થસ્થાન છે એમ હાલના જુનાગઢ રાજ્યનાં દફતરો તથા બીજાં પુસ્તકો પણ સાક્ષી પૂરે છે. જે અન્યત્ર આ પુસ્તકમાં આપેલુ છે. આ ગુપ્તપ્રયાગ

તીર્થમાં દરવર્ષે શ્રાવણની અમાસે પિતૃમહોત્સવ નિમિતે મોટો મેળો ભરાય છે તેવીજ રીતે એકાદશી, મહોદયપર્વ અને ગ્રહણાદિ નિમિતે અસંખ્ય લોકો આવી સ્નાન, દાન, દર્શનાદિ કરી પાવન થાય છે અને પિતૃઓનો ઉદ્ધાર કરે છે, ઉત્તરક્રિયા, નારાયણબલિ વગેરે પિતૃકાર્યો કરવા અને શબદાહ માટે લોકો દૂર દૂરથી અહીં આવે છે.

## સંગાલેશ્વર ક્ષેત્રમાં કહેવાતી ઝપડાવાળી જગ્યાએ ક્ષેત્રાધિપતિ સંગાલેશ્વર મહાદેવનું દેવળ.

પ્રભાસ ખંડના ૩૦૦ મા અધ્યાયમાં આ પુસ્તકના પૃ ૨૫ માં સંગાલેશ્વર ક્ષેત્રનું સવિસ્તર માહાત્મ્ય છે. પુરાણોમાં તેના સંગાલેશ્વર, સુગાલેશ્વર, સકાલેશ્વર, ચંદ્રીશ્વર વગેરે નામો અનેક પાઠાન્તરમાં મળી આવે છે આ સ્થળ ગુપ્ત પ્રયાગમાં બિરાજતા માધવ ભગવાનના ઉતર ભાગમાં કાંઇક વાયવ્ય કોણમાં ઋષિતોયાથી પશ્ચિમભાગમાં બે માઇલ છેટે છે એમ લખ્યું છે આ સંગાલેશ્વર ક્ષેત્ર ઓરસ ચોરસ અર્ધા ગાઉના મંડલવાળું છે—अर्धक्रोशन्तु तत् क्षेत्रं समन्तात् परिमंडलम्। આ ક્ષેત્રમાં તેના અધિષ્ઠાતા દેવ સંગાલેશ્વર મહાદેવનું દેવોએ સ્થાપેલું શિવલિંગવાળું દેવળ છે. અ. ૩૦૪ માં લખ્યું છે કે—

तती गच्छेन्महादेवि गंगां त्रिपथगामिनीम् ।
संगालेशादथैशान्यां धनुषां सप्तके स्थिताम् ॥१॥

અર્થ—તે પછી સંગાલેશ્વર મહાદેવથી ઇશાન કોણમાં સાતધનુષ (૨૮ હાથ) ઉપર ત્રિપથગામિની—ગંગાજીની સમીપમા જવુ ૧

આ પ્રબળ પ્રમાણથી ગગાજીના કુડથી આજે પણ ૨૮ હાથ છેટે જેને આજે ઝરડાવાગી ગધ કરેલી જગ્યા કહે છે ત સ્થળે સગાલેશ્વર ક્ષેત્રાધિપતિ મહાદેવનું મોટું દેવળ હતુ એમ સિદ્ધ થાય છે, યવન બાદશાહીઓના આક્રમણોમા આ દેવળ નષ્ટ થવાથી ઉજ્જડ દશામાં તેનો ધર્મશાળા તરીકે ઉપયોગ કરવામા આવ્યોહોય તેમ તેની અન્દરના એક જૂના સવત ૧૮૩૮ ના ગિલાલેખ પરથી જણાય છે, પૂર્વે આ સ્થળે મોટુ દેવળ હોવાની નિશાનીઓ આજે પણ તેની સાક્ષી પૂરે છે, જેવી કે આ દેવળના ચણતરમાં અકેકજ પથ્થરના લાબા સ્થભો, તથા તેની આજુ બાજુમાં પડેલા ૪ ખુણાવાળા પૌરાણિક કારીગરીવાળા મોટા મોટા સ્થભોની ઉપરના ટેકાના પત્થરો, તથા દેવળના અન્દરના ભાગમાંના સ્થભો ઉપરની શિલાઓ અને આજુબાજુનું નકસી કામ જોતાં ત્યા જુનું હિન્દુ મંદિર હોય એમ એક તટસ્થ માણસ પણ જોતા વેતજ કહી શકે તેમ છે આમાં વિશેષ સાબીતી એ છે કે તેનું પૂર્વાભિમુખે દ્વાર છે કે જે હિન્દુ દેવળોમાંજ હોય છે, જોકે મોટા મહાદેવ (સંગમેશ્વર) ગુપ્ત પ્રયાગમાના માધવ ભગવાન, સિધ્ધેશ્વર

૧

મહાદેવાદિનાં દ્વારો કોઈ કોઇ ઠેકાણે પશ્ચિમાભિમુખ જણાય. અથવા કાઠીયાવાડમાં કોઇ દેવસ્થળોના શિખરાદિના ઘાટો જો ક્યાંય અન્યાકારે કે વિદિશામાં જણાય તો તેમાં યવનોના ઉપદ્રવનું ભયજ મુખ્ય કારણ માનવું. વિધર્મિઓએ હિન્દુઓનાં અનેક દેવસ્થળોનો નાશ કર્યા છતાં તે સ્થળોનાં નામોનો કોઇ પણ જુલ્મી રાજા નાશ કરી શકયો નથી તેના અનેક દાખલા ઐતિહાસિક દૃષ્ટિથી આપી શકાય તેમ છે. આ સંગાલેશ્વરના દેવળના પાછલા ભાગમાં પશ્ચિમાભિમુખે જે કોઠા જેવો ભાગ છે તે મંદિરના જૂના ભાગથી જુદોજ તરી આવતો હોઇ પાછળથી બંધાયેલો હોય તેમ સહેજે તટસ્થ જોનારને જણાયા વિના રહેશે નહી; કારણ કે બાકીનું દેવળનું નકશીદાર બાંધકામ હિન્દુ દેવળનું જ છે એમ સ્પષ્ટ જણાય છે જ્યારે પાછળના કોઠાના ભાગમાં અર્ધિ નકસીવાળા હિન્દુ દેવળનાજ ખંડિત આસરે ૩ હાથના સ્તંભો હોઈ તેની ઉપર નવુંજ કોઠાનું ચણતર જણાઈ આવે છે કારણ કે પાછળના બંને સ્તંભોમાં આખો પૂરો એકે સ્થંભ નથી, જ્યારે બીજી તરફના ૫-૬ સ્તંભો, તેની ઉપરની નકસીવાળી પાટો અને ચાર ખુણીઆ ટેકા દેવાના નકસીવાળા પત્થરોમાં હિન્દુ દેવળની નકસીઓ છે, જેવી કે પૂર્વ પશ્ચિમના નકસીવાળા બે પત્થરો ઉપરની એક આડી પાટ અને નીચે ત્રિશૂલ વગેરે હિન્દુનિશાનો કોરેલાં છે, તે પછીના તેવાજ બે સ્તંભોની ઉપરની છતના નકસીવાળા એક

પત્થરમાં હિન્દુયંત્રનું કોતરકામ છે દક્ષિણ દિશાની ૧ ભીંતમાંથી પડી ગયેલા અને પાછળથી ભીંતમા ચણી લીધેલા નીચેના એક પત્થરમાં ગોળ યંત્ર જોવામાં આવે છે પશ્ચિમમાં સંવત ૧૮૩૮ ની સાલનો શિલાલેખ છે, બધા સ્તભો અકેક પત્થરના છે. આ બધા સ્તભો અને તેની ઉપરના ટેકાના ૪ ખુણીઆ પત્થરો અને તેમાની નકસી હિન્દુઓના બીજા દેવળોના જેવી છે, આ સ્તભો અને તેની ઉપરથી કેટલીએક પાટોના પત્થરોથી પાછળના કામના પત્થરોનું કામ જુદુ જ તરી વળે છે, આવા સ્તભો હિન્દુ દેવળોનાજ હોય છે અને તેનું શિલ્પકામ પણ હજારો વર્ષોનું હોય તેમ સ્પષ્ટ જણાય છે, જ્યારે પાછળના કોઠાના ભાગના બીજા પત્થરોનું ચણતર પાછળથી નવુ કરેલું સાફ દેખાઇ આવે છે. આમ આ દેવળનુ ફરતું સ્વરૂપ જોતાં પુરાણોમાં વર્ણવેલુ ક્ષેત્રાધિપતિ સંગાલેશ્વરનુ મોટું દેવળ આ સ્થળે હતું એમ "નાગાકુંડથી ૨૮ હાથ છેટે સગાલેશ્વર મહાદેવનું દેવળ છે" એવા ઉપર દર્શાવેલા તેના માહાત્મ્યમાં વર્ણવેલા માપથી સાફ જણાય છે, તેમ પુર્વમાં ચણીને બધ કરેલો દરવાજો તે સ્થળે હિન્દુઓનું પુર્વાભિમુખ મોટું દેવળ હોવાની સાક્ષી પૂરે છે હિન્દુઓના પૌરાણિક પ્રાચીન તીર્થક્ષેત્રોમાં કુડોને કાંઠે હિન્દુમંદિરો સિવાય બીજુ શું હોઈ શકે ? વધુમાં આ સંગાલેશ્વરના પ્રાચીન દેવળના દરેક સ્તંભોમાં સાંકળે બાંધેલા ઘંટો તેના નકસીકામમાં સાફ જણાય છે પશ્ચિમદિશાની ભીંતમાં

નીચે અને જમીનની ઉપર ચણુતરમાં ચાર હાથના સ્તંભ ઉપરની પાટલીનો પત્થર પડી ગયા પછી ચણુતરમાં લીધેલો છે તેમાં સૂર્યના આકારના ગોળ યંત્ર નકસીમા જણાય છે એના જેવી બીજી પણ કેટલીક હિન્દુ કારીગરીની નકશી અંદરના ભાગ માના સ્તંભો ઉપરની પાટોમાં છે, એક તરફ પાછળથી બંધાયેલો પાછળનો કોઠાનો ભાગ જુના અર્ધા સ્થંભો ઉપર નવું ચણતર કરી બનાવ્યો છે એમ સ્પષ્ટ દેખાય છે જ્યારે બીજો તમામ ભાગ હિન્દુઓનાં દેવળની નકશીવાળો હોઇ તે સ્થળે સંગાલેશ્વરનુ પ્રાચીન પુરાણોકત દેવળ હતું અને છે એમ તે પુરાણોના પ્રબલ પ્રમાણોથી સાબીત થઇ શકે છે, આ હિન્દુનુ જુનુ દેવળ જ છે એ વિષયમાં વધુ ખાત્રી કરવા માટે તે સ્થળનું ખોદકામ કરી શોધખોળ કરતાં વધુ સાબીતીઓ મળી શકે એમ મારૂં નમ્ર માનવું છે

એક સાધારણ બુદ્ધિથી પણ સમજી શકાય તેવું છે કે સંગાલેશ્વર મહાદેવની નજીકમાં કબર કે અન્ય સ્થળ હોવું એ કલ્પનાથી પણ પર છે. સાધુ સન્યાસીની સમાધિને કબર કહેવી અને હિન્દુના પ્રાચીન સંગાલેશ્વરના દેવળને મસીદ કહેવી એ ખરેખર હિન્દુઓના પુરાણપ્રસિદ્ધ દેવળોના હક્ક ઉપર આક્રમણજ કહી શકાય! આ સંગાલેશ્વરનું દેવળ કોઇ વખતે કોઇ દુષ્ટે તોડી નાખ્યા પછીથી તે ઉજડ સ્થળ ધર્મશાળા તરીકે વપરાતું હોય તેમ સં. ૧૮૩૮ની સાલના

તેની અંદરના શિલાલેખથી જણાય છે તેમજ તેની આજુ-બાજુમાં સન્યાસી–સાધુઓના સમાધિસ્થાનો, પ્રયાગરાજ તીર્થના પવિત્ર કુંડો અને શંકરની દહેરીઓ તથા ખુલ્લી જગ્યામાં શંકરના લિંગો અને કૈલાસવાસી થયેલા બ્રહ્મચારી ઓના સમાધિસ્થાનો વગેરે છે આવાં પવિત્ર સ્થળોમા અન્ય-ધર્મિઓનું કોઇ સ્થાન હોવાનું કહેવું તે કલ્પનાથી પણ પર છે.

એક તટસ્થ કેપ્ટન ટીન્લી સાહેબ પણ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે "આ પત્થરો સ્પષ્ટરીતે હિન્દુ દેવાલયના છે" મુસ્લીમ શાસ્ત્રમાં, કોઇ જૂના ઇતિહાસમાં કે જુનાગઢ રાજયના જુના ચોપડામાં આ સ્થળે મસજીદ કે કબર હોવાનો ઉલ્લેખ મારા વાંચવામાં આવ્યો નથી ખરી રીતે જુનાગઢ રાજયમાં હરકોઇ નાનાં મોટાં હિન્દુ મુસલમાન તીર્થો, દેવ સ્થળો કે કબરાદિનું દફતર રહે છે દરેકને પાંચ કોરીથી માંડી ૧૨–૧૨ ગામો સુધી દીવેલીઆં ઇનામો છે અને તે પ્રમાણે તે કાયમ અપાયાજ કરે છે જેમાં આ કહેવાતી કબર કે મસજીદનું નામ જુનાગઢના દફતરે નથી અને તેને કંઇ મળતું પણ નથી જ્યારે બીજા સ્થળોના જીર્ણ સ્થાનોને આજે પણ તેવાં ઇનામો મળે છે.

જ્યારે આ આખા તીર્થસ્થળનું ધોરણસરનું સેટલમેન્ટ કરી હજુર નંબર ૯૮૧/૫૫ સનન્દ નંબર ૮૦૩ તા. ૩૦ અકટોબર ૧૮૯૯ થી એક લેખ આ જગ્યાના કે૦ બ્રહ્મચારીને

સોંપ્યો છે, તેમાં આખી જગ્યાને હિન્દુની જગ્યા ગણવામાં આવી છે તેની સંપૂર્ણ માલેકી અને વહીવટ બ્રહ્મચારીને સોંપ્યો છે તેમાં મુસ્લીમ ભાઇઓનો કશો હક્ક હોવાનુ જણાવ્યું નથી. આ લેખમાં સદગત નવાબ સાહેબ રસુલ-ખાનજીની મહોરછાપ છે. અને તેને આધારે આ તીર્થનો વહીવટ અને ઉપભોગ આ તીર્થના બ્રહ્મચારી અત્યારે કરે છે.

ઉના દેલવાડામાં આજ સુધી નોકરી કરી ગયેલા અને જેમાંના કેટલાએક અત્યારે રાજ્યમાં ઉચા હોદ્દાઓ ભોગવે છે તેમાંના મી. માનસીગ મંગળજી, મી. મહાસુખરાય, મી. સીકવેરા વગેરેએ ચોકખી જુબાની આપી હતી કે ત્યાં કોઈ પીર હતા નહી. મુસલીમભાઇઓએ ત્યાં કોઇ દીવસ જલસો કર્યો નથી, વધારામાં રાજ્યના દફતરે રહેલાં નીચે મુજબ કરારનામાં પણ સાક્ષી પૂરે છે. ટુકમાં આ સઘળી બીન તક-રારી જમીનનો કબજો ભોગવટો ગુપ્તપ્રયાગ તીર્થના મહન્ત નો આજ પરાપૂર્વથી છે, અને સને ૧૮૯૮ ની સાલમાં ના૦ નવાબ સાહેબ શ્રી. મહોબતખાનજીએ પણ એ જમીન આ તીર્થનીછે એમ સ્વીકારી તેનો લેખ કરી આપ્યો છે, જે નીચે મુજબ છે:—

૧ પોલીસ ફોજદારનો પગાર વરાડ.

૨ દેશાણુ તમાકુનું વાવેતર થાય તે ઉપર ઉઘ
કાની લેવાની રકમ.

૮ આ જમીન ઉપર શાંતી વેરો લેવાયાનો દાખલો વહીવટદાર તરફથી રજુ થયો નથી વલી અમથી વેરો લખાએલો છે તે મુજબ ધારાસર લખાશે

૯ આ જમીનની ઉત્પતીનું વેચાણુ થાય તો તે ઉપર જગાત લેવાનો હક સ્વસ્થાનનો છે તે કાયમ રહેશે

૧૦ આ જમીનનો વહીવટ કરનાર હમેશાં ફકડ લગોટ બંધ હોવો જાઈએ

૧૧ આ ઠરાવમાં ઉપર લખેલી બાબત સીવાય એલીએશનની સાર્વજનીક સઘળી કલમો આ જમીન સબંધે લાગુ થશે

ઉપર પ્રમાણે ઠરાવ કરવામાં આવે છે તેની કબુલાત બદલ બન્ને પક્ષની આ નીચે સહી કરવામાં આવી છે આ ઠરાવ રાજ્ય પ્રકરણી કોર્ટ માર્ફત એલીએશન ઓફીસમાં નોંધાવી યોગ્ય સ્થળે દાખલ રાખવા ત્યા આ ઠરાવ પ્રમાણે નવેસરથી પરવાનો લખાવી આપવા મહેરબાન દીવાન

-સાહેબ તરફ મોકલવો સં. ૧૯૫૪ ના ભાદરવા વદ ૮ સપ્ટેમ્બર
-સં ૧૮૯૮.

મુ. ઉના,

મહોર

આ મહોર વજીર બાવદીનભાઇ હાશમભાઇની છે.
સહી પરશોતમરાય સુંદરજી ઝાલા નાયબ દીવાન.
બ્રહ્મચારી હરચેતનજીની સહી દા. શેઠ ભગવાનદાસ
પ્રાગજી તે મેન્તજીના રૂબરૂ કહેવાથી

આ નીસાની બ્રહ્મચારી હરચેતનજીએ કરી છે દ.
-ભગવાનદાસ પ્રાગજી, તે હરચેતનના રૂબરૂ કહેવાથી.

કેશ નં. ૫૪૨ ના આજની તારીખના ઇગ્રેજી પ્રોસી
ડીંગ અન્વર, આ ધરમેલેનું સમાધાન મંજુર કરવામાં આવ્યું
તા. ૩ માહે સપ્ટેમ્બર ૧૮૯૮.

અસલ સાથે મેળવ્યું ૬-૧૦-૯૯ વલભરાય જાદવરાય
-નકલ ઉપરથી નકલ મેલવી ભાઇલાલ ઉમેદભાઇ, તા.
-૨-૧૧-૯૮ બજીભાઇ મણીશંકર, કોર્ટ મુલકી અધીકારી.

સહી

બહેચરદાસ બીહારીદાસ

ઇન્ચાર્જ એ. સે. ઓ.

એ. નં. ખાતું　　મોર છાપ　　રંસુલ ખાનજી

હજુર નં. ૯૮૫/૫૫

સોરઠ સરકારના નવાબ સાહેબ શ્રી રસુલખાનજી બાબી બહાદુર તરફથી ઈ સ ૧૮૯૭ ની સાલમા પ્રસિદ્ધ કરવામાં આવેલી બાર ખલી જમીન બાબતનાં ધારા યાને એલીએજેશન સેટલમેન્ટ રુલ્સ એ નામથી ઓળખાતા નિયમોની રુએ આ સનંદ નરસીંગજી મંદીર પ્રાગરાજ જગો હા બ્રહ્મચારી હરચેતન તે નીચેના કોઠામાં દર્શાવેલ ધર્માદા યાને ખેરાતી જમીન બાબનમાં આપવામાં આવે છે. આ કોઠામા જણાવેલી ધર્માદા યાને ખેરાતી જમીનનો વહીવટ મજકુર બ્રહ્મચારી હરચેતન—તથા રીતસર નીમવામાં આવેલા તેના કાયદા શીર પાછળ આવનાર પાસે બાર ખલી જમીન બ બતના ધારાના તમામ ઠરાવો તથા સરતો પાળવાની સરતે રાખવામાં આવશે.

| ધર્માદા યાને ખેરાતી જમાનુ નામ અને તેનો હાલનો વહીવટ ચલાવનાર. | ધર્માદા યાને ખેરાતનો પ્રકાર | મહાલ માપ | માપણી યાને સર્વે નંબર | ક્ષેત્રફળ એકર ગુંઠા |
|---|---|---|---|---|
| પ્રાગરાજની તીર્થમાં આવેલા જગોના પુજારી બ્રહ્મચારી હરચેતન | દેવાર્પણ ધર્માદા | ઉના (દેલવાડા) | ૩૫૮<br>૩૫૯ | ૨ ૨૩<br>૧૧ ૪ |

માફ કરેલી બાબત,　　પ્રસંગોપાત નજરાણા

પોલીસ ફોજદાર વરાડ. દેશી તમાકુ ઉપરલેવાતી ઉચકાની બાબત

ગાદી ૦—૧૩—૦
સાદી ૦—૧૩—૦
ભાતી ૦—૧૩—૦
સ્વારી ૦—૧૩—૦

જગાત ગામના ધારણા પ્રમાણે જમીનની ઉત્પન્ન ઉપર લેવાશે. નવાં વહીવટ કરનારાની નિમણુંક વખતે રૂ. ૪) નજરાણાના લેવાશે આ જગાનો વહીવટ કરનારે લંગોટબંધ રહેવું જોઈએ.

## નવાબ સરકારનો રૂકો.

શ્રી સરકાર નવાબ શ્રી મહાબતખાનજી બહાદુર બાબી જોગ,

શેઠ રામજી પારાવીર તથા કાશી પ્રેમ કશાએ ઉના દેલવાડા વીગેરેના મહાજન સમસ્ત જત તમારે નેનાઓની સબંધી મુસલમાન વીગેરેને માંહોમાહે દેવધર્મ બાબત ઘણો ફીશાદ થયો તે ઉપર તમો ઉદાશ થઇ રીસામણા તરીકે બહાર નીકળ્યા તે અને ઉચાલા સહીત જાવાનું કરતાં સરકારે તમને મનાવી પાછા રાખ્યા છે તે ખાતર જમે રાખીને આબાદ રહેજો. તકરાર તમારા દેવધર્મની મરજાદા રાખવા સદા મન પ્રમાણે બદોબસ્ત કરોં છો. તે નીચે લખી કલમબંધી મુજબ અમલમાં આવશે.

૧ નાહાનો મોટો જીવ તમારી નજરે ચડો મરે નહીં તે હંમેશાં તમે મુકાવતા છે તે પ્રમાણે તમે મુકાવજો તેમાં કોઈ મુસલમાન અવલાઇએ શીરજોરી કરશે તો તમારી વાજબી કુમક કરી મુકાવી તમને સોંપવામાં આવશે. નવી થાશે નહીં જુની લેવાશે નહીં.

૨ હીન્દુ ત્યા મુસલમાન મળી જણુ બે હીન્દુ મુસલમાન ફકીરને ચીઠ્ઠી કરવી. બેનાથી વધારે તે દીવસ કરવી નહી તે દસ્તુરેથી બેમાં માંગે તે દરમ્યાન હીન્દુની જમાત તો અતીત વેરાગી માંગણ ને મુસલમાન લોક આપે નહીં. તો તમો પણ મુસલમાન ફકીરને તે દેશોમાં.

૩ મુસલમાન તથા મેમણ સંબંધી પાસે તમારૂં લેણું હશે ને તમારી પાસે તેનું લેણ હશે તે એકબીજાની મલતર પ્રમાણે સરકારથી કુમક કરી વાજબી અપાવામાં આવશે

૪ હવેથી એ પ્રમાણે કશબાતી સૈદ ફકીર વિગેરે મુસલમાન લોક તમારા ઉપર હુલ્લડ ફીતુર કરશે તો તે. વાતનો તપાસ કરી વાજબી તમારી કુમક કરવામાં આવશે.

૫ જુના જમાદારમાં તમારી બાંધરી હશે તે કઢાવી. નવા જમાદારમાં નખાવી દેવામાં આવશે.

શદર રૂકો અમલમાં આવશે કરી વાતે તમારી રજુમાં: ખલલ પહોંચશે નહીં તે વાતમાં કોલ સરકારશ્રીનો છે તથા બાધર જમાદાર હામદબીન ઉમર ત્યા જમાદાર મારકવી. મુશા જોડીઆને આપ્યા છે.

શા. ૧૯૦૮ મહા વદી ૭ ની તા. ૨૨ કા. ૪૫

**દા. પંચનીવતી બાન શ્રીમહમદખાનજી શાહી.-**

**સરકાર મહોર.**

**પેજ ૧૬૪ સુધીની હકીકત વાંચ્યા પછી સ્પષ્ટ સમજી શકાય તેવું છે કે આ ગુપ્ત પ્રયાગ તીર્થ હિન્દુ માલેકીનું છે.**

૧. મુસલમાનોમાં જેમ કબરો થાય છે તેમ હિન્દુ ઓમાં બાવા–સાધુ સન્યાસીઓ સમાધી લેય છે એ સમાધી સમાતને નામે ઓળખાય છે તેનો કોઇ આકાર પણ કબર જેવો હોય છે

૨. જૂનાગઢ રાજ્યમાં જ્યાં ઉરસ કે મેળાઓ જે ખાસ અગત્યના હોય છે તેની દફતરમાં નોંધ રહે છે અને ત્યારે ત્યાં પોલીસ બંદોસ્ત રહે છે અને તેની નોંધ પોલીસ અમલદારની ડાયરીમાં અને સરકારી દફતરમાં રહે છે, મુસ્લીમ ભાઇઓ તરફથી આ ગુપ્તપ્રયાગમાં ઉરસ ભરાયાનો કે ભરાતો હોવાનો રાજ્યના વાર્ષિક રિપોર્ટમાં ઉલ્લેખ હોવો જોઇએ અને પોલીસ દફતરે પણ તેનો દાખલો હોવો જોઇએ.

૩. તકરારી જગ્યા સનંદની રૂએ મહન્તને બીન તકરારે સોંપાયેલી છે તેનો કબજો ભોગવટો મહન્તનો છે એમ રાજ્યના દફતરે છે.

૪. અહી મૂળ સર્વે થઇ અને જાહેરનામાં પ્રસિદ્ધ થયાં ત્યારે પણ કોઇ મુસ્લીમભાઇએ પોતાનો કોઇ પણ હક્ક કબર સબંધીનો કે બીજો કોઇ હક્ક હોવાનું જાહેર કર્યું નથી.

૫. નંબરોના નકશા વગેરેમાં પણ કબરો બતાવી નથી.

૬. એલીએનેશનની તપાસ વખતે પણ મુસ્લીમભાઇ ઓએ ત્યાં કબરો હોવાની અથવા તે સંબંધમાં પોતાનો કોઇ પણ પ્રકારનો હક્ક હોવાની જાહેરાત કરી નથી.

૭. સર્વે દફતરો તથા એલીએનેશનની સનન્દમાં જમીન બીન તકરારી જાહેર થયા પછી ઇ. ૧૯૨૯ સુધી કોઇ જાતનો દર દાવો મુસ્લીમભાઇઓએ કર્યો નથી,

૮ કહેવાતી કબરવાળા ચોકમાં હિન્દુમંદિરાદીના અવં શેષોના નિશાનો ઠેર ઠેર પડયા છે અને એજ ચોકમાં વટ સાવિત્રીનાં વ્રત કરનારી હિન્દુ સ્રીઓ જેઠ સુદી ૧૫ ના દીને જે વડના ઝાડની પૂજા કરે છે તે વડનું પ્રાચીન સમયનું મોટું ઝાડ આવેલું છે.

૯. એજ ચોકમાં શ્રાવણી અમાસનો હિન્દુઓનો મોટો મેળો ભરાય છે આ મેળામાં હજારો માણસો આવે છે અને દુકાનો મંડાય છે તે સર્વે જાણે છે પણ ત્યાં મુસ્લીમ ઉરસ થતો હોવાનું કોઇ કહેતું નથી. જો કે આજે ઉરસનો સવાલ રહયો નથી પરંતુ આ બીના ફક્ત દલીલ ખાતર લખી છે.

૧૦. હિન્દુઓના હજારો વર્ષના પ્રાચીન પુરાણ પ્રસિદ્ધ તીર્થ સ્થળમાં મુસ્લીમ શબને દાટવા દેવામાં આવે કે કોઈ મુસ્લીમ દટાવા ઇચ્છા કરે અને હિન્દુઓ દફન

કરવા હેય એ અસંભવીત છે અને ઇતીહાસ પણ તેની સાક્ષી પુરતો નથી અને ત્યાં ઉરસ ભરાયા સબંધી પણ કોઇ દસ્તાવેજી પુરાવો છે નહી.

૧૧. આટલું લખાણ કેવલ શુદ્ધ બુદ્ધિથી કર્યુ છે તેમાં રાગદ્વષને સ્થાન નજ હોય તેમ છતાં કયાંય ભુલ થતી હોય તો વાચક મને ક્ષન્તવ્ય લેખશે.

૧૨. ઈ સ. ૧૩૦૦ની આસપાસ સુધી ઉના દેલવાડામાં અને આજુબાજુમાં નાઘેર પ્રદેશમાં ઉનેવાળોનું રાજ્ય હતું એમ ઇતિહાસ સાક્ષી પુરે છે કે જેનું વર્ણન આ પુસ્તકના ઉન્નત દુર્ગ (ઉના) વિભાગમાં મેં દર્શાવ્યું છે તે વખતે આ ગુપ્તપ્રયાગમાં બળેવને દીવસે ઉનેવાળ બ્રાહ્મણો જનોઇ બદલવા આવતા અને વેજલવાજાએ ત્યાં તે બ્રાહ્મણોની કતલ ચલાવી બધું રાજ્ય લઇલીધું વગેરેનો ઇતિહાસ કર્નલ વોટસનનો "કાઠીયાવાડ સર્વ સંગ્રહ" "સૌરાષ્ટ દેશનો પ્રાચીન ઇતિહાસ" ભાગ ૧ લો. "બોમ્બે ગેઝેટીયર" "સોરઠી તવારીખ" "પીરમનો પાદશાહ" વગેરે ઘણાએ ઐતિહાસિક ગ્રંથોમાં છે જેમાં ઉનેવાળો અને ગુપ્ત પ્રયાગને લગતી ઘણી વિગતો ભરી છે, વધુ વિગત સુરતથી પ્રસિદ્ધ થતા "ઉનેવાળ બંધુ"ની ૧૧ વર્ષની ફાઇલોના તથા અમદાવાદની "ઉનેવાળ સેવાસમાજ પત્રિકા"ના મારા લેખોમાં અને મહારા નામે "ઉ. સે. સમાજ" અમદાવાદથી પ્રગટ થયેલા "ઉનેવાળ જ્ઞાતિનો ઇતિહાસ"માં જોવાથી જણાશે;

૧૩. જૈન ધર્મનાં અભ્યાસી જર્મની વિદુષી બાઇ મીસ સુભદ્રા-એ પણ આ રમણીય તીર્થસ્થાનની પ્રાચીનતા જણાવેલી અને તેણીએ ગુપ્ત પ્રયાગાદિના લીધેલા કેટલાક ફોટાઓ પણ મને મોકલી આપલા છે. આ ગુપ્તપ્રયાગના કુડો, ભેભા ગામનું તલાવ, વરસિંગપુરની વાવ, ઉનાનુ તલાવ વગેરેનાં ઘણાં બાધકામો ઉનેવાળોએ કરાવેલા છે એમ ઉનેવાળોનાં બારોટાના ચોપડાઓ કહે છે

૧૪ તકરાળી ધર્મશાળાની ચારે બાજુ સન્યાસીઓ અને મહન્તાના સમાધિસ્થાનો અને શંકરની દેરીઓ, છુટાં શિવલિંગો તથા પવિત્ર કુડો છે, આવા પવિત્ર હિંદુસ્થળોમાં મસ્જીદ કે કબર હોવી અસભવીત છે, આ જગ્યામાં સં. ૧૯૪૯ ના ઝગડા વખતે પણ ત્યા કબર જો હતે તો તેનો ઉલ્લેખ કરાયો હતે; જો કે ઈ. ૧૯૨૯માં તે સંબંધી ઝગડો થયા પછી તેને કબરનુ રૂપ આપવામાં આવ્યું છે. તેમાટે મારે વધુ લખવાનુ નથી તે છતા આટલું લખાણ કરવાનો હેતુ એટલોજ છે કે આ પુરાણ પ્રસિદ્ધ પ્રાચીન તીર્થસ્થળ હજારો વર્ષથી હિંદુઓનુ જ છે અને આજે પણ તે ત્યાંનાં બ્રહ્મ-ચારીના નામે છે તેમાં વિધર્મીઓના સ્થાનો હોવાં એ અસંભ-વિત છે તેમ છતાં કોઇ ભાઇઓ ત્યાં પોતાનું સ્થાન હોવાનો પોકલ દાવો કરે તો તેને કોઇ રોકી શકતું નથી પરંતુ તેમાં પ્રાચીન ઐતિહાસિક અને રાજ્ય દફતરના મુદ્દાસરના આધારો અવશ્ય હોવા જોઇએ, અને તેથી તેમણે સપ્રમાણ

પુરવાર કરવું જોઇએ, આજે તો ઐતિહાસિક શોધ ખોળનો જમાનો છે. અને મેં તેને મારી સ્વલ્પ બુદ્ધિથી પૌરાણિક ઐતિહાસિક અને આધુનિક પ્રમાણોથી અને હિંદુ તરીકેના અભિમાનથી દર્શાવવા આ સ્વલ્પ પ્રયાસ કર્યો છે. અને તેમ કરવાનોં સર્વને હક્ક હોવો જોઇએ તેમાં કોઇ ભાઇ મારી ઉપર અન્યથાભાવ ન માને એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે આ લખાણ કોઇનો હક્ક ડુબાડવા કે ખોટી ટીકાના આશયથી લખ્યું છે એમ કોઇ ન માને એવી પુનઃવિનાન્તિ છે.

## ગુપ્તપ્રયાગ માટે રાજકોટ મ્યુઝીયમને રિપોર્ટ.

વૉટસન મ્યુઝીયમ ઓફ એન્ટીકવીટીઝ રાજકોટના વાર્ષિક રિપોર્ટ સને ૧૯૦૬-૭ ના પૃ. ૩૯ તથા ૪૦ માં લખ્યું છે કે-"ઉનેથી નૈરુતમાં ૧ ગાઉ આ સ્થળ (ગુપ્તપ્રયાગ) પ્રસિદ્ધ છે. તે દેલવાડેથી ૧ ગાઉ છે. ત્યાં જઇને લેખ ૫ છાપ્યા તથા જગોનું માપ કર્યું. બીજા ૮ લેખો નવા છે તે ઉપેક્ષિત કર્યા, છાપેલામાં ૧ તકરારી ધર્મશાળાનો છે તે સ્થળ કુંડના ઉ. માં. વા. ને લગતું છે. હિન્દુઓ કહે છે કે અમારી ધર્મશાળા છે અને મુસલમાનો કહે છે કે અમારી મસીદ છે. એ તકરારને લીધેજ તેનું બાર ચણેલું રાખ્યું છે. અમે પરવાનગી લઇ અન્દર ઉતરી લેખ છાપી લીધો, લેખ ઉપરથી અને તેની રચના ઉપરથી તકરાર થાય એવું છે ખરૂં, કદી કોઇ ધાર્મિક બંને તરફ બજાવવામાં

અને બનાવ્યા હોય તો પણ સંભવ છે. તથાપ ઘણાં પ્રમાણો હિન્દુ તરફ ઢળે છે.

૧. બનાવનાર હિન્દુવાણીઓ મૂળજી રૂગનાથ દીવનો છે. એમ લેખની છેલ્લી પંકતમાં લખ્યું છે.

૨. હિન્દુતીર્થના કાંઠેજ નજીકમાં મસજીદનો સંભવ નહી.

૩. એ મકાનને દ. ભીતને બહારને ભાગે કુંડને કાંઠે રાયણના થડમાં દીવાલના પત્થરમાં કોરેલા ૭ ઉભા લીંટા છે જેને વસોર્ધારા કહેવામાં આવે છે.

૪ પીલરો, કુંભી, દાઢા, તથા સામીભીંતે કોઇ દેવળનો બારોતરનો ભાગ ચણેલો છે. બીજી બાજુના પ્રમાણમાં અન્દર સામી ભીતે કમાનો તથા પાશ્ચમભીતની બહાર પીલર (સુસલ્લો) છે પણ તે નવા જેવા લાગે છે. આ મકાનની બહાર પણ ઉ. માં જૂના મકાનના પથ્થરો પડયાછે."

આ રિપોર્ટના પૃ. ૬૯ માં લખ્યું છે કે "ગુપ્તપ્રયાગની નોંધમાં ૪ લેખો હતા, ૨ નવા મળ્યાનું છે." વો. મ્યુ. ના "એ" ના સંગૃહીત લીષ્ટ પૃ. ૭૩ માં નં. ૩૦૭ માં લખ્યું છે કે "ગુપ્ત પ્રયાગના ઉપરનો લેખ બીજા સં. ૧૮૩૮ નો અને નં. ૩૦૮ માં "ગુપ્ત પ્રયાગ ઉપરનો લેખ ૧ લો. સં. ૧૮૩૫ માં કથા વંચાવી. તેનો. નં. ૩૦૯ માં ગુપ્ત-પ્રયાગમાં ગંગાકુંડમાં મૂર્તિ નીચેનો સં. ૧૧૯૨-નો, તથા નં.

૩૧૨ મા પ્રાગરાયનો લેખ સ ૧૮૯૯ નો; તથા ન ૩૧૩ મા ગુપ્તપ્રયાગમાં સ ૧૮૯૭ માં બળદેવજીનુ મ દિર બનાવ્યાનો લેખ છે, સને ૧૯૦૬–૭ ના રિપોર્ટના પૃ ૭૮ મા ન ૩૦ મા ગુપ્ત પ્રયાગની દીવવાળાની ધર્મ-શાળાનો શિલાલેખ ૨ાા ફુટ લાબો, ૧ાા પ્હોળો, ૧૬ લેનનો છે, ૧ લેનમા ૨૦ અક્ષર, શાસ્ત્રી લીપી, શાસ્ત્રી ભાષા, જૂનો મ ૧૮૩૫ નો દીવના પોરવાડ મૂળજી રૂઘનાથજી એ ધર્મશાળા વગેરે કર્યું, સમાપ્ત ૧૮૪૫ માં, તે પછી તેજ પૃષ્ઠમાં ન ૩૧ મા તકરારી ધર્મશાળાનો લેખ (ભો ૨) પાા આડો ૧) ૨ાા જમીનથી ઉચો ૩ાા, આરસપત્થર, ૨ગપીળો ૨) ૬ા લાબો, ૧) ૧ પહોળો, લેન ૧૭,૧ લેનમા અક્ષર ૧૨, લીપિ ગુજરાતી, ભાષા ગુજરાતી, નવો, સ. ૧૮૩૮ નો બે કટકે છે, લેન ૧૦ સુધી પહેલો કટકે ઉપડતા અક્ષરનો છે.

ન ૩૨ મા ગગાકુડનો ૧ ઉભો, ૦) ૨ આડો, ૧ ૨ાા જમીનથી ઉચો ૩ાા, આરસપત્થર, ૨ગ પીળો, ૨) ૬ા લાબો, ૧) ૧ પ્હોળો, લેન ૧૭,૧ લેનમા અક્ષર ૧૨, લીપિ ગુજરાતી, ભાષા ગુજરાતી, નવો, સં. ૧૮૩૮ નો બે કટકે છે, લેન ૧૦ સુધી પહેલો કટકે ઉપડતા અક્ષરનો છે.

ન ૩૨ મા ગગાકુડનો ૧ ઉભો, ૦) ૨ આડો, ૧ લાબો, ૦) ૨ાા પ્હોળો, બે લેન, ૧ લેનમાં ૧૩ અક્ષર, લીપિશાસ્ત્રી, ભાષાશાસ્ત્રી, સં. ૧૨૧૮ નો જૂનો ગોખલામાં

મૂર્તિની બેસણીમાં છે. ઉપર નં. ૩૦૯ માં આ લેખની નીચે સં. ૧૧૬૨ નો લખ્યો છે, પણ આ મૂર્તિનો લેખ જૂનો છે એમાં શંકા નથી."

બીજું એ છે કે શુભપ્રયાગની જૂની ધર્મશાળાના સંવત ૧૮૩૮ ના લેખમાં દીવના મૂળજી રૂગનાથનું નામ છે. તેથી આ જગ્યા હિન્દુની છે. જો મુસ્લીમ જગ્યા હોય તો તેમાં હીજરીસાલ અને મુસ્લીમનું નામ હોવું જોઇએ, પણ તેમ ન હોવાથી આ સ્થળે મોટું સંગાલેશ્વરનું દેવાલય હતું અને તેનો પાછળથી બાદશાહી રાજ્યમાં નાશ થવાથી પાછળથી ધર્મશાળા તરીકે તેનો ઉપયોગ થતો અને તેજીર્ણ થતાં તેનો જીર્ણોદ્ધાર કરાવ્યાનો તેમાં તે શિલાલેખ છે. અગાઉ આ ધર્મશાળામાં બ્રાહ્મણો ચોર્યાસી વખતે રસોઇ કરી ભોજન કરતા હતા એમ વડીલો કહેતા હતા, ખરી રીતે આ ધર્મશાળાના છત, નકસી, આકારો વગેરે હિન્દુ મંદિરનાજ છે. એમ ઉપરના સ્પષ્ટ પ્રમાણોથી સિદ્ધ થાય છે.



## "ગુપ્તપ્રયાગ તીર્થની પૌરાણિક અને ઐતિહાસિક પ્રાચીનતા અને તે સ્થળે નારાયણબલિ નીલોદ્વાહાદિ કરવાનું ફલઃ—

પૌરાણિક દ્રષ્ટિથી આ ગુપ્તપ્રયાગ તીર્થ ઘણું પ્રાચીન છે જેને માટે લખનૌ, કાશી, કલકત્તા, જૂનાગઢ. મુંબઇ વગેરેમાં છપાયેલી સ્કંદપુરાણુની પ્રતિઓ સાક્ષીરૂપ છે. જ્યારે દેવ દારૂવનમાં દેવ સ્થળ આગળ ઋષિઓના શાપથી શિવના લિંગનું પતન થયું ત્યારે બ્રહ્મા, વિષ્ણુ, વગેરે દેવો અને તીર્થો સહિત પ્રયાગરાજ ગુપ્તરૂપે આ ગુપ્તપ્રયાગ તીર્થમાં પધાર્યા હતા, અને તે સમયથી આ તીર્થમાં ઘણા તીર્થો અને દેવોનો વાસ છે એમ પુરાણોના પ્રમાણોથી તથા પ્રાચીન પરંપરાથી ભાવિક ભકતોનું શ્રદ્ધા પૂર્વક માનવું છે. આ તીર્થમાં સ્નાન કરવાથી અનેક પાપોનો નાશ થાય છે, એક માસ નિયમ પૂર્વક સ્નાન કરવાથી કોટી જન્મોનું પાપ નાશ પામે છે. પ્રભાસ ક્ષેત્રમાં આ ગુપ્તપ્રયાગ તીર્થ વધારે ઉત્તમ ગણાય છે. અને તે શંકરને ઘણું વ્હાલું છે, આ તીર્થમાં જેનાં નિમિત્તે વૃષોત્સર્ગ (નીલોદ્વાહ) નારાયણબલિ, એકાદ્દિષ્ટ અને એવાંજ બીજાં શ્રાદ્ધો થાય છે તેની મુકિત થાય છે, આ તીર્થમાં મેષ, કન્યા, ધન, કુંભ અને મકરરાશિના સૂર્યમાં, તથા સૂર્ય ચન્દ્રના ગ્રહણમાં, કપિલાષષ્ઠિ, એકાદશી સોમવતી અમાવાસ્યા, વૈધૃત, વ્યતિપાત, પુર્ણિમા અને

બીજાં પર્વોએ આવીને જે મનુષ્ય સ્નાન દેવપૂજા કરી પિંડદાન, તર્પણ અને બ્રાહ્મણ ભોજનાદિ કરે કરાવે છે તેના પિતૃઓને કરોડો વર્ષ સુધી અનન્ત તૃપ્તિ થાય છે, અને અવગતિક જીવ પિશાચાદિ યોનિમાંથી મુકત થાય છે. તેમજ અ. ૨૯૭ ઇત્યાદિમાં આપેલું આ ગુપ્તપ્રયાગ તીર્થનું માહાત્મ્ય જે સાંભળે છે અને બ્રાહ્મણની પૂજા કરી ગૌદાન, પૃથ્વીદાન, સોનું, વસ્ત્ર, દક્ષિણાદિ વિધિપૂર્વક આપે છે તેને રાજસૂય યજ્ઞનું ફલ મળે છે. યજ્ઞયાગાદિ કરવાથી દેવો પ્રસન્ન થઈ મનઃકામના પૂર્ણ કરે છે, શ્રાદ્ધ વખતે આ તીર્થ માહાત્મ્યનો પાઠ કરવાથી વંશવૃદ્ધિ થાય છે, લક્ષ્મીની વૃદ્ધિ થાય છે અને છેલ્લે મોક્ષ થાય છે આ તીર્થની અન્દર અનેક ધર્માચાર્યોએ પધારીને તેને સનાથ કર્યું છે તેનું વર્ણન આ પુસ્તકમાં અન્યત્ર આપેલું છે.

---

## ગુપ્તપ્રયાગની હદ.

આ ગુપ્તપ્રયાગ તીર્થની હદ માટેનો ઓરસ ચોરસ વિસ્તાર નીચે મુજબ પરંપરાથી મનાતો આવ્યો છે.

૧-દક્ષિણમાં મહાપ્રભુજી શ્રીવલ્લભાચાર્યજીની બેઠક સુધી, ૨-ઉત્તરમાં ગંગાકુંડ, પછી ૨૦ ધનુષ સુધી, ૩-પશ્ચિમમાં શેખપર ગામ રત્નેશ્વર મહાદેવના દેવળ સુધી અને ૪-પૂર્વમાં અંધવેશ્વરથી ૨૫ ધનુષ સુધીની કહેવાય છે.

આ ગુપ્તપ્રયાગ તીર્થ કાઠીયાવાડ-સૌરાષ્ટ્ર દેશના જૂનાગઢ રાજ્યના ઉના પ્રગણાના તાબાના દેલવાડા ગામની હદમાં અને ઉના, દેલવાડા, અને પોર્ટુગિઝ દીવ એ ત્રણ ગામોની મધ્યમાં આવેલું છે. આ સ્થલ ત્યાંની વૃક્ષોની ઘટાઓથી, દેવમંદિરો અને સુન્દર સુખસગવડવાળી ઉંચ વર્ણના હિન્દુઓ માટેની ધર્મશાળાઓ તથા નિર્મલ અને સજીવન જલવાળા કુંડોથી અને આજુબાજુના શાન્તવાતાવરણથી ઘણું સુન્દર દેખાય છે. મોટા દુષ્કાળો પડવા છતાં પણ આ તીર્થના કુંડોનાં જલ સુકાતાં નથી અને હંમેશાં છલોછલ ભર્યાં રહે છે, કુંડોનાં પાણી સ્થિર અને મીઠાં છે, ચોમાસામાં યમુના કુંડમાંથી મોટા પ્રમાણમાં જલનું પૂર બહારથી આવી દક્ષિણ પ્રવાહે સમુદ્રમાં જઈને મળે છે. અહીં હિન્દુઓની સ્મશાનભૂમિ છે. સંવત ૧૯૯૧ માં જૂનાગઢ સ્ટેટનું દેલવાડા રેલ્વે સ્ટેશન થવાથી સેંકડો યાત્રાળુઓ આ તીર્થનો લાભ લઈ પાવન થાય છે.

## સંગાલેશ્વર ક્ષેત્રની હદ

ગુપ્ત પ્રયાગમાં આ સંકાલેશ્વર ( નારદ પુરાણની સૂચિ મુજબ) સુગાલેશ્વર (લખનોપ્રત) સંહરીશ્વર (ઉનેવાળ અભ્યુદય) સંગાલેશ્વર (વેંકટેશ્વર પ્રત) મહાદેવનું આ દેવળ માધવ ભગવાનથી ઉત્તરમાં કાંઇક વાયવ્ય કોણમાં અને ઋષિતોયા-

મહુન્દ્રી નદીના પશ્ચિમ ભાગમાં બે માઇલ ઉપર ગંગાજીના કુંડથી ૭ ધનુષ (૨૮ હાથ) છેટે છે, આ સંગાલેશ્વર ક્ષેત્ર–

अर्धक्रोशं च तत्क्षेत्रं समन्तात्परिमंडलम् ।

પ્રભાસખંડ અ. ૩૦૦ શ્લોક ૧૦

ઓરસ ચોરસ અર્ધા ગાઉના ઘેરાવામાં છે, આ ક્ષેત્રમાં અમાસને દિવસે સ્નાન કરી પિતૃઓનું શ્રાદ્ધ કરનારના પિતૃઓ પ્રલય પર્યન્ત તૃપ્ત રહે છે તેમજ આ તીર્થ અવગતિક જીવોને પણ ગતિ દેનારૂં છે તેમજ નીલોદ્વાહ, નારાયણ બલિ વગેરે કરવાથી અવશ્ય મુક્તિ દેનારૂં છે. આ સંગાલેશ્વરનું વિસ્તૃત માહાત્મ્ય આ પુસ્તકના અ. ૨૯૮ માં પૃ. ૧૫–૨૩ માં તથા અ. ૩૦૦ માં પૃ. ૨૬–૨૯ માં છે. આ ક્ષેત્રની હદ : **પૂર્વમાં**–પા ગાઉ ઉપર આ સંગાલેશ્વર (ગુપ્ત પ્રયાગ) ની પૂર્વે "તોગાપુર" નામે ભાડીયા તલાવની પશ્ચિમે એક ગામ હતું ત્યાં સુધી હદ છે. તે ગામનો નાશ થયો છે જેનાં ત્યાં હાલ પણ નિશાનો દેખાય છે હાલમાં ત્યાં એક સમડીનું ઝાડ છે. ત્યાં સુધી તેની હદ પરંપરાથી મનાતી આવી છે અને ત્યાં સુધીમાં આવી જનાર ઉનેવાળ બ્રાહ્મણને ગુપ્તપ્રયાગમાં થયેલા શુભાશુભ કાર્યમાં મળેલો ગુપ્તપ્રયાગનો ભોંય ભાગનો લાગો આજ પણ મળે છે. ઉનેવાળોના રાજ્ય વખતે ઉનેવાળોનું અહીં આધિપત્ય હતું. અત્યારે પણ તીર્થપુરોહિત તરીકે

ઉનેવાળ બ્રાહ્મણોજ પરંપરાથી મનાતા આવેલા હોઇને મનાય છે. ગુપ્તપ્રયાગની ઉત્તરમાં અરધા ગાઉ ઉપર મદનજીનું તલાવ છે, કહે છે કે ગુપ્ત પ્રયાગની ઉત્તરે ઠાઠીયાપર નામે એક ગામ હતું. આ નામમાં કંઈ ફરક જણાય છે. ટુંકમાં ગુપ્ત પ્રયાગની ચારે તરફનો ભાગ જંગલ ઝાડીવાળો લીલો છમ હોઈ લીલીનાઘેરનું નામ સાર્થક કરી રહ્યો છે, આ પ્રદેશમાં ૫-૬ હાથ જમીન ખોદતાં પાણી નીકળે છે.

**દક્ષિણમાં**—પૂર્વે ૫। ગાઉ લગભગ છેટે શેખપુર નામે ગામ હતું ત્યાંસુધી તેની હદ મનાય છે. તેનો પણ નાશ થઈ જતા હાલમાં તેનાં ખંડીયેરો અને રત્નેશ્વર નામે મહાદેવનું શિખર વિનાનું એક શિવાલય છે.

**પશ્ચિમમાં**—પા માઇલ સુધી તેની હદ મનાય છે, હાલમાં જ્યાં પાણીનો સાંકળો કરી વહેતો પ્રવાહ છે.

**ઉત્તરમાં**—પા માઇલ સુધી એટલે મદનજીના તલાવ સુધી આ ક્ષેત્રની હદ છે. નેક નામદાર નવાબ સાહેબે પણ ચોક્કસ ઓરસ ચોરસ માપ કરી આપી ગૌચર ધર્માદા તરીકે ઉપર લખ્યા મુજબની જમીન આપી છે, અને હાલમાં રહેલો શેઠ નથુ જીવનની વાવ સુધી ગુપ્ત પ્રયાગની જગ્યાનું માપ કરી પ્રયાગરાજ ક્ષેત્રમાં આપી દીધું છે.

ખુદાવિન્દ નવાબ સરકારના રાજ્યમાં આજ દિન સુધી હિન્દુ મુસ્લીમ પ્રજા ભાઇચારાથી વર્તતી આવી છે અને શ્રી સરકારને બંને આંખો સરખી હોઇ બંને પ્રજાના ધર્માદા સ્થાનોને મદદ કરતા આવ્યા છે. હિન્દુઓને પણ નેક લાગણીથી પોતાના બચ્ચાંની માફક પાળતા અને જોતા આવ્યા છે. અને ભવિષ્યમાં પણ તેવીજ લાગણી ધરાવતા રહે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

છેવટમાં કહેવાનું જે આ પ્રભાસ ક્ષેત્રની ભૂમિ દેવભૂમિ છે તેમાં નગનહર (નાઘેર) પ્રદેશનું ગુપ્ત પ્રયાગ તીર્થ પવિત્ર ધામ છે. આ સ્થળે તપ કરવાથી મનની ઇચ્છાઓ પૂર્ણ થાય છે. એથીજ શાસ્ત્રમાં કહ્યું છે કે:—

बहूनि सन्ति तीर्थानि दिवि भूमौ रसातले ।
गुप्तप्रयागसदृशं न भूतं न भविष्यति ॥

સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ લોકમાં ઘણાં તીર્થો છે પણ "ગુપ્ત પ્રયાગ" જેવું તીર્થ થયું નથી અને થવાનું નથી:—

गुप्तप्रयागतीर्थाख्या क्षेत्रं सर्वार्थसाधकम् ।
सेवनाद्यस्य तीर्थस्य मुक्तिः करतले स्थिता ॥

ગુપ્ત પ્રયાગ તીર્થ નામનું ક્ષેત્ર સર્વ મનોરથ પૂર્ણ કરનારૂં છે. જેના સેવન કરવાથી મુક્તિ સત્વર મળે છે. આ તીર્થમાં ભક્તરાજ નરસિંહ મહેતા, શ્રી વલ્લભાચાર્ય, શ્રી સ્વામીનારાયણ મહારાજ, શ્રી શંકરાચાર્યાદિ અનેક સન્ત મહાત્મા અને ધર્માચાર્યોએ આવી તીર્થને સનાથ કર્યું છે.

## ગુપ્ત પ્રયાગની ઐતિહાસિક પ્રાચીનતા.

"પીરમનો પાદશાહ" નામક પુસ્તકના પૃ. ૧૭૩ થી "ગુપ્ત પ્રયાગમાં સતીઓનું અગ્નિસ્નાન" શીર્ષક આખું પ્રકરણ વાંચવા જેવું છે. તેનો સાર એ છે કે "ચોપાસ ઝુકી રહેલી ઝાડીઓની વચમાં ગિરના ગાઢ વનને આરે હિન્દુઓનું આ મનોહર પ્રાચીન તીર્થસ્થાન છે. ધર્મના એ સ્થાનનું સોરઠના ઇતિહાસમાં પણ નાનું કે નજીવું સ્થાન નથી. સાતમા સૈકામાં આરબોએ દેવપાટણ (દીવ) નો નાશ કર્યો ત્યારે ચાવડાઓએ અહીં (ગુપ્ત પ્રયાગમાં) આશ્રય મેળવી આરબોનો પરાજય કરી નવેસરથી પોતાનું રાજ્ય જમાવ્યું હતું. પંચાસરના ક્ષણજીવી પરાજય પછી વનરાજ ચાવડાની બાલ્યવય પણ અહિંજ વ્યતીત થઇ હતી. ગુર્જર સેનાપતિ સૂરપાળ (વનરાજના મામા) ના બહારવટાં પણ અહીંજ નિવાસ સેવતાં હતાં અને અહીં (ગુપ્ત પ્રયાગમાં) જ આજે પણ પવિત્ર મનાતા વટવૃક્ષનીજ ડાળીમાં તેનું (સુરપાળનું) શિર ભરાવાથી તેનો પ્રાણ ગયો હતો, મહમદ

ગીઝનવી સામે સંગ્રામ ખેલવા અને સોમનાથના રક્ષણ અર્થે દિલ્લી અને કનોજથી આવેલા અજયપાલ તુંવારના ઉતારા પણ અહિં (ગુપ્તપ્રયાગમાં) જ હતા, ઇતિહાસ અને પુરાણુમાં અદ્વિતીય સ્થાન ભોગવતા આ ગુપ્તપ્રયાગ તીર્થમાં ઉન્નતપુર (ઉના) નો અને ૧૬૦૦ બ્રાહ્મણોનો વેજલ વાજાના હાથે નાશ થતાં ઉનેવાળ બ્રાહ્મણોની સોળસો સતીઓ અગ્નિમાં બળી મરી હતી જેમાં ચન્દ્રરાજ—ચન્દ્રબળ રાજાની સ્ત્રી સુધીરાદેવી આગેવાન હતી, અને તે સતીઓના શાપથી વેજલને રક્તપિત ફુટી નીકળ્યું હતું, અને છેલ્લે કેટલાએ વાજાઓનો નાશ થયો હતો. આજે પણ ગુપ્ત પ્રયાગમાં એ સોલસો સતીના અબોલ પાળીઆઓ ઉભા ઉભા એ સતીઓના ધર્મ પ્રેમની ચોકી કરે છે અને સાક્ષી પૂરે છે."

શ્રી ફાર્બસ ગુજરાતી સભા "ત્રૈમાસિક," પુસ્તક ૨ જું અંક બીજો ઈ. ૧૯૩૭ પૃ. ૧૪ માં રા. રણછોડલાલ ઘ. જ્ઞાનીના લેખમાં ઇ. સન ૮ મી સદીમાં દીવમાં ચાવડા વંશ હતો તે સંબંધી ઉપર લખેલી બીનાને ટેકો મળે છે. આઠમી સદીની પહેલી વીસીમાં દેવપટ્ટનમાં પરમાર કે ચાવડા વંશના રાજ્યની સ્થાપના થઇ હતી. આ વંશના સંસ્થાપક વચ્છરાજ પછી તેના પુત્ર વેણીરાજનું સમુદ્રના પ્રકોપથી મરણ નીપજતાં તેની ગર્ભવતી રાણી પંચાસરમાં આવી વસ્યા પછી વણોદ સ્થળે વનરાજ નામક પુત્રનો જન્મ થયાની વાત જાણીતી છે.

રત્નમાલાના કર્તા કૃષ્ણજીના મતાનુસાર પંચાસરમાં જયશેખર કે જશરાજે ચાવડા વંશની સ્થાપના કરી હતી. અને ત્યાર પછી ભુવડના આક્રમણ પ્રસંગે ગર્ભવતી રાણીના નાસી છુટવાનો ઉલ્લેખ છે, ઉપરના બંને મતાનુસાર વનરાજના જન્મ વિષે મતભેદ નથી, વિશેષ દીલના વિભાગમાં આ ગુપ્ત પ્રયાગ માહાત્મ્ય ના પુસ્તકમા વાચવુ.

મૂળરાજ સોલંકી (ઈ સન્ ૯૪૨-૯૭૭) એ ઉત્તર હિન્દુસ્થાનમાંથી યજ્ઞ પ્રસંગે બોલાવ્યાથી હજારો બ્રાહ્મણો સિદ્ધપુરમાં આવ્યા હતા અને યજ્ઞને અન્તે મૂળરાજે જે જે બ્રાહ્મણોને જે ગામોનાં દાનો આપ્યાં હતા તેમા શિહોર (સિહપુર) સમવાયના બ્રાહ્મણોને આપેલાં કાઠીયાવાડમા શિહોરની આજુબાજુના કેટલાક ગામોની યાદીનું દાનાવલિ પત્ર વાંચવા જેવુ છે અને તે "ઔદીચ પ્રકાશ" નામના પુસ્તકમાં મૂળશ્લોક સાથે ગુજરાતીમાં છપાયું છે તેમાં પૃષ્ઠ ૧૨૭ મા પાને ૩૧ મા ગામના દાનની યાદીમાં નીચે મુજબ ગુપ્ત પ્રયાગનો ઐતિહાસિક ઉલ્લેખ મળે છે.

खवेन्द्राग्निमितं "देलवाद" मदोह्दि
यजुर्वेदविद् गौतमेभ्योऽच्युताढ्यम् ।
मयागादितीर्थान्वित पाठकेभ्यः
क्षमानाथ ! नानाद्रुपुष्पैः समेतम् ॥२२०॥

હે ભૂમિનાથ મૂળરાજ! (સિહોરથી) નૈરૃત્ય ખૂણામાં ૪૦ કોશ દૂર વસેલુ વિષ્ણુમૂર્તિ શેષશાયી ભગવાન અને ગુપ્ત પ્રયાગાદિક તીર્થવાળુ અને અનેક જાતના વૃક્ષોનાં પુષ્પોવાળુ "દેલવાડુ" ગામ છે તે યજુર્વેદી ગૌતમ ગોત્રી પાઠક અવટંકવાળા બ્રાહ્મણોને તુ દાનમા આપ ॥૨૨૦॥ આ આખા પુસ્તકમા ઉનેવાળ બ્રાહ્મણ, ઉનાગામ, કનકેશ્વરી કુલદેવી કે ઢુંઢીભૈરવાદિનું નામ નથી તેથી ઉનાગામનુ દાન મૂળરાજે કે સિદ્ધરાજે આપ્યુ નથી પરન્તુ તે પ્રભાસખંડ અ ૩૧૯ મા લખ્યા પ્રમાણે શ્રીશંકરે વિશ્વકર્મા પાસે બનાવરાવી ઉનેવાળ બ્રાહ્મણોને આપ્યાનું છે એથી ઉનેવાળો ઉત્તરમાથી આવેલા નથી પણ પ્રાચીન સમયથી ઉનામા રાજ્ય કરતા હતા, પ્રાચીન સમયથી આ ગુપ્તપ્રયાગ તીર્થના તીર્થપુરોહીત તરીકે ઉનેવાળોજ ધાર્મિક લાગાઓ લતા આવ્યા છે અને હાલ પણ લે છે

## શ્રી ગંગાજી

સંગાલેશ્વરથી ઇશાન કોણમા ૨૮ હાથ ઉપર અને ગુપ્ત પ્રયાગના ઉત્તર ભાગમા નિર્મલ સજીવન પાણીનો ગંગાજીનો કુંડ છે તેના વાયવ્ય ખુણામા ૬ ઇંચના વ્યાસવાળા ભાગમાથી ગંગાજી પ્રગટ થયા છે આ કુંડનુ પાણી રંગે સફેત દેખાય છે, અને પ્રવાહ ચાલુ આવ્યાજ કરે છે પાણી કદી પણ બગડતુ નથી આ કુંડમા આજે પણ ત્રણ આખના માછલાઓ નજરે દેખાય છે તેમા કેટલાકના નાકમા

સોનાની વાળી અને નથડી કોઇએ પહેરાવેલી જણાય છે. આ ગંગાજીના પાણીનું વહેણ તેની દક્ષિણ તરફના ગુપ્તપ્રયાગના બીજા બધા કુંડોમાં જાય છે, આ કુંડોમાં અસ્પૃશ્યો સિવાય ચારે વર્ણના લોકોને સ્નાનની છુટ છે. અને સાબુ વગેરેથી નહાવા ધોવાની મના છે. ખરી રીતે તીર્થના જલમાં સાબુ વગેરેથી જલને મેલું અપવિત્ર કરવું તે પુણ્યને બદલે પાપ વ્હોરવાનું છે. અસ્પૃશ્ય વર્ગને સ્નાન માટે દક્ષિણ તરફ સ્મશાનના આરા પાસેના કુંડમાં નહાવાની ખાસ જગ્યા છે ત્યાં તેઓ છુટથી નાહી શકે છે. ગંગાજીમાં જેઠ સુદી ૧ થી ૧૦ સુધીના ગંગાદશહરાનું સ્નાન કરવા પુષ્કળ લોકો આવે છે અને વિધિ પુર્વક (વિધિ આ પુસ્તકમાં પૃ. ૧૩૪ થીછે) સ્નાન કરી પુરાણી પાસે ગંગા દશહરાના સ્તોત્ર, ગંગાનું માહાત્મ્ય (આ પુસ્તકમાં પૃ. ૩૬ થી ૪૪ સુધી છે) તથા કથા ભક્તિભાવથી સાંભળે છે, ગંગાજીનું ફકત સ્મરણ પણ સેંકડો જન્મના પાપોનું નાશ કરનારૂં પતિત-પાવન છે.–गंगागंगेति यो ब्रूयाद्योजनानां शतैरपि । मुच्यते सर्वपापेभ्यो विष्णुलोकं स गच्छति સેંકડો ગાઉના છેટેથી ગંગા, ગંગા એવું જે ઉચ્ચારણ કરે છે તે સર્વ પાપોથી મુકત થઇ વિષ્ણુલો-કમાં જાય છે.

આ ગંગાજીનો કુંડ પ્રયાગરાયના મુખ્ય મોટા કુંડની ઉતરમાં ૯ ફુટની ચોરસાઇનો છે, પગથીયાનાં મથાળા સુધી ૭) ૧૦ ઉંડો છે, તેમાં પાણી બે માથોડાં જેટલું છે,

આરા ૪ પગથીઆં ૮ના, ફરતાં પગથીઆં ૬ તેમાં ૪ પાણીમાં છે, આ કુંડમાં ઇશાનને લગતા ગોખલામાં ૨ાા + ૦ાા ની દાઢીવાળી પુરુષની ખંડિત મૂર્તિ છે તેની બેસાણીમાં સવત ૧૧૬૨ નો લેખ છે જેનું વર્ણન આ પુસ્તકમા અન્યત્ર છે, તેમજ એક ગણેશની મૂર્તિની બેસણીમાં સંવત ૭૬૮ નો લેખ છે, આ કુડની દક્ષિણમા ૫ ક્રમની પ્હોળાઈ ૭ ક્રમ લાંબા ૪ કુંડ છે અને તે બધાનો પ્રવાહ પ્રયાગના મુખ્ય કુંડમાં મળે છે ગંગા કુંડના ૮ ગોખલાઓમાં બીજી મૂર્તિઓ અને મહાદેવોનાં લિંગો છે, દક્ષિણ ગોખમાં પંચવક્ત્રનું શિવલિંગ છે, બીજુ ૧ શિવલિંગ પશ્ચિમ કાંઠાના ગોખમાં છે. બીજા ગોખલામાં દેવી ગણપતિ વગેરેની મૂર્તિઓ છે, આ ગંગાનું માહાત્મ્ય આ પુસ્તકમાં અ૦ ૩૦૪ માં ૩૬ થી ૪૪ પાના સુધીમાં વિસ્તાર પૂર્વક છે, આ ગંગાજીના કીનારે મંડપ બનાવી નારાયણબલિ, નીલોદ્વાહ, - એકલપિંડ, ત્રિપિંડિશ્રાદ્ધ, ભુત, પ્રેત, નાગબલિ, અને ઉત્તરક્રિયાઓ નજીકના તથા અનેક ગાઉ દૂરથી આવતા હિંદુઓ પરંપરાથી કરે છે, આ સ્થાન ઘણું રમણીય દેખાય છે.

## યમુનાજી, સરસ્વતી, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને ત્રિસંગમ કુંડો,

ગંગાકુંડની દક્ષિણમાં ત્રણ કુંડો છે જેમાં પૂર્વ ભાગે

વિષ્ણુકુંડ, પશ્ચિમમાં બ્રહ્માકુંડ અને મધ્યમાં રૂદ્રકુંડ છે અને એ કુંડોમાંથી નીકળી ગંગાજી જ્યાં યમુનાજીને મળે છે તે ત્રિસંગમ કે ત્રિવેણી સંગમ નામે ૪ થો કુંડ છે, તેને ત્રિસંગમ તીર્થ કહ્યું છે અને તે ગંગાયમુના બંનેના સૂક્ષ્મ અન્તરમાં ગુપ્ત સરસ્વતી વહે છે અને તેમાં તીર્થરાજ પ્રયાગનો સદૈવ નિવાસ છે, આ સ્થળે મકર રાશિના સૂર્યમાં માઘ માસમાં પ્રાતઃકાલે સ્નાન કરવાનું ઘણું માહાત્મ્ય છે. ત્રિસંગ નામનો કુંડ મોટો હોઇ પ્રયાગ રાયના કુંડના નામે કહેવાય છે બ્રહ્મા, વિષ્ણુ, મહેશના કુંડો સંગાલેશ્વરની પૂર્વમાં છે તેને બ્રહ્મગયા, વિષ્ણુગયા અને રૂદ્રગયા નામે પણ કેટલાક વૃધ્ધો કહે છે, પવન વિનાના શાન્ત જલમાં સૂર્યના પ્રકાશમાં ગંગાજીનો સફેત, યમુનાજીનો શ્યામ અને સરસ્વતીના જલનો સહજ પીળો રંગ દેખાય છે તેમાં સ્નાનનું માહાત્મ્ય પ્રભાસ ખંડમાં વિસ્તારથી છે, યમુનાજીમાં કાર્તિક સુદી ભાઇ બીજને દિવસે સ્નાન કરવાથી યમરાજના ભયથી મુક્ત થવાય છે, યમુનાષ્ટક (શ્રીમહાપ્રભુજીનું કરેલું) આ પુસ્તકમાં પૃ ૧૪૧–૧૪૭ માં વાંચવાથી યમુનાજીનો મહિમા વધુ સમજાશે, એક કહેવત છે કે ગંગા પાને યમુના સ્નાને, તાપી દર્શને અને નર્મદા ધ્યાનથી પાપોનો નાશ કરે છે યમુનાજીના કાંઠે નૈઋત ખુણામાં ભગવાનની બે ખંડિત મૂર્તિઓ છે.

સરસ્વતીનું પાંચ જગ્યોએ વહેવું છે. ૧ પ્રયાગરાજના

ત્રિવેણી સંગમમાં, ૨ સિદ્ધપદ-સિદ્ધપુરમાં, ૩ પ્રભાસના માધવ પ્રાચીમાં, ૪ ગુપ્તપ્રયાગમાં અને ૫ મું સંગમેશ્વર-મોટા મહાદેવ (દેલવાડાથી પૂર્વ અર્ધા ગાઉ) આગળ પશ્ચિમ ભાગમાં કુંડિકા નામે વડવાનલ યુક્ત સરસ્વતી તીર્થમાં છે.

## માતૃકાઓ.

ગુપ્તપ્રયાગના કુંડો અને ગંગા યમુના તથા સરસ્વતી અને તેમાં રહેલા દેવોની રક્ષા માટે શંકરે આ માતૃકાઓનું સ્થાપન કર્યાનું માહાત્મ્ય છે, ભૂત પ્રેતાદીનો ભય નષ્ટ કરવા તેમનું વદી ૧૪ ના દિને નૈવેદ્યાદિથી પૂજન કરવાનું લખ્યું છે આ સપ્તમાતૃકાઓ યમુના કુંડના કિનારા ઉપર રાયણના ઝાડ પાસેની (તકરારી) ધર્મશાળાની દક્ષિણ ભીંતમાં જડાએલાં હાલ દેખાય છે આ માતૃકાની મૂર્તિઓ અસલમાં તેના મંદિરમાં હોવી જોઇએ આંવી કેટલીએ મૂર્તિઓને પરધર્મિઓ હિન્દુઓનાં મંદીરોને તોડી મૂર્તીઓને ભાંગી નાખ્યા, જમીનમાં દાટી દેતા અથવા દિવાલો કે કોટ કિલ્લાઓના ચણતરમાં બેડોલ બનાવી ચણી લેતા, તકરારી ધર્મશાળામાં કોઇ વિધર્મિઓનું મકાન હોવું તદન અસંભવિત છે કારણ કે તેનીજ દીવાલમાં અખંડ મૂર્તિઓ ચણી લેવાય અને પરંપરાથી પૂજાય તે અન્ય ધર્મીઓ સાંખી નજ લે, પુરાણમાં આ માતૃકાઓનું સુંદર માહાત્મ્ય વર્ણવ્યું છે.



ધૂળકોટીયા તરફનો "ઉના" ના કિલ્લાનો એક ભાગ.



ઉનાનું ઐતિહાસિક મોટું તલાવ-ઉના
( "ઉનેવાળબન્ધુ" ( સુરત ) ના સૌજન્યથી )



પ્રયાગરાજનો કુંડ, શેષશાયી માધવ ભગવાનની બે દેહરીઓ, સિદ્ધેશ્વર અને શ્રી નૃસિંહના દેવળો, પૂલ અને
દીવના કેસરબાઇની તથા બ્રહ્મચારીની ધર્મશાળા

## પ્રયાગરાજનો કુંડ અને માધવ ભગવાન.

ગુપ્ત પ્રયાગરાજનો આ મુખ્ય કુંડ પૂર્વ પશ્ચિમ ૨૧ અને ઉત્તર દક્ષિણ ૯ કમે છે, પગથીઆં બે સળંગ ચારે બાજુમાં છે, પાણી સ્વચ્છ અને એક માથોડાં છે, કુંડની પૂર્વમાં પ્રયાગરાયની નવી તથા જૂની એમ નાની નાની બે દેરીઓ છે તેમાં બે કુટની શેષશાયીની જૂની તથા નવી મૂર્તિઓ છે તેને ઉપલે ભાગે ઇશાનમાં નરસિંહજીની જગો છે તેમાં ઓરડા મેડી વગેરે છે, તેની ઉત્તરે કંદોઇની ધર્મશાળા આવી છે. જ્યાંથી વાયવ્યમાં ગંગાકુંડ વગેરે છે અને નૈઋત્યમાં (તકરારી) ધર્મશાળા આવ્યાં છે, નૃસિંહજીનો પૂર્વમા પણ ધર્મશાળા છે, આ ઠેકાણે પ્રયાગ કુંડ ઉપરનો પૂલ છે જે દ્વારા દક્ષિણ વિભાગમાંથી ઉત્તર વિભાગમાં જવાય છે ત્યાં નવી અને મોટી ધર્મશાળા, બ્રહ્માજીનું મંદિર, સંગાલેશ્વર, નવદુર્ગા, મહાપ્રભુજીની બેઠક વગેરે ઘણાં અને સારાં ઠાઠવાળાં મકાનો છે."

## શેષશાયી માધવ ભગવાનનાં બે મંદિરો અને અક્ષય વડ.

સંગાલેશ્વરથી દક્ષિણમાં ઉપર લખેલી બે દેરીમાં શેષશાયીની નવી જુની બે મૂર્તિઓ છે નવી દીવવાળાએ સ્થાપિત કરી છે, આ મૂર્તીઓ હાલ પ્રયાગરાજ નામે ઓળખાય છે કારણ કે તે પ્રયાગરાજના:

કુંડની પૂર્વમાં તેને કાંઠે છે, આ મૂર્તિ શેષનાગપર શયન કરેલી અને શંખ, ચક્ર તથા ગદાધારી છે અને લક્ષ્મી ચરણ ચાંપે છે, નાભી કમળમાં બ્રહ્મા છે, મૂર્તિ અને મંદિર પશ્ચિમાભિમુખે છે, પૂર્વે આ મંદીર પૂર્વાભિમુખે હોવું જોઇએ, મૂર્તિ બેહાથ લાંબી ૧ા હાથ પહોળી છે, વિષ્ણુ કુંડમાં સ્નાન કરી ઉપવાસી તથા જીતેંદ્રિય રહી સુદી ૧૧ ના દિને પુજન કરનાર વિષ્ણુ લોકમાં જાય છે. એમ બ્રહ્માએ ગાયું છે, આ મંદિર શિખર ાવનાનું હોઇ ઉપર અગાશી છે, બારણાને બદલે નીચે જાળીવાળું છે, પ્રાચીન મૂર્તિવાળા મંદિરમાં મૂર્તિના ઉત્તર ભાગમાં પાસેજ એક જલાધારીવાળું મોટું અખંડ શિવલિંગ છે તેની પાસે એક હાથ ઉંચી ૪ ભુજાવાળી ભગવાનની એક મૂર્તિ છે બીજી એક મૂર્તિ પાંચ માતૃકાની ખંડિત છે, દક્ષિણ તરફ ખુણામાં નીચે એક પાર્વતીની જરાક ખંડિત મૂર્તિ છે, આજ મંદિરની પાસેના દક્ષિણ ભાગમાં દક્ષિણ તરફ મુખ કરીને સુતેલી જૂની મૂર્તિ જેવીજ કાળા સુંદર પત્થરની શેષશાયી ભગવાનની ૨ા હાથ ઉપરની નવી મૂર્તિ છે આ બન્ને મૂર્તિઓની દેરીઓ જોડા જોડ હોઇને બન્નેના ઉત્તર દક્ષિણ ભાગના છેડે ઉપર જવાના પગથીઆં છે, બાજુમાં બે હાથની ૧ જુદી દેવ મૂર્તિ છે, જુની શેષશાયીની દેરીના ઉપર વંડાના ભાગમાં ૧ પ્રાચીન અક્ષય વડ છે જે તેટલોજ નાનો ઘણાં વર્ષોથી આજ



ધૂળકોટીયા ક્ષેત્રપાલનું પ્રાચીન સ્થાન–ઉના.
("ઉનેવાળબન્ધુ" (સુરત) ના સૌજન્યથી)



શ્રીમહાકાલેશ્વરનું પુરાણુ પ્રસિધ્ધ દેવળનું સંવત
૧૯૯૪ નું ચિત્ર—ઉના.

તા, મા અને ધનથી ગુમપ્રયાગતીર્થની રેતા કનાર

**મહન્ત શ્રી. કૈ. બ્રહ્મચારી શ્રીહરચૈતન્ય મહારાજ.**



જન્મ સં ૧૮૦૦, મૃત્યુ સં ૧૯૮૪ ના આષાઢ સુદી ૮ ને ભોમે

પૃ. ૧૫૧

પણ જણાય છે. શેષશાયી ભગવાનની પશ્ચિમમાં કુંડના ઉત્તર કીનારે જલાધારી વાળું ખુલ્લું એક શિવલિંગ છે. પાસે સન્મુખ દક્ષિણમુખે નન્દીની મૂર્તિ છે. પહેલાં અહી એક મોટું રાયણનું ઝાડ હતુ. પ્રયાગરાજના કુંડના ઉપર ઉત્તરમાં સ્વામીનારાયણ મહારાજની જડેલી ચરણપાદુકા છે

## ગુપ્તપ્રયાગના મહન્ત કૈ. બ્રહ્મચારી હરચેતનજી મહારાજનું જીવન ચરિત્ર અને સેવાઓ.

બ્રહ્માની પૂર્વમાં ૨૩ ધનુષ છેટે શ્રીનૃસિંહની સુશોભિત મૂર્તિ છે, આ ગુપ્ત પ્રયાગમાં એક નૃસિંહેન્દ્ર સરસ્વતી નામે એક દંડી સન્યાસી ઘણાં વર્ષ પૂર્વે આવી ઘણાં વર્ષ તપ કરી દુધનો આહાર કરીને રહેતા હતા, પોતે નૃસિંહ ભગવાનના ઉપાસક હતા અને નૃસિંહે તેમને દર્શન આપ્યાં હતાં અને તે સ્વામીજીએ મંદિર બંધાવી નૃસિંહ મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી તેમના સમયમાં શેખપર ગામ આબાદ હતું. થોડા સમય પછી સ્વામીજીએ યોગે કરી શરીર છોડી દીધું. આ સ્વામીજીનું સમાધિ સ્થાન નૃસિંહ મંદિર સામેની જગ્યામાં છે. આ સ્વામી મહાન તપસ્વી અને ચમત્કારી હતા તે પછી આ સ્થાનમાં ઘણા સ્વામીઓ અને બ્રહ્મચારીઓ થઇ ગયા છે. તે પછીના નૈષ્ઠિક બ્રહ્મચારી કૈ. હરચૈતન્ય મહારાજ સંવત ૧૯૩૬ ની સાલમાં પધાર્યા

અને આ ગુપ્તપ્રયાગની ગાદીએ બેઠા હતા. તેમનો જન્મ સં. ૧૯૦૧માં થયો હતો, તેઓ ઉત્તર હિન્દુસ્થાનના વતની હતા તેમજ ગૌડ બ્રાહ્મણ હોઇ મુરાદાબાદના ઇશાન ભાગમાં ચેડોલી વસ્તી ગામના વતની હતા, પ્રયાગમાં આવ્યા પૂર્વે પ્રભાસ કોડીનાર વગેરેમાં હતા, કોડીનારમાં જનાર્દનેન્દ્ર સરસ્વતી તેમના ગુરૂ હતા, જેની પાસેથી તેમણે દીક્ષા લીધેલી, તેમનો કૈલાસવાસ તા. ૫-૭-૧૯૩૮ સં. ૧૯૯૪ના અષાડ સુદી ૮ ને ભોમે ૯૪ વર્ષની વયે ગુપ્તપ્રયાગના પોતાના મઠમાં થયો છે, મહારાજશ્રીએ પોતાનું સમગ્ર જીવન ગુપ્ત પ્રયાગતીર્થની રક્ષા અને ગૌરક્ષામાં અર્પણ કર્યું હતું, તેઓ સાચા ધર્માત્મા, પુણ્યાત્મા, દયાળુ, સાદું જીવન ગુજારનાર, દર્શનીય, નૈષ્ઠિક બ્રહ્મચારી અને આદર્શ મહાત્મા પુરુષ હતા, લોકો તેમને દેવની પેઠે પૂજતા, તેમના કૈલાસવાસ થયાના માનમાં મુંબઇ દેલવાડા વગેરેમાં જાહેર શોક સભાઓ થયેલી, અને દેલવાડા વગેરેમાં હડતાલ પાળેલી, તેનો હેવાલ તેમની છબી સાથે મુંબઈના અનેક પત્રોમાં પ્રગટ થયેલો છે. તેમની સેવાઓ ઘણી છે. તેઓ બ્રાહ્મણો, સાધુ, સંતો, સન્યાસીઓ, બ્રહ્મચારીઓ અને અતિથિ વગેરે ઉપર અત્યન્ત પ્રેમ રાખનારા હતા અને યોગ્યતાનુસાર ૨-૩ કે વધુ દિવસ તમનો સત્કાર કરતા. તમણે ગુપ્ત પ્રયાગમાં મહારુદ્ર યજ્ઞ, ગૌશાળા, ધર્મશાળા, અને નૃસિંહ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને ગુપ્ત પ્રયાગના દેવાલયો તથા કુંડોપર

સારી દેખરેખ રાખતા હતા, હિન્દુ પ્રજાનો તેમની તરફ એક મહાત્મા જેવો પૂજ્યભાવ હતો, અને ગુપ્તપ્રયાગ તીર્થની પ્રાણની જેમ પોતે રક્ષા કરતા, સં. ૧૯૫૪ માં તેમને એક ઝહેરી મોટા સાપે દંશ કરેલો તે વખતે પોતે નૃસિંહજીની સન્મુખ ૩ દિવસ સુધી સમાધિમાં રહેલા તેથી ઝેર ચડયું ન હતું અને ૪ થે દિવસે સર્પને મરેલો જોયો હતો, તેમને કંઇ પણ કષ્ટ થતાં ગંગાજીના કુંડમાં પાણીમાં કષ્ટ મુકત થતાં સુધી પડયા રહેતા હતા, તેમના ઉત્તરાધિકારી અને ગુરૂભાઈ બ્ર. શંકર ચેતન મહારાજ પણ તેમના જેવા ધર્માભિમાની, પ્રામાણિક અને સજ્જન પુરૂષ છે અને ગુપ્ત પ્રયાગની તમામ જગ્યા સંવત ૧૯૮૪ ની સાલમાં બ્ર. હરચેતન મહારાજે પોતાની હયાતીમાંજ બ્રહ્મચારી શ્રીશંકર ચેતન મહારાજના નામે કરેલી છે અને હાલમાં તેઓ તેમની ગાદીએ છે, તેઓશ્રી તેમના પગલે ચાલી સારી દેખરેખ રાખી તીર્થાદાની રક્ષા કરી રહ્યા છે કે બ્ર. હરચેતન મહારાજે (તકરારી) ધર્મશાળા સબંધમાં મને એમ કહેલું જે "હું સં. ૧૯૩૬ માં કોડીનારથી ગુપ્ત-પ્રયાગમાં આવ્યો ત્યારે ત્યાં ધર્મશાળા હતી; ત્યાં ઢોરો બંધાતા અને બ્રાહ્મણોની ચોર્યાસીનાં જમણ થતાં અને તેની અન્દર તે વખતે રામભારથી અને ખુશાલભારથી નામે ગુંસાઇ બાવા રહેતા હતા અને તેઓ ગાયોનું રક્ષણ કરતા હતા. તેમનો કૈલાસવાસ થયા પછી તે ધર્મશાળાની બાજુમાં તેમણે સમાધી લીધી હતી."

## ગુપ્તપ્રયાગના નૃસિંહજી મંદિરનો શિલા લેખ

ૐ શ્રી શૃંગેરીમઠો વિજયતે, શ્રી પ્રાગરાયમાં શ્રી નૃસિંહજીનું દેવળ તથા બળદેવજીની સામેનો મઠ તથા સિદ્ધેશ્વર મહાદેવથી ગંગાકુંડ સુધીનાં સર્વે મકાનો બંધાવનાર બ્રહ્મચારી હરચેતન જનાર્દન ઇન્દ્ર સરસ્વતી છે, સવંત ૧૯૪૬ ના અષાડ સુદી ૧૫,

આ શિલાલેખ નૃસિંહમંદિરની બહાર પ્રવેશદ્વારના દરવાજાની ભીંતમાં ચોડેલો છે, આ નૃસિંહજીની મૂર્તિની બાજુમાં ગાદી ઉપર જૂનાં દંડ, કમંડલ અને પાદુકા છે. નૃસિંહજીની સામે તે મઠમાં થઇ ગયેલા સન્યાસીઓના સમાધિ સ્થાનો છે, નૃસિંહ ભગવાનને દેલવાડાના ઉનેવાળ બ્રાહ્મણો ઇષ્ટદેવ તરીકે માને છે અને શુભાશુભ પ્રસંગે નૃસિંહજી મંદિરને લાગુ કે ભાગ આજે પણ ચાલુ મળે છે, અને દેલવાડાના મહાજન તરફથી બલદેવજીને મળે છે.

## ગુપ્તપ્રયાગમાં બલદેવજીના મંદિરનો શિલા લેખ

"મોદી જગજીવનદાસ કાળાની સ્ત્રીએ આ બલદેવજીનું મંદિર બંધાવીને પ્રતિષ્ઠા સંવત ૧૮૯૭ ના ફાગણ વદી ૪ ને ગુરૂએને દિને બંધાવ્યું છે."



પૂજનીને બ્રહ્મ, વિષ્ણુ અને રુદ્રના કુન્ડો અને ઉપર
શ્રીબળદેવજીનું મંદીર—ગુપ્તપ્રયાગતીર્થ  પૃ ૧૯૦



**શ્રીમહાપ્રભુજીની** બેઠકનો બહારનો પ્રવેશ દ્વારનો ભાગ—ચમપ્રયાગતીર્થ



**શ્રીમહાપ્રભુજીની** બેઠકનો અન્દરનો ભાગ અને તે બેઠકના મુખ્યાજી દામોદર કાલીદાસ પડ્યા—ચમપ્રયાગતીર્થ

આ શિલા લેખ મંદિરની બહાર ઓસરીમાંના પૂર્વ-મુખના ગોખલામાં છે, મંદિરમાં બલદેવજીની સુન્દર પ્રતિમા છે, મંદિરની ઉપર શિખર નથી, બલદેવજીના દાગીનામાં સોનાની સાંકળી, કડાં, કંદોરા વગેરે છે, વાર્ષિક ૨ા મણ તેલ દેલવાડા મહાજન તરફથી મળે છે. દેલવાડા મહાજનમાં બલદેવજીના નામે રૂ. ૭૦૦ છે. તેમજ દર વર્ષે ૧ તાકો જગન્નાથીનો તથા રૂ. ૧) નો ગુલાલ વસંતપાંચમે મહાજન અપાવે છે, બલદેવજીની સામે શૃંગેરી મઠની શાખાનો ઉપમઠ સંવત ૧૯૫૫માં પાયો નાખી સં. ૧૯૫૬ માં બાંધકામ પુરૂં કર્યું. નૃસિંહજીની ઉપર તથા બાજુમાં તીર્થવાસીઓને ઉત્તરવાની જગ્યા નૃસિંહજીની છે તે અને આખું કંપાઉંડ રૂ. વીશ હજાર ખર્ચી બ્ર. હરચેતનજીએ બંધાવેલ છે. આ કંપાઉંડમાં ઉગમણા મોઢાની સમાધિ પાઠક દુર્ગાશંકર ઇશ્વરજીના સસરા ગોવિંદજી પંચોળીની છે અને તેના પુત્ર વિશ્વનાથે તે બંધાવી છે અને બીજી પાંચ સમાધિના ઘુમટબંધ સ્થાનો અગાઉ આ મઠમાં થઇ ગયેલા સન્યાસીઓનાં છે, કહે છે કે અગાઉ નૃસિંહજીનો પાંચેક હજારનો દાગીનો હતો, અને બસો અઢીસો વર્ષના ત્યાંના જૂના ચોપડા છે, બીજી બળદેવજીની સામે ૧ ધર્મશાળા છે તેમાંના લેખમાં લખ્યું છે કે: " શ્રી ૧૧ આ ધર્મશાળા બ્રહ્મચારી હરચેતન મહારાજે પોતાનું દ્રવ્ય ખર્ચી બંધાવી છે. સંવત ૧૯૪૯ ના ચૈત્ર સુદી ૨ સોમે, "

## ગુપ્તપ્રયાગની બીજી ધર્મશાળા અને તેના શિલાલેખોઃ-

## કેસર બાઇની ધર્મશાળા.

શેષશાયી ભગવાનના મંદિરના પાછળના ભાગમાં નરસિંહજી મંદિરની લગોલગ તથા સિધ્ધેશ્વર મંદિરની ઉતરે એટલે કે બેઉની વચ્ચે પશ્ચિમમુખે ૧ ધર્મશાળા છે તેમાં નીચે મુજબ શિલાલેખ છે:—

"શ્રી ગણેશાય નમઃ શ્રી દીવમધ્યે શા. દેવજી ઓધવજીના બા (!) શ્રી કેસરે શ્રીપ્રાગમધ્યે ધર્મશાળા બંધાવી છે તે શ્રી પ્રાગરાયને પ્રતાપે કરીને, સંવત ૧૯૯૯ ના વૈશાખ સુદી ૭ વાર શનિ, જે વાંચે તેને જે શ્રીકૃષ્ણ છે."

આ ધર્મશાળામાં બે ઓરડા અને એક વાડો છે, ઉપર અગાસી છે. ધર્મશાળા નાની છે.

## સિધ્ધેશ્વર કે સિદ્ધનાથનું મંદિર.

ઉપરની બાઇ કેસરની ધર્મશાળાથી દક્ષિણમાં પુરાણ-પ્રસિદ્ધ જૂનું પશ્ચિમાભિમુખે ઘુમટવાળુ તથા જાળીના બારણાવાળું સિધ્ધેશ્વર નામે મહાદેવનું જલાધારીવાળું શિવલિંગ છે. મંદિરમાં ગોખલામાં દક્ષિણ મુખે હનુમાનજીની

ખંડિત નાની ૧ મૂર્તિ છે. પશ્ચિમ ગોખમાં ૩ ગણેશ મૂર્તિ તથા એક નાની પાર્વતીજીની મૂર્તિ છે. એક નન્દી છે. આ મંદિર સંગાલેશ્વરથી પૂર્વમાં છે. અને પ્રયાગરાજ ઉપરના મોટા પુલથી પૂર્વમાં ઉતરતાં સામે છે.

આ સિદ્ધેશ્વરની સિદ્ધગણોએ સ્થાપના કરી છે, પ્રયાગરાજમાં સ્નાન કરી સિદ્ધનાથનું પૂજન, શતરુદ્રિય, અઘોરમંત્ર, ગાયત્રી મંત્ર અથવા ત્ર્યંબક મંત્રનો જપ કરવાથી છ માસમાં સિદ્ધિ મળે છે, અને કાળી ચૌદસે એકજ રાત્રિ પૂજા કરી અઘોર મંત્રનો જપ કરવાથી સિદ્ધિ મળે છે. અહીં અવારનવાર અભિષેકો થયાજ કરે છે. તેનુ માહાત્મ્ય આ પુસ્તકના પૃ. ૩૦-૩૨ માં અ. ૩૦૧ માં છે.

આ સિદ્ધેશ્વરની દક્ષિણમાં થોડે છેટે ૫૦ કદંબે સ્મશાન ઘાટ છે, તેમ સિદ્ધેશ્વરની સન્મુખ પશ્ચિમમાં અન્ત્યજોને નહાવા માટે ઘાટ બાંધેલો છે.

## કેટલાંક શિવલિંગો.

જમનાજીના કુંડના ઉતરકાંઠે ખુલ્લી જમીનમા ઉપર દેખાતું મોટું એક શિવલિંગ છે પાસે એક ખડિત નન્દી છે તે લિંગથી ઉતરમાં આગરે ૨૫ કદંબ છેટે બીજું એક શિવલિંગ છે આ શિવલિંગો ઝઘડાવાળી ધર્મશાલાની પાછળના ભાગમાં છે. આનું માહાત્મ્ય પૃ. ૩૫ અ. ૩૦૩ માં છે આજુ બાજુમાં ખજુરી વગેરેના ઝાડો છે.

# દીવવાળાની મોટી ધર્મશાળા

તપેશ્વર અને નવા બંદરવાળાની ધર્મશાળાની ઉત્તર તરફથી છેટ પ્રયાગરાજ અને યમુનાજીના કુંડો સુધી મોટી અને બધી જાતની ઉત્તમ સગવડવાળી દીવવાળાની સુંદર ધર્મશાળા છે. તેની બહારની ભીંતમાં પૂર્વાભિમુખે નીચે મુજબ ૧ મોટો આરસનો શિલાલેખ છે:—

"શ્રી હરિચંન્દે શ્રી પ્રભાસ ક્ષેત્રાન્તઃપાતી શ્રી ગુપ્તપ્રયાગ તીર્થમાં શ્રી દીવ બંદરના રહીશ વણિક દશાપોરવાડ શા. મુળજી રૂગનાથે સંવત ૧૮૩૮ માં કુંડો નવ તથા મહાદેવની દેરી, તથા ધર્મશાળા બે તથા અવાસ એક એ સર્વે મળી વિસ્તાર ઉત્તર દક્ષિણ લંબાઇ ફુટ ૩૬૦ અને પૂર્વ પશ્ચિમ ફુટ ૨૫૨ પહોળાઇ છે તે સર્વ સ્વદ્રવ્યથી બંધાવેલ તે પછી તેના વંશજ શા. હરિચન્દ ભગવાનદાસે સંવત ૧૯૩૪ માં રૂા ૩૫૦૦) ખર્ચી જીર્ણોદ્ધાર કરાવેલ તે પાછું જીર્ણ થતાં તેને પાડી સરકારશ્રી.ની પરવાનગી મેળવી નવેસરથી ધર્મશાળા અવાસ. દહેરી કુંડો સંવત. ૧૯૬૦ ના શ્રાવણ વદી ત્રીજને દિને મુહૂર્ત કરી તે કામમાં રૂા. ૧૬૦૦૦) નો ખર્ચ કરી તેના વંશજ શા. પ્રભુદાસ ભગવાનદાસના ત્રસ્ટી શાહ વીઠલદાસ દામોદર તથા શા. પાનાચંદ મેઘજી શ્રી દીવના રહીસોએ જાત મહેનત કરી બંધાવેલ છે

તે વિક્રમ સંવત ૧૯૬૨ ના માગશર સુદી ૫ ને શુક્રે વાસ્તુ કરી સર્વ હિન્દુસ્વધર્મીઓનાં ઉતારા માટે ખુલ્લા મૂકયાં છે."

શા. વિઠલદાસ દામોદરદાસના ભગવત સ્મરણ વાંચવા,
અરજી:- શા. પાનાચંદ મેઘજીના ભગવત સ્મરણ વાંચવા.
શા. નારાયણદાસ ભવાનીદાસ (સ્વર્ગવાસ સં. ૧૯૬૦)

## દીવવાળાની આ ધર્મશાળા નીચે કેટલાંક દેવાલયો.

આ ધર્મશાળામાં નીચે પૂર્વાભિમુખે ઘુમટબંધ દેરામાં એક ખંડિત જલાધારીવાળું શિવલિંગ છે ઉપર ધર્મશાળા છે. તેની પાછળ જુની, ચાર મુખ, ચાર હાથવાળી, ૧ પુરૂષ ઉંચી, ખંડિત ત્રણ હાથવાળી, ચરણમાં બે તરફ સુંદર હંસોવાળી બ્રહ્માની મૂર્તિ છે, પશ્ચિમના ગોખલામાં ૧ પાર્વતીની મૂર્તિ છે સભા મંડપમાં ૧ નંદી છે, આ મહાદેવને કોઇક સંગાલેશ્વર નામે કહે છે, આ ધર્મશાળાની પાછળના ભાગમાં ધર્મશાળાની અંદર નીચે ઉત્તરાભિમુખે જાળીવાળી અને ઘુમટવાળી દેરીમાં ઊંચાણમાં એક પ્રાચીન જલાધારી વાળું શિવલિંગ છે, પૂર્વની ભીનમાં મંદીરની અંદર બે પાદુકા જડેલી છે, નીચે એક ખંડિત નંદી છે, દક્ષિણભીંતના ગોખલામાં એક પાર્વતીની ખંડિત મૂર્તિ છે આ દેરી પણ ધર્મશાળાની અંદર પાછલા ભાગમાં છે.

## સતીની દહેરી

ઉપરની ધર્મશાળાની સામે અને પોળદરવાળાની ધર્મશાળાના છેડે દક્ષિણભાગમાં થડમાં ઘુમટબંધ ઠા૦ ગોકા ડુંગરસીવાળા ઠકર દયાળજીના માતાજી સવત ૧૮૯૪ માગશર વદમાં સતી થયાં તેની દેરી છે તેમાં પાળીઆમાં કોતરેલી સતીની ઉભી મૂર્તિ છે

## ગંધર્વેશ્વર મહાદેવ.

ઉપરની પોળદરવાળાની ધર્મશાળાની પાછલા ભાગમાંજ ધર્મશાળામાંજ દક્ષિણાભિમુખના મંદિરમાં સતીના દેરીની ઉત્તરે ગંધર્વેશ્વરનામે પુરાણ પ્રસિદ્ધ જળાધારીવાળું મોટું શિવલિંગ છે, તેની ઉપર સુંદર અગાસીછે આ દેરીનો દરવાજો અગાઉ પૂર્વાભિમુખે હોવો જોઇએ આવાં ઘણાં જુનાં દેવોનાં મંદીરોનાં અસ્તવ્યસ્ત મુખો તેની ઉપર થયેલા વિધર્મીઓના આક્રમણોને આભારી છે.

પુરાણમાં આ ગંધર્વેશ્વરને સિધ્ધેશ્વરથી ઉત્તરે ૨૦ હાથ છેટે કહ્યું છે તેને ગંધર્વોએ સ્થાપેલા છે. સ્નાન કરી તેનું પૂજન કરવાથી સર્વ કામના પૂરી થાય છે અને કંઠ સારો રહે છે. આનું માહાત્મ્ય આ પુસ્તકના પૃ. ૩૩ અ. ૩૦૨ માં છે, આ શિવલિંગ કાઢીને ધર્મશાળાનો એક દરવાજો કરવાની ઇચ્છા કરનારા અનેક કારીગરોને ઝાડા પીશાબ છુટીપડેલા જેથી તેજ સ્થિતિમાં રાખી ઉપર દેરી બંધાવી દીધી છે.

## નવાબંદરવાળાની ધર્મશાળા.

સતીની દેરીની સામે હાલ દેલવાડાનિવાસી નવાબંદરવાળા ની મોટી ધર્મશાળા છે તેના પ્રવેશદ્વારના ડેલા ઉપર નીચે મુજબનો શિલાલેખ છે:–

"આ એ ધર્મશાળા દેલવાડાના ગ્હીશ કીકાણી મહેતા રણછોડદાસ હંસરાજ તથા અમીદાસ હંસરાજ જ્ઞાતિ કપોળ વાણીઆએ પોતાનાં મરહુમ પિતાજી હંસરાજ રૂગનાથ તથા કાકા વાઘજી રૂગનાથ તથા માતુશ્રી વજીબા તથા ભાઇ જુઠાભાઇના સ્મરણાર્થે બંધાવી છે. સંવત ૧૯૭૩ ના મહા વદી ૧૦ શનીવાર તા ૧૭ ફેબ્રુઆરી ૧૯૧૭.

આ ધર્મશાળાની પશ્ચિમે રાંદલમાતાનું દહેરૂં છે દક્ષિણે મહાપ્રભુજીની બેઠક છે. પૂર્વમાં ખુણા ઉપર તપેશ્વરનું દહેરૂ છે. ધર્મશાળામાં નૈઋત ખુણામાં દેરીવાળું એક શિવલિંગછે. ધર્મશાળામાં ૧ રખેવાળ રહે છે તેમાં ગાદલાં ગોદડા અને વાસણોની તથા ઉતરવાની સારી સગવડ છે, અંદર એક કુવો છે, રચના અને દેખરેખ સારી છે અને ખર્ચ પણ સારો કર્યો છે. આ ધર્મશાળામાં સવંત ૧૯૯૧ ના વૈશાખ સુદી ૧૦ થી ૧૪ સુધી આ પુસ્તકના લખક શાસ્ત્રી રેવાશંકર મેઘજી તરફથી એક તથા બીજો સંવત ૧૯૯૨ ના વૈશાખ સુદી ૫ થી ૯ સુધી ભટ વલ્લભરામ જગદીશ દેલવાડાવાળા તરફથી એમ બે મહારૂદ્રયાગો ઘણી ધામધુમથી વિધિપૂર્વક થયા હતા

## પોરબંદરવાળાની ધર્મશાળા

આ ધર્મશાળા દીવવાળાની ધર્મશાળાની સામે પશ્ચિમાભિમુખે છે, પોરબંદરવાળા કુરજી પ્રાગજીની વિધવા બાઇ પ્રેમકોરે સંવત ૧૯૫૩ ના શ્રાવણ સુદી ૧૨ ને સોમવારે એ ધર્મશાળા પૂરી કય નો ભીંત ઉપર ઉતરાભિમુખે એક શિલાલેખ છે, આ ધર્મશાળા જૂની હોઇ છેટ સતીની દેરી સુધી લાંબી મોટી છે તેમાં પથારી પાગરણ અને ૩૦-૪૦ માણુસની રસોઇ થાય તેવી સગવડ છે તેનો વહીવટ કરનાર દીવવાળા શેઠ રામચંદ જીવણદાસવાળા કરે છે, ચણામમરાનું સદાવ્રત ગમે તેટલાને માણસ દીઠ ૧ પાલીના આસરે અપાય છે.

## બીજાકેટલાએક દેવોની મૂર્તિવાળી દેરીઓ

ઉપરની ધર્મશાળાની પશ્ચિમ ભીંતની શરૂઆતથી ૧ લી શિખરબંધ દેરીમાં દક્ષિણાભિમુખની ૧ પુરુષ ઉંચી હનુમાનજીની એક મૂર્તિ છે. તેની પશ્ચિમાભિમુખે શંખ, ચક્ર, ગદા, પદ્મધારી અઢી હાય ઉંચી ઉભેલી એક માધવ ભગવાનની સુંદર મૂર્તિ છે, તેના ચરણુને બેઉ પડખે બે જય વિજય જેવી નાની મૂર્તિઓ છે ફરતે પરિધિમાં આસરે ૧૨ મુર્તિઓ છે. હાથો ખંડિત છે છતાં ઉપલા બે હાથમાં ગદા અને ચક્ર સ્પષ્ટ દેખાય છે, મૂર્તિમાં ગળા પાંસે બે

કટકા થયા છતાં ઉપર જોડેલી હોવાથી આખું સ્વરૂપ દેખાય છે તેના ચરણ પાંસે જમીનમાં છુટી પાદુકાઓ પધરાવેલી છે.

આ દેરીની દક્ષિણ દિશા તરફની બીજી દેરીમાં એક હાથ ઉંચું ઓંકારેશ્વરનું એક શિવલિંગ અને ખંડિત નન્દી છે દેરી ઉપર અગાશી છે તેની દક્ષિણમાં ૪ હાથ મુકીને અગાશી વાળી દેરીમાં ખંડિત શિવલિંગ અને ખંડિત નંદી છે અને ત્રાજી એક ભગવાનના જેવી ખંડિત મૂર્તિ છે આ દેરીની દક્ષિણમાં ધર્મશાળાનો ભીંત આગળ ચરણ પાદુકા જડેલી છે, આ ત્રણે દેરી પશ્ચિમાભિમુખે દીવની ધર્મશાળાની સામે છે. તે પછી પોરબંદરવાળાની ધર્મશાળાનો બાકીનો ભાગ છે આ ધર્મશાળામાં સંભાળ રાખનાર પગારદાર ડાહ્યાલાલ ગોવન્દજી નામે સુપાત્ર બ્રાહ્મણ કુટુંબ સાથે હાલ રહે છે.

## શ્રીતપેશ્વર મહાદેવ.

નરસિંહજીના ઉત્તર ભાગમાં ૧૦૦ હાથ છેટે નવાબંદર વાળાની ધર્મશાળાની પૂર્વમાં ખુણામાં પૂર્વાભિમુખે ઉરગેશ્વરની પાસે ઉપરથી ખુલ્લું ચમત્કારિક તપેશ્વરનું જાળીવાળું ૧ દેવળ છે તેને શિખરબંધ દેવળ બાંધવા તેમની આગળ ઘણા ભક્ત લોકોએ બે ત્રણ વાર ચિઠ્ઠીઓ નાખેલી પણ ના

આવેલી છે તેથી તેમની ઉપર સદાય શીતોષ્ણ રહ્યા કરે છે. અંદર ૧ મોટું તપેશ્વરનું શિવલિંગ છે પાસે એક ખંડિત મૂર્તિ છે. અને બહાર ગામથી ઘણા લોકો તેની માનતાએ આવે છે અહીં દીપદાન કરી આ મહાદેવનું પૂજન અને દર્શન કરવાથી સર્વ પાપોનો નાશ થાય છે સનત્કુમારોએ આ સ્થળે સુવર્ણકમળથી પૂજા કરી તપસ્વીઓને જ્ઞાન આપ્યું હતું. જ્ઞાનીઓને વિધિથી તેનું પૂજન કરવાથી ઉત્તમજ્ઞાન પ્રાપ્ત થાય છે. અને જ્ઞાનથી મોક્ષ મળે છે.

## ગુપ્તપ્રયાગમાં રાંદલ માતાનું શિખરબંધ દેવળ તથા બીજું કુશેશ્વરનું પ્રાચીન દેવળ.

શ્રીમહાપ્રભુજીની બેઠકની સામે પશ્ચિમ ઉત્તર વચ્ચે શિખરબંધ દેવળમાં રાંદલ માતાની જોડા જોડ બે બહેનોનાં સ્વરૂપ એકજ પત્થર ઉપર છે. બાજુના પત્થરમાં ત્રિશૂલ છે બીજી તરફ માતાની અને ગણેશની મૂર્તિઓ છે. રાંદલના મંદીરની જમણી તરફ થડમાંજ ભોંયરામાં ઉપર અગાસીવાળું કુશેશ્વર મહાદેવનું લિંગ છે, ગોખલામાં પાર્વતીજીની મૂર્તિ છે. આ બંને મંદીરો ઘણાં જુનાં છે, પૂર્વે કુશેશ્વરનું દેવળ (શિખરબંધ) હોવું જોઇએ. રાંદલનું દેવળ શિખરબંધ છે. ફરતી પ્રદક્ષિણા કરવાની જગ્યા છે આ બંને દેવળો નવાબંદરવાળા ગિરધર ધર્મશાળાની પાછળ બરાબર અડોઅડ છે.

આને કોઇ કુંડેશ્વરીનું દેવળ પણ કહે છે. ત્યાંથી ચાર ધનુષ છેટે પાછળના ભાગમાં શંખોદક નામે કુંડ છે તેને કોઇ રાંદલ માતામાના કુંડ નામે કહે છે તેમાં સ્નાન કરી આ રાંદલ માતાનું અને મહાદેવનું પૂજન કરનારના સર્વ પાપોનો નાશ થાય છે માઘ સુદી ત્રીજે જે નરનારી વિધિ પૂર્વક પૂજન કરે છે અને ગોરણી તથા દંપતીનું પૂજન કરી સૌભાગ્ય ચિન્હો આપી જમાડે છે તેનું જોડું અખંડ રહે અને તે સ્ત્રી પુરૂષમાં નિત્ય સંપ રહે છે, આ રાંદલ માતાના દેવળનો જીર્ણોદ્ધાર સંવત ૧૯૯૩ની સાલમાં હીવવાળા શેઠ વિઠલદાસ દામોદરદાસ તથા શેઠ કલ્યાણચન્દ હીરાચંદે રૂા. ૧૫૦૦) આશરેનો ખર્ચ કરી કરાવ્યો છે પાછળ સુંદર બગીચો બનાવ્યો છે અને ત્યાં એક કોઇ બ્રહ્મચારી પૂજા કરે છે. હાલ તે જગ્યા અને દેવળ તદન નવા જેવાં દેખાય છે.

## ઉરગેશ્વર અથવા ઉત્તરેશ્વર મહાદેવ.

આ મહાદેવને ગંધર્વેશ્વરથી પશ્ચિમ ભાગમાં ૧૨ હાથ છેટે લખ્યા છે તેનું શેષાદિ નાગોએ સ્થાપન કરેલું છે તેનું પૂજન કરનારને મરણ સુધી ઝેર ચડતું નથી અને સર્પો પ્રસન્ન રહી તેને કરડતા નથી, આ મહાદેવ ક્યાં છે તે ચોક્કસ કહી શકાતું નથી, ગંધર્વેશ્વરની બાજુમાં ક્યાંય હોવા જોઇએ. તેનું માહાત્મ્ય આ પુસ્તકના પૃ. ૩૪થી ૩૫ માં અ. ૩૦૩. માં છે મારૂં માનવું એવું છે કે વૃદ્ધ બ્રહ્માની મૂર્તિની બાજુમાં ઉરગેશ્વરનું જે સ્થાન છે તે હોવું જોઇએ

## "ગુપ્તપ્રયાગમાં આવેલા વૃદ્ધ બ્રહ્માનું સ્થાન"

ततो गच्छेन्महादेवि श्रीब्रह्माणमनुत्तमम् ।
तस्यैव पश्चिमे भागे नातिदूर व्यवस्थितम् ॥

શંકર પાર્વતીને કહે છે કે હે દેવી ! તે ઉરગેશ્વરના પશ્ચિમ ભાગમાં થોડે છેટે રહેલા ઉત્તમોત્તમ દેવ બ્રહ્માની યાત્રા માટે જવું તે બ્રહ્માનું માહાત્મ્ય હું તમને કહું છું તે તમે એક ચિત્તથી શ્રવણ કરો, આ બ્રહ્માનું માહાત્મ્ય સાંભળવાથી સર્વ પાપોનો નાશ થાય છે કેમકે બ્રહ્મા સમાન બીજો દેવ કે ગુરૂ કોઇ નથી, બ્રહ્મા સમાન જ્ઞાન કે તપ નથી જ્યાં સુધી પિતામહ (બ્રહ્મા) ને વિષે ભક્તિ થઇ નથી ત્યા સુધી જગતમાં ભ્રમણાજ કહેવાય છે.

પાર્વતી શંકરને પૂછે છે કે હે ભગવન્! પ્રભાસ-ક્ષેત્રમાં એવા ઉત્તમ માહાત્મ્યવાળા બ્રહ્મા કઇ જગ્યાએ રહેલા છે. અને તે કયારે કયા કારણસર આવ્યા હતા અને તેમની કઈ તિથિએ પૂજા કરવી તે સઘળું આપ વિસ્તારથી કહો ત્યારે શંકર કહે છે કે હે દેવી! ઉરગેશ્વરની પાસે અને સિધ્ધેશ્વરના પશ્ચિમ ભાગમાં બ્રહ્માનો જાણે બીજો બ્રહ્મ લોક હોયને ? એવું પરમ સ્થાન આ ક્ષેત્રના ગુપ્તપ્રયાગમાં પ્રત્યક્ષ જણાય છે. અને ત્યાં બ્રહ્માજી વૃદ્ધ મૂર્તિરૂપે હાલ

પ્રત્યક્ષ બિરાજે છે, જ્યારે બ્રહ્માજી આઠ વર્ષના હતા ત્યારે આ પ્રભાસક્ષેત્રના બ્રહ્મભાગના ઉન્નતપુરમાં જઇને રહ્યા તે પછી ગુપ્તપ્રયાગમાં પધાર્યા અને તેણે સૃષ્ટિ રચના માટે શૃગાલેશ્વર મહાદેવની સ્થાપના કરી ઘોર એવું તપ કર્યું અને તે તપ કરતાં બ્રહ્માના એંશી વર્ષ ચાલ્યાં ગયાં, બ્રહ્મા તપના પ્રભાવથી સિદ્ધિને પામ્યા છે આવી રીતે પ્રભાસમાં રહેતા બ્રહ્માને લાખો વર્ષો થઇ ગયાં છે તેમની પૂજા કરી સાષ્ટાંગ પ્રણામ કરવા અને તે પછી મારા લિંગોની પૂજા કરવી આ બ્રહ્માજીએ ચંદ્રમાના હાથથી પ્રથમ સોમનાથની સ્થાપના કરેલી છે તે દિવસ પ્રભાસક્ષેત્રમાં રહેતા બ્રહ્માનું એક પૂર્વાર્ધ (૫૦ વર્ષ) ગયું છે હાલ બીજા પરાર્ધ (૫૧ મા વર્ષ) ની પહેલી તિથિ ચાલે છે, યાત્રાના ફલેચ્છુએ પ્રથમ બ્રહ્માની પૂજા કરીને પછી મારી પૂજા કરવી જે બ્રહ્માની પૂજા કરે છે તેણે મારી પૂજા કરી એમ માનું છું, જે તેનો દ્વેષ કરે છે તેને મારો દ્વેષી સમજવો, બ્રહ્માના પૂજનથી વિષ્ણુની અને મારી પૂજા થાય છે અને વિષ્ણુની પૂજાથી મારી પૂજા કરી કહેવાય છે તેમ મારી પૂજાથી વિષ્ણુની પૂજા કરી કહેવાય છે, રજોરૂપ બ્રહ્માનું, સત્વરૂપ વિષ્ણુનું અને તમોરૂપ મારૂં કહેવાય છે, વાયુ, બ્રહ્મા, અગ્નિ રૂદ્ર અને જળ એ વિષ્ણુનું રૂપ કહેવાય છે.

રાત્રિરૂપ વિષ્ણુ, દિવસનું રૂપ હું અને સંધ્યાનું રૂપ વિધિ, ઉષ્ણકાળ રૂદ્ર, વર્ષાકાળ વિધિ, અને શીતકાળ વિષ્ણુ, દક્ષિણાગ્નિ રૂદ્ર, ગાર્હપત્ય વિષ્ણુ અને આહવનીય વિધિ એમ સર્વ વસ્તુમાં ત્રણ દેવો રહેલા છે, હું લિંગરૂપે રહેલો છું, વિષ્ણુ ભગરૂપે અને બીજ રૂપે વિધિ છે તેમ પંચમહાભૂતમાં પણ ત્રણે દેવો રહેલા છે, જેમ નાભિમધ્યમાં વિધિ, હૃદયાન્તરમાં વિષ્ણુ તેમ સર્વ પ્રાણીઓના ચક્ષુની મધ્યમાં હું રહેલો છું, જે હું છું તેજ વિધિ છે અને જે બ્રહ્મા છે તેજ હું છું, અગ્નિરૂપ બ્રહ્મા છે, વિષ્ણુ ચન્દ્રમા રૂપ છે અને જે કાળ તે હું છું. બ્રહ્મા તેજ રૂપ, ભગવાન ભાસ્કર રૂપ, એમ શક્તિત્રય પણ તેજ ત્રણ દેવનું રૂપ છે, ઓંકાર છે તે પરબ્રહ્મરૂપ છે. ગાયત્રી છે તે પરમ પ્રકૃતિ રૂપ છે, અને જે ઓંકાર અને ગાયત્રીને જે જાણે છે તે મુક્તિને પામે છે, હે દેવી! જે કોઇ અદ્વૈતરૂપે પરમ અક્ષરને જાણે છે તેજ સર્વ જાણે છે. પરમેશ્વર પરમ બ્રહ્મનું એકજ રૂપ છે ફક્ત તેના કાર્યના વિભાગથી જુદા જુદા નામો કહેવાય છે, જે કોઈ ત્રણેયનો દ્વેષ કરે છે તે બ્રહ્માનો દ્વેષી કહેવાય છે, મારા દક્ષિણાંગના ભાગમાં બ્રહ્મા રહે છે અને તેના વામાંગના ભાગમાં વિષ્ણુ રહ્યા છે, જે બ્રહ્મા અને વિષ્ણુનો દ્વેષ કરે છે તે મારો દ્વેષ કરે છે, હે દેવી! જે કોઇ અભિન્નપણાથી વિધિ, વિષ્ણુ અને રૂદ્રને એક રૂપે ગણી પૂજન કરે છે તે મોક્ષ પામે છે.

एवं ज्ञात्वा वरारोहे अभिन्नेनान्तरात्मना ।
ब्रह्माणं केशवं रुद्रं एकरूपेण पूजयेत् ॥

આ શુભ પ્રયાગમાં બ્રહ્માએ યોગ તપ કરીને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી હતી તેથી તેમનાં વૃદ્ધમૂર્તિ રૂપે દર્શન થાય છે, હાલ એ સ્થળ ઉરગેશ્વરની પાસે અને સિદ્ધેશ્વરની પશ્ચિમ દિશા તરફ તથા સૃગાલેશ્વરની દક્ષિણમાં છે, તેના પૂર્વમાં શેષશાયી વિષ્ણુ—માધવની જૂની નવી બે મૂર્તિ છે.

આઠ વર્ષના બ્રહ્માની મૂર્તિ ઉનામાં છે. પ્રભાસખંડના માહાત્મ્યમાં આનું વિસ્તારથી વર્ણન કર્યું છે

(આ વૃદ્ધબ્રહ્માની મૂર્તિ હાલ ખંડિત હાલતમાં છે તેની પુનઃપ્રતિષ્ઠા કરવાની ખાસ જરૂર છે.) આ બ્રહ્માની મૂર્તિ દીવવાળાની ધર્મશાળાના નીચેના ભાગમાં છે તેને ચતુર્મુખ અને ચાર હાથ છે ઉપલો જમણો હાથ કમળવાળો છે બાકીના ત્રણ ભુજનાં કાંડાં ખંડિત છે, પ્રતિમા ૪, ૨ ની ઉભી છે ચરણ આગળ બે બાજુ બે સુંદર હંસો છે મૂર્તિ મુખારવિન્દમાં પણ થોડી ખંડિત થયેલી છે, હિંદુસ્થાનમાં બ્રહ્માની મૂર્તિઓ બહુજ ઓછી જોવામાં આવે છે આધપુષ્કર (આદપોકાર) ખેડબ્રહ્મા, પુંષ્કરરાજ વગેરે પ્રસિદ્ધ સ્થળે તેની મૂર્તિ છે. શુભપ્રયાગમાં બ્રહ્માએ વૃદ્ધાવસ્થા સુધી તપ કર્યાં અને વૃદ્ધ મૂર્તિના સ્વરૂપે તેમના દર્શન થાય છે.

# સદાશિવનું પ્રાતઃ સ્મરણ,

( ભૈરવી ગઝલ. )

સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હો તો ઐસે હો.
હરે સબ દુઃખ ભક્તનકે, દયા કર હો તો ઐસે હો...ટેક૦
શિખર કૈલાસકે ઉપર, કલ્પતરૂવોંકી છાયામેં,
રમે નિત સંગ ગિરિજાકે, રમણધર હો તો ઐસે હો....સદા૦ ૧
શીશપર ગંગકી ધારા, સુહાવે ભાલમેં લોચન,
કલા મસ્તકમેં ચંદ્રનકી, મનોહર હો તો ઐસે હો....સદા૦ ૨
ભયંકર ઝહર જબ નીકલા, ક્ષીર સાગરકે મંથનસે
ધરા સબ કંઠમેં પી કર, વિષધર હો તો ઐસે હો....સદા૦ ૩
શિરોંકો કાટકર અપને, કિયા જબ હોમ રાવણને
દિયા સબ રાજ્ય દુનીયાકા, દીલાવર હોતો ઐસે હો....સદા૦ ૪
કીયા નંદીને જો વનમેં, કઠિન તપ કાલકે ડરસે,
બનાયા ખાસ ગણ અપના, અમરકર હો તો ઐસે હો....સદા૦ ૫
બનાયે બીચ સાગરમેં, તીન પુર દૈત્યસેનાને,
ઉડાયે એકહી શરસેં, ત્રિપુરહર હો તો ઐસે હો....સદા૦ ૬
દક્ષકે યજ્ઞમેં જાકર, તજી જબ દેહ ગિરિજાને
કીયા સબ ધ્વંસ પલભરમેં, ભયંકર હો તો ઐસે હો સદા૦ ૭
દેવ નર દૈત્ય ગણ સારે, જપે નિત નામ શંકરકા,
વો બ્રહ્માનંદ દુનિયામેં, ઉજાગર હો તો ઐસે હો ...સદા૦ ૮

## શ્રી ગુપ્તપ્રયાગની ગરબી

( રાગ. ઓધા જાણે તેને તો આપણે જાણીએ....)

રે સુંદીર શોભા વખાણું ગુપ્તપ્રયાગની........ટેક,
રે ત્યાં દર્શનમાં મનડ્યો કયાંઇ માય નહીરે સુંદીર૦

„ રે સાત કુંડને લીલી લત્તાઓ શોભતી,
„ રે ત્યાં શંકરની દેરી ઘણી ઓપતીરે......સું૦

„ રે કુંડ કાંઠે તે પારશ પીપળો,
„ રે ત્યાં સાક્ષાત્ પ્રભુનાં દરશન કરોરે........સું૦

„ રે મહાપ્રભુજી ત્યાં રે બીરાજતા,
„ રે ત્યાં વૈષ્ણવજન જાત્રાએ આવતારે.......સું૦

„ રે કુંડ કાંઠે તે પ્રાગરામ પોઢીયા,
„ રે શંખ ચક્ર શેષનાગની કીધી શૈયારે.......સું૦

„ રે ગંગા યમુનાના કુંડ સોહામણા.
„ રે ત્યાં કુદરતે રાખી નથી કંઇ મણારે........સું૦

„ રે દેવ દેવી નાવાને નીત આવતાં,
„ રે સાત કુંડ જોઇ મનમાં રાજી થતાં રે........સું૦

,, રે વટસાવિત્રીના વડ ત્યાં શોભે અતી.
,, રે ઘણી સતિયો પૂજનમાં ભેળા થતીરે........સું૦

,, રે શેઠ શાહુકારો જાત્રાએ આવતા,
,, રે તેને પ્રાગરાય પરચો આપતારે........સું૦

,, રે લીલી ઝાડીમાં સુંદર ધામ છે,
,, રે ત્યાં સાધુ બ્રાહ્મણુનો વિશ્રામ છે રે.......સું૦

,, રે પ્રભુ ઉના-દેલવાડાની દક્ષિણે બીરાજતા,
,, રે ભક્ત જનોના ભવ દુઃખ કાપતા રે.......સું૦

,, રે હિન્દુ ધર્મનું એ મુખ્ય મોટું ધામ છે,
,, રે એની ખ્યાતી દુનીયામાં ગામોગામ છે રે......સું૦

,, રે હોંશ જોવાની હોય તે આજે જજો.
,, રે રૂડાં દરશન કરીને પાવન થજો રે......સું૦

માસ્તર મોહન ઊનાવાળા.

## ॥ અથ શિવાર્તિઃ ॥

ૐ જયગંગાધરહર, શિવજયગિરિજાધીશ ॥ શિવ૦ ॥
ત્વં માં પાલય નિત્યં કૃપયા જગદીશ ॥ ૐ હરહરહરમહાદેવ ॥૧॥

કૈલાસે ગિરિશિખરે કલ્પદ્રુમવિપિને ॥ શિવ૦ ॥
ગુંજતિ મધુકરપુંજે કુંજવને ગહને ॥ ૐ હરહર૦ ॥૨॥

કોકિલ કુંજતિ ખેલતિ હંસાવન લલિતા ॥ શિવ૦ ॥
રચયતિ કલાકલાપં નૃત્યતિ મુદસહિતા ॥ ૐ હરહર ॥૩॥

તસ્મિન્ લલિતસુદેશે શાલા મણિરચિતા ॥ શિવ૦ ॥
તન્મધ્યે હરનિકટે ગૌરી મુદસહિતા ॥ ૐ હરહર૦ ॥૪॥

ક્રીડાં રચયતિ ભૂષાં રંજિત નિજમીશં શિવ૦ ॥
બ્રહ્માદિક સુરસેવિત પ્રણમતિ તે શીર્ષં ॥ ૐ હરહર ॥૫॥

વિબુધવધૂ બહુ નૃત્યતિ હૃદયે મુદસહિતા ॥ શિવ૦ ॥
કિન્નરગાનં કુરૂતે સપ્તસ્વરસહિતા ॥ ૐ હરહર૦ ॥૬॥

સુંદરજટાકલાપં પાવકયુતભાલં ॥ શિવ૦ ॥
ડમરૂત્રિશૂલપિનાકં કરધૃત મ્રતપાલં ॥ ૐ હરહર૦ ॥૭॥

શંખનિનાદં કૃત્વા ઝલ્લરિ નાદયતે ॥ શિવ૦ ॥
નીરાજયતે બ્રહ્મા વેદઋચાં પઠતે ॥ ૐ હરહર૦ ॥૮॥

ઇતિ મૃદુ ચરણસરોજે હૃદકમલે ધૃત્વા ॥ શિવ૦ ॥
અવલોકયતિ મહેશં ઇશ અભિનત્વા ॥ ॐ હરહર૦ ॥૯॥

રૂંઢરચિતઉરમાલા પન્નગમુપવીતં ॥ શિવ૦ ॥
વામવિભાગે ગિરિજા રૂપં અતિલલિતં ॥ ॐ હરહર૦ ॥૧૦॥

સકલશરીરે મનસિજ કૃ૧ભસ્માભરણં ॥ શિવ૦ ॥
ઇતિ વૃષભધ્વજરૂપં તાપત્રયહરણં ॥ ॐ હરહર૦ ॥૧૧॥

ધ્યાનં આરતિસમયે હૃદયે ઇતિ કૃત્વા ॥ શિવ૦ ॥
રામં ત્રિજટાનાથં ઇશં અભિનત્વા ॥ ॐ હરહર૦ ॥૧૨॥

સંગીતમેવં પ્રતિદિન પઠનં યઃ કુરુતે ॥ શિ૦ ॥
શિવસાયુજ્યં ગચ્છતિ ભકત્યા યઃ શૃણુતે ॥ ॐ હરહર૦ ॥૧૩॥

॥ ઇતિ શિવાર્તિઃ ॥

## શેખપરમાં રત્નેશ્વર મહાદેવ

ગુપ્તપ્રયાગના રાંદલ માતાનાં દક્ષિણ ભાગમાં ૭૫ 'ધનુષ (૩૦૦ હાથ) છેટે ઉત્તમ એવા શ્રીરત્નેશ્વર નામે મહાદેવ છે, રાંદલમાતાના દેવળથી પાશ્ચમ તરફ શેખપુરનામે પુરાતની શહેર હતું જેનાં ખંડેરો ત્યાં હાલ જોવામાં આવે છે તેમાં આ રત્નેશ્વરનું ખંડિત ભવ્ય શિવલિંગ છે તે પણ ઉપરથી ખુલ્લું છે તેનું શિખરબંધ દેવળ બાંધવા ઘણા ભક્તોએ રજા માંગી પણ રજા મળી નહી જેથી ખુલ્લું આ દેવળ છે આ મહાદેવનું પૂજન કરવાથી પોતાના અનેક ભક્તોને પ્રસન્ન થઇ સ્વપ્ના દ્વારા મહાદેવે દ્રવ્ય આપેલાં છે, આ રત્નેશ્વરનું શિવલિંગ શ્રીવિષ્ણુએ સ્થાપેલું છે, પાંસે વિષ્ણુની મૂર્તિ પણ છે, શ્રવણ નક્ષત્રવાળી દશમીના યોગે જે કોઈ અહિં આવીને તેનું વિધિથી પુજન કરે છે ત સાત જન્મો સુધી લક્ષ્મીવાન્ થાય છે આ સ્થળ સુદર્શન નામે વૈષ્ણવ ક્ષેત્ર કહેવાય છે અને તે ૩૬ ધનુષમાં ચોતરફ પરિમંડળ વાળું છે- તેટલી જમીનમાં જે કોઇ પ્રાણ ત્યાગ કરે છે તે વિષ્ણુપદને પામે છે, આ સ્થળે કાંચનનો ગરૂડ, પીતાંબરનું દાન અને શ્રીમદ્ભાગવતનો પાઠ વગેરે શ્રી વિષ્ણુના ઉદેશથી જે કરે છે તેને અનન્ત ફ્લ મળે છે. આવું ઉત્તમ ક્ષેત્ર જોઇને ગરૂડ પણ પોતાના નામથી વૈનતેયેશ્વર નામનો શિવલિંગની પ્રતિષ્ઠા કરી હતી જોકે આ મહાદેવ હાલમાં ત્યાં છે નહી તથા શહેર પણ ઉજડ થઇ ગયું છે હાલમાં રત્નેશ્વર સિવાય બીજુ કાંઇ જોવામાં આવતું નથી પરંતુ તેની બાજુમાં એક નાનું શિવલિંગ છે.

## શ્રી ગુપ્તપ્રયાગમાં સંવત ૧૫૧૨ માં ભકતરાજ નરસિંહ મહેતાનું પધારવું.

શ્રીદામોદરરાયજી સંવત ૧૫૧૨ માં જૂનાગઢમાં મહેતાજીને હાર આપી જૂનાગઢથી સવા પ્રહરમાં મહેતાજી જોડે અહીં ગુપ્તપ્રયાગમા જ્યાં યમુનાજીનો કુંડ છે ત્યાં પધાર્યા, અને તે વખતે ઉનાના વહીવટ ચલાવનાર મુખ્ય વહીવટદારને સ્વપ્નું દીધું કે મારે ઉનામા પધારવું છે તેથી તેઓએ તેમને ઉનામાં લાવી પધરાવ્યા અર્થાત્ ભક્તરાજ નરસિંહ મહેતા પણ આ ગુપ્તપ્રયાગમાં પધાર્યા હતા,

## શુદ્ધાદ્વૈત–પુષ્ટિમાર્ગના સ્થાપક શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીની સંવત ૧૫૬૬ ની સાલની ગુપ્તપ્રયાગની ૬૭ મી બેઠક.

મહાપ્રભુજીની ૮૪ બેઠકોમાં ગુપ્તપ્રયાગમાં ૬૭ મી બેઠકનુ સ્થાન ઘણું સુન્દર છે. આ સ્થળ ગુપ્તપ્રયાગ અને સિધ્ધેશ્વર મહાદેવની દક્ષિણમાં તેનાથી ૨૮ ધનુષ (૧૧૨) હાથ છેટે છે, શ્રી મહાપ્રભુજી ત્રીજી વખતની ભારતની યાત્રાએ નીકળ્યા ત્યારે પ્રભાસ ક્ષેત્રમાં માધવ પ્રાચી અને

કોડીનાર થઇ સંવત ૧૫૬૬ માં ગુપ્તપ્રયાગમાં આવી શ્રીમદ્ભાગવતની પારાયણ કરી આ બેઠક સ્થાપી છે, આ બેઠક છોકર-શમીના ઝાડ નીચે છે.

૮૪ બેઠક ચરિત્રના પૃ. ૨૦૩ માં ગુપ્તપ્રયાગની બેઠક ૬૭ મીનું નીચે મુજબ વ્રજભાષામાં વર્ણન છે તેનો ગુજરાતી અનુવાદ નીચે પ્રમાણે છે:-

"શ્રી આચાર્યજી મહાપ્રભુજીની બેઠક માધવ સરસ્વતી ઉપર છે ત્યાં આપે સ્નાન કરી પછી શ્રી માધવરાયજીનાં દર્શન કરી આપ મૂલદ્વારકા (કોડીનારથી બે ગાઉ છેટે) પધાર્યા, અને ત્યાંથી ગુપ્તપ્રયાગ પધાર્યા, ત્યાં પ્રયાગના કુંડ ઉપર ? છોકર (સમડીના ઝાડ)ની નીચે બીરાજ્યા, અને દામોદરદાસજીને આજ્ઞા કરી જે सारस्वतकल्पनें मुक्त प्रयाग राजतीर्थ एहाँ हते यहां श्रीगंगा यमुना कुंड है। તે પછી આપે પ્રયાગરાજમાં સ્નાન કરી પોતાની બેઠકમાં પધાર્યા, બીજે દીવસે સવારે આપે જ્યારે શ્રીમદ્ભાગવતની પારાયણનો આરંભ કર્યો ત્યારે એક (જાગેશ્વર) બ્રાહ્મણે આવી સાષ્ટાંગ દંડવત કરીને વિનંતિ કરી જે મહારાજ હું ઘણા દિવસોથી આપનું ભજન સ્મરણ કરતો હતો તે બધા દિવસની ફલસિદ્ધિ આજ થઇ છે. ત્યારે મહાપ્રભુજીએ કહ્યું જે પહેલાં તું કયાં રહેતો હતો અને અહીં કયારનો આવ્યો

છે ? ત્યારે તે બ્રાહ્મણે વિનન્તિ કરી જે મહારાજ હું પહેલાં પુંઢરપુરમાં રહેતો હતો, મેં ત્યારથીજ મ્હારા મનમાં વિચાર કર્યો હતો કે સર્વ શાસ્ત્રોમાં મુખ્ય શ્રીમદ્ભાગવત છે, તેથી હું તેનો હમેશાં પાઠ કરતો હતો જ્યારે શ્રીવિઠ્ઠલનાથજી પ્રસન્ન થયા અને આજ્ઞા કરી જે તું વરદાન માગ, ત્યારે મેં એ વરદાન માંગ્યું કે મને વ્રજલીલાનું દર્શન થાય એમ માગ્યું. ત્યારે આપે આજ્ઞા કરી કે તેં એવું વરદાન માંગ્યું છે કે કોઈથી ન દેવાય, પરન્તુ મારૂં વરદાન ખાલી નહી જશે માટે પ્રભાસક્ષેત્રની પાંસે ગુપ્તપ્રયાગ છે ત્યાં તું જઇને બેસ, થોડા દિવસમાં શ્રી પૂર્ણ પુરુષોત્તમનો અવતાર થશે તતું નામ જગતમાં શ્રી વલ્લભાચાર્યજી તરીકે પ્રસિદ્ધ થશે તેઓ પૃથ્વી પરિક્રમાને બ્હાને સર્વ તીર્થોને સનાથ કરશે, ત્યારે તારો મનોરથ પૂર્ણ કરશે, ત્યારે મેં વિનન્તિ કરી જે મહારાજ હું કેવી રીતે જાણીશ ! ત્યારે શ્રી વિઠ્ઠલનાથજીએ આજ્ઞા કરી જે "જે દિવસે શ્રી વલ્લભાચાર્યજી પધારશે તે દિને હું તુને ચેતાવીશ' હુ તે દિવસથી આપનું ભજન સ્મરણ કરતો હતો અને આજે મને શ્રી વિઠ્ઠલનાથજીએ જણાવ્યું કે "તું જેને માટે ભજન સ્મરણ કરે છે, તે શ્રી વલ્લભાચાર્યજી અહીં પધાર્યા છે, તેઓ તારો સર્વ મનોરથ પૂર્ણ કરશે." તેથી હું આપની પાંસે અહી આવ્યો છું તો મારી વિનન્તિ એ છે કે આપ મ્હારો ઉદ્ધાર કરો, ત્યારે શ્રી આચાર્યજીએ

આજ્ઞા કરી જે "તું પ્રયાગ કુંડમાં સ્નાન કરી આવ," જ્યારે તે બ્રાહ્મણ સ્નાન કરીને આવ્યો ત્યારે શ્રી આચાર્યજીએ તેનું નામ સંભળાવ્યું અને આજ્ઞા કરી જે આજથી આઠમે દિવસે તારૂં મૃત્યુ થશે અને શ્રી ગિરિરાજની તળેટીમાં તારો જન્મ થશે. ત્યાં ગોપીનાથદાસ ગોવાળ તારૂં નામ થશે ત્યારે શ્રીગુંસાઇજી તારો અંગીકાર કરીને શ્રી નાથજીની ગામોની સેવામાં રાખશે ત્યારે તને શ્રીનાથજી પોતે સર્વ લીલાઓનો અનુભવ કરાવશે એવી આચાર્યજીએ આજ્ઞા કરી ત્યારે તે બ્રાહ્મણે સાષ્ટાંગદંડવત કરીને કહ્યું જે निजेच्छातः करिष्यति તે પછી આપે સપ્તાહની સમાપ્તિ કરી ત્યારે મહા અલૌકિક આનન્દ થયો, અને તે બ્રાહ્મણ દંડવત કરીને પોતાના આશ્રમમાં ગયો, તે પછી તેનું મૃત્યું થયું તે પછી શ્રી આચાર્યજીએ પોતાના ચરણારવિન્દની રજદ્વારા ત્યાંનાં અનેક તામસી જીવોનો અંગીકાર કર્યો અને તે પછી આપે ગુપ્તપ્રયાગથી વિજય કરી ગુજરાતમાં તગડીમાં પધાર્યા' એવી રીતે श्रीगुप्त प्रयागनी બેઠકનું ચરિત્ર લખ્યું છે. એક વાર્તામાં અહીંથી પોરબંદર પધાર્યાનું લખ્યું છે, બીજે મતે આ બેઠકને ૪૮ મી કહી છે, આ તીર્થ અને ત્રિવેણી લાખો વર્ષ પૂર્વે થઇ ગયેલા સારસ્વત કલ્પનાં પ્રાચીન છે એમ મહાપ્રભુજીની બેઠક ચરિત્રની ઐતિહાસિક આ વાર્તા તેના સાક્ષીરૂપ છે.

તા. ૨૫ મી નવેમ્બર ૧૯૨૯ ના રોજે જુનાગઢ તાબાના ગુપ્ત પ્રયાગ તીર્થ માટે **સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ** કે ટી. સી આઇ ઇ ની આગેવાની હેઠળ જુનાગઢના દીવાનને મળવા આવેલ—

## હિન્દુ ડેપ્યુટેશનના સદ્‌ગૃહસ્થોનાં નામોઃ—

શેઠ સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ મુંબઇ
,, લાલજી નારણજી મુંબઇ
,, રાજબહાદુર નાનજીલાલ બસીલાલ મુંબઇ
,, હરિદાસ માધવદાસ જે પી દેલવાડા (જુનાગઢ)
,, જગજીવનદાસ ઉજમશી તલસાનીયા મુંબઇ
,, અમૃતલાલ ડી શેઠ (રાણપુર)
,, બલવંતરાય ગોપાળજી મહેતા (ભાવનગર)
,, આનંદપ્રિયજી આત્મારામજી માસ્તર (બગોદરા)
,, શિવદાસ ચાપશી ઠક્કર (?) (ઢોરાજી)
,, જાદવરાય મોતીચંદ નગરશેઠ ઉના (જુનાગઢ)
,, ભગવાનદાસ પ્રાગજી નગરશેઠ દેલવાડા (જુનાગઢ)
,, ડુંગરશી ચંદ હીરાચંદ દીવ (પોર્ટુગીઝ ઇન્ડીયા)
,, રઘુનાથજી જયશંકર ઉપાધ્યાય કોડીનાર (બરોડા)
,, છગનલાલ પ્રભુદાસ કોઠારી ઉના (જુનાગઢ)
,, જમનાદાસ હરિદાસ મહેતા દેલવાડા (જુનાગઢ)



તા.૨૫-૧૧-૧૯૨૯ માં ગુપ્તપ્રયાગમાં પધારેલા હિન્દુ ડેપ્યુટેશનના કેટલાક સદ્‌ગૃહસ્થો અને બીજાઓ.

## ગુપ્તપ્રયાગની બેઠકમાં ધ્વજારોપણ

ગુપ્તપ્રયાગની શ્રી મહાપ્રભુજીની બેઠકમાં સંવત ૧૯૩૫ માં વૈષ્ણુવ પરબતજીએ શ્રી નાથજીની ધ્વજા ચડાવી હતી. અને ત્યાર બાદ દેલવાડાનિવાસી કપોળવણિક સ્વ. પ્રાણજીવ-દાસ વિઠ્ઠલદાસે તથા સ્વ.કેસુરદાસ વિઠ્ઠલદાસે સંવત ૧૯૫૨ ની સાલમાં ધ્વજ મંડપ કર્યો હતો. તે વખતે મોટા પ્રમાણમાં ત્યાં વૈષ્ણુવ સમાજ ભેગો થયો હતો અને આસરે પંદર વીસ હજાર રૂપીઆનો ખર્ચ કર્યો હતો અને તે બન્ને ભાઈઓએ તથા તેમના ભાગીદાર દીવના રહીશ મોઢવણિક ભવાનીદાસ વલ્લભદાસે મળી ૨૦-૨૨ હજાર રૂપીયા ખર્ચી બેઠકનો જીર્ણોદ્ધાર કરાવી સુધારણા કરી સુશોભિત મંડપ વગેરે બનાવ્યું છે અને મહાપ્રભુજીને અર્પણ કર્યું છે, શ્રીમહાપ્રભુજીના બેઠકનો વહીવટ શ્રીદેલવાડાના વૈષ્ણુવો તરફથી કમિટિ કરે છે સેવા વગેરે માટે બે મુખીઆઓ રહે છે, સખડી રાજભોગ દીવવાળા વૈષ્ણુવો તરફથી થાય છે, અનસખડીનું કામ દેલવાડાના વૈષ્ણુવો તરફથી થાય છે, આવક જેટલો ખર્ચ છે, દીવેલીઆ તરીકે બેઠકની પાછળ ૧ વાડી છે, દેલ-વાડા અને દીવ તરફથી વારાફરતી દર વર્ષે બેઠકમાં અન્નકૂટ થાય છે અને આધિક માસમાં ઉનાના વૈષ્ણુવો તરફથી અન્નકૂટ થાય છે, શ્રીમહાપ્ર ભુજીની બેઠકમાં બે ગોસ્વામી બાલકોએ ગોલોકવાસ કરેલા તેના સ્મરણ ચિહ્ન તરીકે ત્યાં બે તુલસીકયારાઓ કરાવ્યા છે, બેઠકની પાછળ જે જમીન છે તે અમરેલીવાળા મહારાજને નામે સેટલ થયેલી છે અને તેની ઉપજ તે મહારાજને જાય છે, દર વર્ષે આ બેઠકમાં અન્નકૂટ થાય છે અને તહેવારોના પ્રસંગે દીવ, દેલવાડા,

ઉના અને આજુબાજુના ગામોના હજારો વૈષ્ણવો આવા મહોત્સવ પ્રસંગે આવે છે અને ઘણો આનન્દ ઉત્સવ થયા કરે છે. કેટલીએ શ્રીમદ્ભાગવતની સપ્તાહ પારાયણો વગેરે દરવર્ષે થયા કરે છે, આ લેખક સેવકે પણ અનેક પારાયણો આ સ્થળે કરી છે, આ સ્થળની રમણીયતા અને તેનું સુંદર બાંધકામ ઘડીભર આપણને ચકિત કરી દે તેવું છે, અહીં આવતાં વિચારોમાં ધાર્મિકતા ઉત્પન્ન થાય છે. મહાપ્રભુજીની બેઠકના જીર્ણોદ્ધારનો શિલાલેખ સંવત ૧૯૫૩ ના કાર્તિક સુદી ૧ ને શુક્રવાર તા. ૬ ઠી નવેમ્બર ૧૮૯૬ ઇ૦ નો છે તેમાં શાહ પ્રાણજીવનદાસ વિઠલદાસના સ્મરણાર્થે કરાવ્યાનું છે શિલાલેખ ઘણો મોટો અને ઉંચો હોવાથી ટુંકમાં લખ્યું છે, આ બેઠકમાં ઘણા વખતથી શીહોરના ઔદીચ્ય પંડયા કાળીદાસ પ્રભુજીએ મુખ્યાજી તરીકે સેવા કરી હતી હાલમાં તેના ચી. દામોદર સેવા કરે છે, દેલવાડા મહાજન તથા સ્વ. કેસુરદાસ તરફથી નિત્ય ભોગ અપાય છે અને રાજભોગ ઘોઘલાના રહીશ સ્વ. શેઠ અમરચંદ નથુભાઇ તરફથી થાય છે, સ્મશાન પાંસેથી બેઠકમાં આવતાં પાણી ઉપરનો પૂલ લોકોની સગવડ માટે સ્વ. પ્રાણજીવનદાસ વિઠલદાસે બંધાવ્યો છે, મહાપ્રભુજીની પશ્ચિમે અને રાંદલની સામે એક જુનું દેવાલયના આકારના થાંભલાના પત્થરો અને વાંકવાળું ખંડેર છે જે અસલમાં મંદીર હોય તેવો ભાસ તેની નકસી જોતાં થાય છે, બેઠકની પૂર્વમાં બાલમુકુંદ નામે ચરણાટના બ્રાહ્મણે બનાવેલો બાલઘાટ છે અને તેને રહેવાની ઓરડી છે, પોતે મહાપ્રભુજીની સેવા કરતો હતો,

# સ્વામિનારાયણ ભગવાનનું ગુપ્તપ્રયાગમાં પધારવું.

ઉદ્ધવી સંપ્રદાયના આચાર્ય સહજાનન્દ સ્વામિનારાયણ ભગવાન આ ગુપ્ત પ્રયાગમાં સંવત ૧૮૭૯ (હ. ના. જોશી) ની સાલમાં યાત્રા કરતાં પધાર્યા હતા, તેઓએ પ્રયાગરાજ કુંડના ઉત્તર તટપર રાયણના ઝાડ તળે બેસી સ્નાન કર્યું હતું. અને ૧॥ માસ રહ્યા હતા. ત્યાં હાલમાં કાંઇ ચોતરા જેવી જગ્યા બાંધેલી જોવામાં આવે છે અને ત્યાં તેમની પાદુકા છે પાંસે મહાદેવનાં મોટાં બે શિવલિંગો પણ છે તેઓ પધાર્યા ત્યારે આ ગુપ્ત પ્રયાગમાં નૃસંહાનંદ નામે બ્રહ્મચારી હતા એમ નીચેની ચોપાઇમાં જણાવ્યું છે. અત્રે તેમના પધારવાના સંબંધમાં આચાર્ય તરફથી છપાયેલા પુસ્તકમાં સંવત ૧૮૫૭ ના જેઠ સુદી ૧૫ ના દિને આ બ્યાનું લખ્યું છે. આ ગુપ્ત પ્રયાગમાં આવવાના સબંધમાં હરિલીલામૃત નામના પુસ્તકમાં ત્રીજા કલશના ૨૪ મા વિશ્રામમાં નીચે મુજબ લખેલું છે:—

પુર્વછાયો—"શીમર ગામથી સંચરી, ગયા શ્રીહરિ તુલસીશ્યામ,

ત્યાં થકી ગુપ્તપ્રયાગ જઇ, કુંડ ઉત્તરે કર્યો વિરામ ॥૧॥

ચોપાઇ—ભલી રાયણતલે શિલાભાળી, કર્યું આસન શ્રીવનમાળી,
જન જે નિજ આગળ આવે, તેને શાસ્ત્રની વાત સુણાવે ॥૨॥

નિત્યકુંડ વિષે કરે સ્નાન, તીર્થપાવન કરવાનું તાન,
વિપ્ર હતો એક સારો, દેલવાડા વિષે વસનારો ॥૩॥
હતો નાતે તે નાગર ગોર, ભનો પાઠક દ્વિજશિરમોર,
નિત્ય પ્રતિ પ્રભુ તેને ઘેર, જમી આવે જઇ રૂડી પેર, ॥૪॥
તેણે પૂછ્યું તમારૂં શું નામ, આવી નામ કહ્યું તે ઠામ,
મારૂં નામ છે સહજાનન્દ, સુણી ઉપજ્યો અધિક આનન્દ, ॥૫॥
શેષશાયી મંદિર બ્રહ્મચારી, જમાડે હરિ સાધુ ધારી,
તેનું નામ છે નૃસિંહાનંદ, તેની આગળ બોલ્યા મુકુન્દ ॥૬॥
તીર્થ જગ્યાને કુંડ છે સારો, જોગ સાધવા જોગ કિનારો,
સુણી બોલ્યા વળી બ્રહ્મચારી, તીર્થ જગ્યા તો છે ઘણી સારી ॥૭॥
પણ જલ નથી રહેતું ઉનાળે, આપ જેવા જો કરૂણાથી ભાળે,
કુંડમાં નીર રહે બારે માસ, સુણી બોલીઆ શ્રી અવિનાશ, ॥૮॥
હવે રહેશે ઘણા કાળ પાણી, થઇ સુફલ તે શામની વાણી,
એવી રીતે રહ્યા દોઢ માસ, કીધો આપ પ્રતાપ પ્રકાશ ॥૯॥
ત્યાંથી ઉને ગયા નરવીર, ત્રણ દિવસ વસ્યા સરતીર,
પુરથી વળી પશ્ચિમમાંય, સારી વાવ્ય દીઠી એક ત્યાંય ॥૧૦॥
વગેરે વર્ણન છે,

"કાઠીયાવાડ સર્વ સંગ્રહ" ના પૃ. ૩૪૩ માં લખ્યું છે કે ઇ. સ. ૧૮૦૪ માં સહજાનન્દ સ્વામીએ સ્વામિનારાયણ પંથ ચલાવ્યો, એમના મૂળસિદ્ધાન્ત આ છે:—

પ્રાણીના જીવની રક્ષા કરવી, માંસ, દારૂ, અફીણ, કુંગળી જેવા બીજા માદક પદાર્થોથી દૂર રહેવું, ધાડ, લુંટ, ચોરીનો. ખુન કરવાનો કે એવા બીજા ગુન્હા કરવાનો ખાસ નિષેધ છે. શીલવૃત તો ખચિત કરીને સાંચવવું, ઘણા કાઠી કોળી તથા ભિલ્લોએ આ મત-પંથને સ્વીકાર્યો છે તેથી તેમની રીતિ તથા રહેણી કરણીમાં ઘણો સુધારો થયો છે. સંવત ૧૮૮૬ ઈ. સ. ૧૮૩૦ માં સ્વામી મુક્તિ પામ્યા."

ખરેખર સહજાનન્દ સ્વામીજીએ કાઠીયાવાડ વગેરેમાં ફરી ઉદ્ધવી સંપ્રદાય-સ્વામિનારાયણનો સંપ્રદાય સ્થાપી સરળ ભાષામાં ઉપદેશ આપી હલકી કોમોમાં ફેલાયેલાં મદિરાપાન, માંસભક્ષણ, ચોરી, વ્યભિચાર વગેરે દુર્ગુણો છોડાવી અવળે રસ્તે ચડેલા ધર્મભ્રષ્ટ થતા જતા લોકોને ધર્મિષ્ટ બનાવી ઉદ્ધાર કર્યો હતો, તેમનો જન્મ સંવત ૧૮૩૭ મા ચૈત્ર સુદી નોમના દિવસે અયોધ્યા પાંસેના છપૈયા ગામમાં થયો હતો તેમનું નામ હરિકૃષ્ણ અથવા ઘનશ્યામ હતું, જાતે સામવેદી બ્રાહ્મણ હતા, રામાનન્દ તેમના ગુરુ હતા, અને ૨૧ વર્ષની ઉમરે તેમને ગાદીએ બેસાડયા હતા, તેમના સંપ્રદાયના લોકો સત્સંગી કહેવાય છે, સંવત ૧૮૮૬ ના જેઠ સુદી ૧૦ ના દિને ૪૯ વર્ષની વયે ગઢડામાં દેહ ત્યાગ કરી સ્વધામ ગયા ત્યારે તેમના ધર્મમાં ૧૫૦૦ સાધુ, બ્રહ્મચારીઓ અને બે લાખથી વધુ સત્સંગીઓ થયા હતા.

આણંદથી ૮ માઇલે વડતાલમાં તેમનું મોટું મંદિર છે તેમાં ઇ. સ. ૧૮૨૪ માં લક્ષ્મી નારાયણની સ્થાપના શ્રીજીએ પોતેજ કરી છે તેમને લોકો શ્રીજી, સ્વામિનારાયણ, સહજાનન્દ એવે નામે ઓળખે છે. ઘણાખરા મંદિરોમાં તેમની મૂર્તિ હોય છે. તત્વજ્ઞાનમાં રામાનુજના વિશિષ્ટાદ્વૈતસિદ્ધાન્તને માને છે, સેવા વિધિમાં પુષ્ટિ માર્ગની પ્રમાણે ચાલે છે એમ શિક્ષાપત્રી ૮૧ મા શ્લોકમાં છે. ઉનામાં તેમનું મોટું મંદિર છે ત્યાં સાધુ બ્રહ્મચારી રહે છે. આવાં ઘણે સ્થળે મંદિરો છે. સ્વામીનારાયણના સંપ્રદાયમાં કેટલાક પાળવાના કડક નિયમો ઘણા ઉત્તમ છે. સ્ત્રી પુરૂષોના દર્શનના રસ્તા જુદા હોય છે. ખુદ આચાર્ય સાથે પણ પરસ્ત્રીઓને ભાષણ કરવાની મના છે. સ્ત્રીઓને ઉપદેશ કરવાનું કામ આચાર્યપત્ની કરે છે, સ્ત્રીઓને આચાર્યના ચરણ સ્પર્શ કરવા સુદ્ધાની સખ્ત મનાઇ છે, કોઇ કોઇ ઠેકાણે સ્ત્રીપુરૂષો માટે જુદાં જુદાં મંદિરો બંધાવ્યાં છે, પગાર દઇને પૂજારી દ્વારા પૂજા કરાવવાનો નિષેધ છે અને સ્વયંસેવકો પૂજા કરે છે, સ્ત્રીઓનો સ્પર્શ થઇ જાય તો ઉપવાસ કરવો પડે. ગૃહસ્થાશ્રમીના ઘરમાં સાધુ, પાળા અને બ્રહ્મચારીને રહેવાની મનાઇ છે. બ્રહ્મચારી ફકત બ્રાહ્મણજ થઇ શકે છે. જો કોઇ આચાર્ય ખરાબ નીવડે તો તેને ગાદીથી ભ્રષ્ટ કરાય છે. એકદમ બારીક વસ્ત્રો પહેરવાની મનાઇ છે શિક્ષાપત્રી નામે ૨૧૨ શ્લોકોનો સંસ્કૃત ગ્રંથ

ગુજરાતી ટીકાસાથે સંવત ૧૮૮૨ ના માહા સુદી ૫ ના દિને લખીને પ્રસિદ્ધ કર્યો છે. મુળે તે ગદ્યમાં હતો, આ સંપ્રદાયમાં બધા દેવોની ઉપાસના કરવાની છુટ છે, શિક્ષાપત્રી, વચનામૃત, ભક્તિચિન્તામણિ, સત્સંગજીવન વગેરે ગ્રથો અગ્રસ્થાન ભોગવે છે.

શિક્ષાપત્રી આમોદના શાસ્ત્રી દીનાનાથ ભટ્ટે સહજાનન્દ સ્વામીજીની આજ્ઞાથી સંસ્કૃત ભાષામાં રચીને તૈયાર કરેલા સત્સંગજીવન નામના મહાપવિત્ર ગ્રથનો એક અધ્યાય છે, મહા સુદી પાંચમ શિક્ષાપત્રીનો જયન્તિ દિન છે, સહજાનંદ સ્વામી ગર્ભયોગી, અક્ષરાતીત અને પૂર્ણ પુરૂષોતમ હતા એમ મનાય છે તેમણે હાલમાં જેને સ્વામિનારાયણનો સંપ્રદાય કહેવામાં આવે છે તેવા સ્વરૂપમાં તો સંવત ૧૮૭૬ થી સંવત ૧૮૮૬ સુધીમાંજ પ્રબોધ્યો તેની અગાઉ "જય સ્વામિનારાયણ" ને બદલે "જય સચ્ચિદાનન્દ" કહેવાતું સાધુને બદલે "પરમહંસ" કહેવાતા અને દાસને બદલે આનન્દ શબ્દ લગાડતા–જેમકે બ્રહ્માનન્દ, સચ્ચિદાનંદ, દેવાનંદ વગેરે. પણ જ્ઞાનમાર્ગમાંથી ભક્તિ માર્ગ ઉપર આવ્યા ત્યારથી "હરિદાસજી નારાયણદાસજી" વગેરે દાસભાવ–સેવકભાવ સૂચકનામો પાડવાં શરૂ થયાં, ગુપ્તપ્રયાગમાં આવા અનેક સન્ત મહાત્મા પુરૂષોએ પધારી અનેક જીવોનો ઉદ્ધાર કર્યો છે આ ગુપ્ત પ્રયાગના સુન્દર પવિત્ર સ્થાનમાં એકાદ બ્રહ્મચર્યાશ્રમ અને પાઠશાળાની ખાસ જરૂર છે.

# हिन्दु-धर्मोपदेशः ।

हिताय सर्वलोकानां निग्रहाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय प्रणम्य परमेश्वरम् ॥ १ ॥

ग्रामे ग्रामे सभा कार्या ग्रामे ग्रामे कथा शुभा ।
पाठशाला मल्लशाला प्रतिपर्व महोत्सवः ॥ २ ॥

अनाथा विधवा रक्ष्या मन्दिराणि तथा च गौः ।
धर्म्यं संघट्टनं कृत्वा देयं दानं च तद्धितम् ॥ ३ ॥

स्त्रीणां समादरः कार्यो दुःखितेषु दया तथा ।
अहिंसका न हन्तव्या आततायी वधार्हणः ॥ ४ ॥

अभयं सत्यमस्तेयं ब्रह्मचर्यं धृतिः क्षमा ।
सेव्यं सदाऽमृतमिव स्त्रीभिश्च पुरुषैस्तथा ॥ ५ ॥

कर्मणां फलमस्तीति विस्मर्तव्यं न जातुचित् ।
भवेत् पुनः पुनर्जन्म मोक्षस्तदनुसारतः ॥ ६ ॥

स्मर्तव्यः सततं विष्णुः सर्वभूतेष्ववस्थितः ।
एक एवाऽद्वितीयो यः शोकपापहरः शिवः ॥ ७ ॥

सनातनीयाः सामाजाः सिक्खा जैनाश्च सौगताः ।
स्वे स्वे कर्मण्यभिरताः भावयेयुः परस्परम् ॥ ८ ॥

विश्वासे दृढता स्वीये परनिन्दाविवर्जनम् ।
तितिक्षा मतभेदेषु प्राणिमात्रेषु मित्रता ॥ ९ ॥

नान्यतो हि भयं कुर्यान्न कंचन विभीषयेत् ।
आर्यवृत्तिं समालम्ब्य जीवेत्सज्जनजीवनम् ॥ १० ॥

"सर्वे च सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग्भवेत्" ॥११॥

इत्युक्त—लक्षण—प्राणि—दुःख—ध्वंसन—तत्परा ।
दया बलवतां शोभा न त्याज्या धर्मचारिभिः ॥ १२ ॥

पारसीयैर्मुसलमानैरीसाईयैर्यहूदिभिः ।
देशभक्तैर्मिलित्वा च कार्या देशसमुन्नतिः ॥ १३ ॥

पुण्यो भारतदेशोऽयं हिन्दुस्थानं च कथ्यते ।
वरिष्ठः सर्वदेशानां धनधर्मसुखप्रदः ॥ १४ ॥

मातृभूमिः पितृभूमिः कर्मभूमिः सुजन्मनाम् ।
भक्तिमर्हति देशोऽयं सेव्यः प्राणैर्धनैरपि ॥ १५ ॥

चातुर्वर्ण्यं यत्र सृष्टं गुणकर्म विभागशः ।
चत्वार आश्रमाः पुण्याश्चतुर्वर्गस्य साधकाः ॥ १६ ॥

"तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते ।
द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे ॥ १७ ॥

येनाऽस्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं येन गच्छन्न रिष्यते ॥ १८ ॥

त्रेतायां मन्त्रशक्तिश्च ज्ञानशक्तिः कृते युगे ।
द्वापरे युद्धशक्तिश्च सङ्घशक्तिः कलौ युगे ॥ १९ ॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २० ॥

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याऽकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि" ॥ २१ ॥

उत्तमः सर्वधर्माणां हिन्दुधर्मोऽयमुच्यते ।
रक्ष्यः प्रचारणीयश्च सर्वलोकहितैषिभिः ॥ २२ ॥

॥ श्रीमदनमोहन मालवीयः ॥

## —કળિયુગમાં એકતામાંજ શકિત છે—

# હિન્દુ ધર્મનો ઉપદેશ.

શ્રી પરમેશ્વરને પ્રણામ કરીને પ્રાણીમાત્રના હિત માટે, દુષ્કૃત્ય કરનાઓના નિગ્રહને માટે, અને ધર્મનું સારી રીતે સ્થાપન કરવા માટે સૌએ ગામે ગામે સભા કરવી જોઇએ, ગામેગામે કથા કહેવરાવવી બેસારવી જોઇએ, ગામેગામે પાઠશાળા અને મલ્લશાળા (અખાડા) ખોલવી જોઇએ, દરેક પર્વણિએ મહોત્સવ કરવો જોઇએ, અનાથ વિધવાઓનું, મન્દિરોનું, તીર્થોનું અને ગાયોનું રક્ષણ કરવું જોઇએ તથા ધર્મસંઘટ્ટન (ધર્મસભા) કરી લોકોને ધર્મનું દાન આપવું જોઇએ, સ્ત્રીઓનું સન્માન કરવું જોઇએ, દુઃખીઓ ઉપર દયા કરવી જોઇએ, અને જેઓ કોઇને પણ દુઃખ દેતા નથી તેઓને ન મારવા જોઇએ, પરંતુ જેઓ આતતાયી (પરસ્ત્રીઓનું તથા બીજાના ધન માલ કે પ્રાણનું હરણ કરે છે અને બીજાના ઘર ધન માલ ઉપર આગ લગાડે છે તેઓ) વધને યોગ્ય છે, સ્ત્રીઓએ અને પુરૂષોએ—નિડરપણું, સત્યતા, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય, ધીરજ અને ક્ષમા તે બધાનું સદા અમૃતની માફક સેવન કરવું

સારાં કર્મનું ફળ સારૂં અને ખરાબ કર્મનું ફળ ખરાબ મળે છે તે કયારેય ભુલવું ન જોઇએ. (કારણકે પુનર્જન્મ અને મોક્ષ કર્મો અનુસાર થાય છે-મળે છે.

પ્રાણી માત્રમાં રહેલા સર્વ વ્યાપી વિષ્ણુનું નિરંતર સ્મરણ કરવું જોઇએ કે જેની સમાન બીજો કોઈ નથી જે એકજ અદ્વિતીય છે અને જે દુઃખ અને પાપને હરનાર તથા કલ્યાણ સ્વરૂપ-મંગળ-સ્વરૂપ છે.

સનાતન ધર્મીઓ, આર્ય સમાજીઓ, શિખો, જૈનો, અને બૌદ્ધોએ, પોતાનાં કર્મમાં પ્રીતિવાળા થઇને પરસ્પર પ્રેમ ભાવથી વર્તવું.

પોતાના વિશ્વાસમાં દૃઢતા રાખવી, પર નિન્દાનો ત્યાગ કરવો, મતભેદોમાં સહનશીલ થવું, અને પ્રાણી માત્ર ઉપર મિત્રતા રાખવી.

બીજાથી ભય ન રાખવો, કોઈને ભય ન પમાડવો, અને આર્યોની વૃત્તિને અવલંબીને સજ્જનોના જીવન પ્રમાણે જીવવું.

"બધા સુખી થાઓ, બધા નિરોગી થાઓ, બધા કલ્યાણને જુઓ, કોઇ પણ દુઃખભાગી ન થાઓ" એવા લક્ષણવાળી અને પ્રાણીઓના દુઃખનો નાશ કરવામાં તત્પર એવી, તથા બળવાનોને શોભા સ્વરૂપ એવી જે દયા તેનો ધર્મચારી પુરૂષોએ ત્યાગ ન કરવો.

દેશભકત જે પારસીઓ, મુસલમાનો, ઇસાઇઓ અને યાહુદીઓ તેઓએ એકઠાં મળી દેશની ઉન્નતિ સાધવી.

સર્વ દેશોથી શ્રેષ્ઠ, ધન, ધર્મ અને સુખને આપનાર આ પવિત્ર ભારત દેશ "હિન્દુસ્થાન" એ નામે ઓળખાય

છે સારા જન્મવાળાઓની માતૃભૂમિ, પિતૃભૂમિ, અને કર્મભૂમિ રૂપ આ દેશ ભાકત કરવા યોગ્ય છે અને ધનથી તથા પ્રાણથી પણ સેવવા યોગ્ય છે કે જ્યાં ગુણ અને કર્મના વિભાગથી ચાર વર્ણો સરજાયા છે અને જ્યાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષના સાધન રૂપ ચાર પવિત્ર આશ્રમો છે.

સત યુગમાં તપ શ્રેષ્ઠ છે, ત્રેતાયુગમાં જ્ઞાન શ્રેષ્ઠ છે, દ્વાપર યુગમા યજ્ઞ શ્રેષ્ઠ છે અને કળિયુગમાં એક દાનજ શ્રેષ્ઠ છે.

જે માર્ગે પિતાઓ અને પિતામહો ચાલ્યા છે તે સત્પુરૂષોના માર્ગમાં ચાલવું કે જે માર્ગે જવાથી દુઃખી થવાતું નથી.

ત્રેતાયુગમાં મંત્રશકિતનું, સત્ય યુગમાં જ્ઞાન શકિતનું, દ્વાપર યુગમાં યુદ્ધ શકિતનું અને કળિયુગમાં સંઘશકિતનું પ્રાધાન્ય છે. જે શાસ્ત્રવિધિને તજીને પોતાની ઇચ્છામુજબ ચાલે છે તે સિદ્ધિને, સુખને, કે મોક્ષને મેળવી શકતો નથી. માટે કાર્ય અને અકાર્યના નિશ્ચયમાં શાસ્ત્ર પ્રમાણ રૂપ છે. શાસ્ત્રે વિધાન કરેલું અને કહેલું જાણીને (તું) કર્મ કરવાને લાયક છે.

સર્વધર્મોમાં ઉત્તમ આ " હિન્દુ ધર્મ " કહેવાય છે તેનો પ્રાણી માત્રના હિતૈષિઓએ પ્રચાર કરવો જોઇએ અને તેનું રક્ષણ કરવું જોઇએ.

## ધર્મશાલાદિ પુણ્ય કામો કરાવવાનું ફલ.

ધર્મશાલા, તલાવ, કુવો, બગીચો, પાણીનું પરબ, પૂલ, ઘાટ, પાણીનો આરો, ઉતરવાના પગથીંઆં, ઝાડો રોપાવવાં, પાજ–પૂલ બંધાવવા તથા દેવાલય વિગેરે નવા બનાવનારને અને જીર્ણોદ્ધાર કરાવનારાઓને જે કાંઇ શાસ્ત્રમાં પુણ્યફલ લખ્યું છે તે નીચે પ્રમાણે સાથે લખ્યું છે આશા છે કે ધાર્મિક સજ્જનો અવશ્ય તે ધ્યાનમાં રાખી પોતાનાથી બનતો દ્રવ્યનો સદુપયોગ કરી તેનું પુણ્યફલ પ્રાપ્ત કરશે.

### જલાશયનું પુણ્યફલ

उदकेन विना तृप्तिर्नास्ति लोकद्वये सदा ।
तस्माज्जलाशयः कार्यः पुरुषेण विजानता ॥ विष्णुधर्मोत्तरे ॥
कूपाराम–प्रपाकारी तथा वृक्षावरोपकः
कन्याप्रदः सेतुकारी स्वर्गं प्राप्नोत्यसंशयम् ॥
तडागे यस्य पानीयं सततं खलु तिष्ठति ।
स्वर्गलोके गतिस्तस्य नात्र कार्या विचारणा ॥
यो वापीमथवा कूपं देशे तोयविवर्जिते । [ नंदी पुराणे ।
खानयेत्स नरो याति स्वर्गं प्रेत्य न संशयः ॥
अग्निष्टोमसमः कूपः अश्वमेधसमं सरः ।
कूपाद्दशगुणा वापी वाप्याः शतगुणं सरः ॥
तस्माच्छतगुणः सेतुः सेतोर्घट्टः शताधिकः

આ લોક અને પરલોકમાં જીવોને, પાણી વિના હંમેશા તૃપ્તિ થતી નથી માટે સમજુ પુરુષોએ અવશ્ય જલાશય કરવું કરાવવું, કુવો, બગીચો અને પાણીનું પરબ બંધાવનાર તથા ઝાડો રોપનાર, કન્યાદાન દેનાર, પૂલ કે પાજ બન્ધાવનાર મનુષ્ય જરૂર સ્વર્ગમાં જાય છે, જેના બંધાવેલા તલાવમાં હંમેશાં પાણી રહે છે. તેની સ્વર્ગમાંજ ગતિ છે તેમાં બીલકુલ વિચાર ન કરવો, જે માણસ પાણી વગરના પ્રદેશમાં વાવ કે કુવો ખોદાવે છે તે મુવા પછી નિઃસંદેહ સ્વર્ગમાં જાય છે.

કુવો ખોદાવનાર અંગ્નિષ્ટોમ યજ્ઞના, અને સરોવર બંધાવનાર અશ્વમેધ યજ્ઞના ફલને પામે છે.

કુવાથી વાવનું દસ ગણું ફલ છે, વાવથી સરોવરનું સોગણું પુણ્ય છે. સરોવરથી પૂલ કે પાજ બંધાવવાનું સોગણું પુણ્ય થાય છે અને પુલથીએ સોગણું ફલ પાણીમાં ઉતરવાના પગથીઆવાળો ઘાટ બંધાવનારને મળે છે.

## " ઝાડો રોપવાનું ફલ "

अश्वत्थं पिचुमर्दं वा सहकारमथो लताम् ।
यो रोपयति यत्नेन तस्याप्येतत् फलं भवेत् ॥ काशी रहस्ये ॥

જેઓ કોઇ પણ જગ્યાએ પીપળો. લીંબડો, આંબો કે વેલને ધ્યાન દઇને રોપે રોપાવે છે તેને પણ ઉપરનું ઉત્તમ ફલ મળે છે.

## " ધર્મશાલા બંધાવવાનું ફલ "

कश्चिद्विश्रमने यत्र धर्मशालेति सा स्मृता ।
तस्याप्यनन्तं भवति पुण्यं पापं च नश्यति ॥

વિસામાના સ્થાનને ધર્મશાલા કહે છે તેના બંધાવનારને અનંત ગણું પુણ્ય થાય છે અને તેના પાપનો નાશ થાય છે.

## દેવમંદિરો બંધાવનાર કે મદદ કરનારને પુણ્ય

देवतायतनं यस्तु कुरुते कारयत्यपि ।
शिवस्य वा हरेर्वाऽपि तस्य पुण्यफलं शृणु ॥
मातृतः पितृतश्चैव लक्षकोटिकुलान्वितः ।
कल्पत्रयं विष्णुपदे स्थित्वा तत्रैव मुच्यते ॥
दारुभिः कुरुते यस्तु तस्यैव द्विगुणं फलम् ।
इष्टकाभिश्च त्रिगुणं, शिलाभिश्च चतुर्गुणम् ॥
देवालयं तडागं वा ग्रामं वा पालयेत् तदा ।

જે મનુષ્ય ગમે તે દેવનું મંદિર કરે છે કે ઘણાની મદદથી કરાવે છે. અથવા શિવનું કે ભગવાનનું પણ મંદિર કરે કરાવે છે તેનું ફલ સાંભળો:—દેવોના મંદિરો બંધાવનારના પિતાના અને માતાના લાખ કરોડ કુલ સાથે વિષ્ણુપદમાં ૩ કલ્પ સુધી રહીને ત્યાંજ મોક્ષ પામે છે.

લાકડાંની મદદ આપી દેવાલય કરાવનારને તેનું બમણું ફલ મળે છે, ઇંટોની મદદ કરનારને ત્રણ ગણું અને પત્થરો વડે મદદ કરનારને ચાર ઘણું ફલ મળે છે.

દેવમંદિર અથવા તલાવને કાયમનું ફંડ રાખીને પાલનાર અથવા તેના નિભાવ માટે ગામ આપનારને અનન્ત ફલ મળે છે તીર્થમાં ક્ષેત્રમાં દેવમંદિર ધર્મશાલા વિગેરેમાં તેના બનાવનાર કે જીર્ણોદ્ધાર કરાવનારને પણ અનન્ત પુણ્ય થાય છે.

क्षेत्रे येषां नाम गृह्णन्ति लोका बीजं तेषां जायते मोक्षमार्गे।

જેઓના શિલાલેખ આદિમાં રહેલાં નામોને તીર્થક્ષેત્રમાં આવેલા જે લોકો યાદ કરે છે, લેય છે કે વાંચે છે તેને પણ મોક્ષ માર્ગમાં બીજ રૂપે પુણ્ય ફલ મળે છે.

## તીર્થ યાત્રાનો વિધિ અને તીર્થ ક્ષેત્રમાં જવાનું તાત્વિક સ્વરૂપ.

"ધર્મ સિન્ધુ" માં લખ્યું છે કે જેઓ શક્તિ પ્રમાણે દ્રવ્ય વડે અને વાહન વડે બીજાઓને યાત્રા કરાવે છે તેને ચોગણું પુણ્ય થાય છે, વ્યાપાર માટે જે તીર્થે ગયો હોય તેણે પણ મુંડન ઉપવાસ ઇત્યાદિક કરવાં, બીજા કોઈ કાર્યને પ્રસંગે તીર્થમાં જાય તેને અર્ધું ફલ મળે છે, વ્યાપાર માટે જે તીર્થમાં જાય તેને ચોથો ભાગ ફળ મળે છે, માર્ગમાં

ઉપર ભોજન ઇત્યાદિ કરે અથવા છત્રી પગરખાં ઇત્યાદિનું સેવન કરે તો ચોથા ભાગ કરતાં ઓછું ફલ મળે છે, વાહન ઉપર ચડી જાય તેને અર્ધું ફલ, કોઇની સાથે જતા રસ્તામાં જે તીર્થ આવે ને તે તીર્થમાં સ્નાન કરે તો તેને સ્નાનનું ફલ મળે છે પણ તીર્થયાત્રાનું ફલ મલતું નથી" એટલે ખરી રીતે પગે ચાલીનેજ તીર્થયાત્રા કરવી જોઇએ. તેમાં ખરો મુદ્દો એ પણ છે કે તેમ કરવાથી દરેક દેશોની ભાષા, જોવાલાયક વસ્તુ, હવા, સૌન્દર્ય, નદી, પર્વત, કારીગરી, તીર્થસ્થળો, દેવો, પંડિતો, અને મહાત્માઓનો સમાગમ થાય છે, યાત્રાનો મુખ્ય હેતુ આત્મકલ્યાણ, મોક્ષમાર્ગનું જ્ઞાન અથવા ભગવત્સ્વરૂપની પ્રાપ્તિજ છે અને તે સર્વ જ્ઞાની સન્યાસીઓ, ભક્તજનો કે મહાત્માઓ દ્વારાજ મનુષ્યને મળી શકે છે અને તેવા મહાત્માઓ તેવા પવિત્ર શાન્ત તીર્થસ્થળોમાંજ પૂર્વજન્મના પુણ્યથી નસીબ જોગે આપણને મળી આવે છે, આપણને તેઓ દ્વારા મળતું જ્ઞાન પુસ્તકમાં પણ હોતું કે મળતું નથી, વળી દેવસ્થાનોમાં રહેલા તે તે દેવોના માહાત્મ્ય કે ચરિત્રોમાંથી પણ આપણને ઘણું જાણવાનું મળે છે, અને તે સુજ્ઞ વર્તનમાં ઉતારવાથી આપણું કલ્યાણજ થાય છે માટે જયાં જવું ત્યાં શુદ્ધભાવથીજ જવું કારણ કે જયાં જાઓ ત્યાં પાણીની નદી, કુંડો કે તલાવો અને પત્થરની મૂર્તિઓજ છે પણ તેના નામ અને માહાત્મ્યજ માત્ર જુદાં છે અને કેવળ શ્રદ્ધાથીજ આપણે ત્યાં જઇએ છીએ અને દરેક કાર્યોમાં મનુષ્યને શ્રદ્ધાજ ફલે છે.

તીર્થ ક્ષેત્રમા બ્રહ્મચર્ય પાલન કરી તીર્થના નિયમ મુજબ રહેવુ પરન્તુ પાપાચરણ કે તેની ભાવના મનમા પણ કદી કરવી નહી કારણકેઃ—

अन्यक्षेत्रे कृतं पाप तीर्थक्षेत्रे विनश्यति ।
तीर्थक्षेत्रे कृत पापं वज्रलेपो भविष्यति ॥

અર્થ —બીજી જગ્યાએ કરેલુ પાપ તીર્થ ક્ષેત્રમા જઈ સ્નાન દાન દર્શનાદિ કરવાથી નાશ પામે છે પરતુ તીથ ક્ષેત્રમા કરેલુ પાપ વજ્રલેપ જેવુ થઇ તે કદિ પણ નાશ પામતુ નથી

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्य संनिहितो मृत्युः कर्तव्यो धर्मसचयः ॥

શરીરો અનિત્ય છે તેમ ધન સપત્તિ હમેશા સ્થિર રહેનારી નથી અને મૃત્યુ તો સમીપમાજ રહે છે માટે મનુષ્યે બને તેટલો ધર્મનો સચય કરવો તીર્થ એટલે तारयति तद् तीर्थ જે સસારમાથી તારે છે તેજ તીર્થ એવા ઘણા તીર્થો છે તેમા બોલતા ચાલતા તીર્થો માતા પિતા અને ગુરુ છે તેઓ પ્રત્યક્ષ દેવ છે, આપણે તેમના પરના પત્રમા પણ તેઓને તીર્થસ્વરૂપ લખીયે છીએ માટે તેઓની સેવાથી મનુષ્યને ઘેર બેઠા તીર્થસ્નાનનું ફલ મળે છે તેમ છતા ધાર્મિક શ્રદ્ધાથી તીર્થ યાત્રા કરવાથી આપણને ઘણુ પુણ્ય અને લાભ મળે છે આજકાલ તીર્થોમા રહેનારા પેટભરા,

ક્ષુદ્ર વૃત્તિના, ખોટાં બોલનારા અને લોભી એવા કેટલાએક અધમ બ્રાહ્મણાદિએ યાત્રાળુઓની શ્રદ્ધાને ચલિત કરવા માંડી છે તેથી તીર્થનું માહાત્મ્ય ઓછું થયું છે. કેટલાએક આશ્રમો, તીર્થકુંડો, તીર્થો અને મંદિરોનો કેટલાક યવનોએ પોતાના રાજ્યના અમલમાં નાશ કરી મસજીદો બનાવી દીધેલી પરન્તુ તેની આસપાસનું નિરીક્ષણ કરતાં ત્યાં હાલ પણ આપણા પ્રાચીન પૌરાણિક સ્થલોની જગ્યાઓ દેખાય છે અર્થાત્ તે સ્થલોના નામોનો કોઇ રીતે નાશ કરી શકયા નથી જે સનાતન હિન્દુ ધર્મ છે તેતો સનાતનજ રહેવાનો તેમ છતાં તેનાં ઉચ્છેદ થયેલા અંગો, સ્થલો, દેવાલયો અને દેવોની મૂર્તિઓનો જીર્ણોદ્ધાર તથા પુનઃપ્રતિષ્ઠા વગેરે જો ભાવિક જનો તરફથી કરાવવામાં આવશે તોજ હિન્દુધર્મની કંઇક સેવા અને રક્ષા કરી કહેવાશે અને તેમ કરનારનું નામ પણ અમર થશે કારણ કે જેનું કીર્તિરૂપી શરીર છે તે મનુષ્ય સદા જીવતોજ છે.



ગંગાકુંડ, સમાધિસ્થાનોની દેરીઓ, સગાનશ્વનાદિના દેરજો અને વટસાવિત્રોનો વડ—શુભપ્રયાગતીર્થ



શ્રીગુપ્તપ્રયાગતીર્થમાં. સં.૧૯૯૧ માં શાસ્ત્રી રેવાશંકર મેઘજીએ કરેલા **શ્રીહોમાત્મકમહારુદ્રયાગ** પ્રસંગે ગુપ્તપ્રયાગના બાલઘાટ ઉપર લેવાયેલ છબી. તેમાં વચ્ચે શ્રીશારદાપીઠાધીશ્વર જગદ્ગુરુ શંકરાચાર્ય શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ મહારાજ બીરાજેલા છે. આજુબાજુ ભાવિક સદ્ગૃહસ્થો તથા શાસ્ત્રી રે. મે. નું કુટુંબ છે

## શ્રી ગુપ્ત પ્રયાગમાં હોમાત્મક શ્રી મહારુદ્ર પ્રસંગે જગદ્‌ગુરુ શંકરાચાર્ય શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજનું પધારવું.

આ ગુપ્ત પ્રયાગતીર્થમાં નવાણંદરવાળાની ધર્મશાળાના વિશાળ ચોગાનમાં દેલવાડાનિવાસી કૈ. મેઘજી હરજીવનના પુત્રો પુરોહિત રણછોડ મેઘજી, શાસ્ત્રી રેવાશંકર મેઘજી તથા દયાશંકર મેઘજીએ સંવત ૧૯૯૧ ના વૈશાખ સુદી ૧૦ ને સોમવારથી તે વૈશાખ સુદી ૧૪ શુક્રવાર સુધી એક શ્રી હોમાત્મક મહારુદ્ર યજ્ઞ કર્યો હતો. યજમાન શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત દેલવાડાકર (અધ્યાપકઃ—સ્વ. શેઠ દેવીદાસ લલ્લુભાઇ સંસ્કૃત પાઠશાળા ગુલાલવાડી મુંબઈ ૪) હતા, યજ્ઞમંડપ સશાસ્ત્ર શિખર, ધ્વજા, પતાકા, વેદી વગેરેથી બનાવ્યો હતો, તેની પાછળ સ્ત્રીઓ તથા પુરુષોને બેસવા માટે સભામંડપ હતો અને તેમાં રોજ અન્ય સ્થળેથી પધારેલા વિદ્વાનોના વ્યાખ્યાનો, ભજનો, હરિકીર્તનાદિ થતાં હતાં, વિશેષતા એ હતી કે આ પ્રસંગે યજમાનના નિમંત્રણને માન આપી રાજા પ્રજા માન્ય શારદાપીઠાધીશ્વર જગદ્‌ગુરુ શંકરાચાર્ય શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજ ખાસ પધાર્યા હતા કે જેઓ પૂર્વે આ પ્રદેશમાં કદી પણ પધાર્યા ન હતા. તેમની હાજરીથી લોકોમાં ઘણો ઉત્સાહ આવ્યો હતો એમનો સ્વારી મુકામ ધર્મશાળાના પ્રવેશદ્વારના ઉપર

સુશોભિત વિશાળ હોલમાં હતો, નીચેના સભામંડપમાં તેમનાં દર્શન તથા ધર્મોપદેશનો સર્વને લાભ મળતો.. સાંજે આરતી મંત્રપુષ્પાંજલિ સમયે શ્રીની ખાસ હાજરી રહેતી અને યજ્ઞ કાર્ય તેમની સન્મુખમાં જ થતું, તેમની જોડે "ધર્મમંગલા" પત્રના તંત્રી ધર્મવીર વયોવૃદ્ધ નગીનદાસ પુરુષોત્તમ સંઘવી, તથા ત્રણ શંકરાચાર્યોથી કાર્યભાર કરનાર અનુભવી, વૃદ્ધ કાર્યભારી કેશવલાલ મગનલાલ ત્રિવેદી અને બીજા બ્રહ્મચારી વગેરે છ માણુસો હતાં, શ્રીની સ્વારી વૈશાખ સુદી ૧૦ ની સાંજે મહુવાથી ભાવનગર સ્ટેટની મોટર દ્વારા પ્રથમ દેલવાડે આવી હતી, ત્યાં દેલવાડાની ૮૪ બ્રાહ્મણ જ્ઞાતિએ તથા મહાજનના સદ્દગૃહસ્થોએ વાજતે ગાજતે ભવ્ય સત્કાર કરી આખા ગામમાં હરહર મહાદેવ અને શંકરાચાર્યના જયની ઘોષણા સાથે સરઘસના આકારમાં ફેરવી સ્વાગત કર્યું હતું અને તે પછી તુરતજ ગુપ્તપ્રયાગ પધાર્યા હતા જ્યાં યજ્ઞમાં વરેલા વેદજ્ઞ વિદ્વાન્ બ્રાહ્મણો, ગુપ્ત પ્રયાગના કૈ. મહન્ત પૂજ્ય બ્રહ્મચારી હર ચૈતન્યજી, બીજા બ્રહ્મચારીઓ, સન્યાસીઓ, સન્ત મહાત્માઓ, સહકુટુંબ યજમાન અને અન્ય ચાતુર્વર્ણ્ય પ્રજાએ હાર તોરાથી તેઓશ્રીનું સ્વાગત કરી વાજતે ગાજતે અને ભદ્રસૂક્તાદિના વેદઘોષ સાથે યજ્ઞમંડપમાં પધરાવ્યા હતા. ત્યાં મહારૂદ્રના પ્રધાનપીઠ આગળ શ્રીફલ અને ભેટ ધરી સભામંડપમાં પધાર્યા જ્યાં યજમાને પં. કૃષ્ણરામ દેવશંકર આચાર્યદ્વારા

વિધિપૂર્વક શ્રીનું પૂજન કર્યું હતું, અને ૭ દિવસ આ સ્થળમાં વાસ કરી હજારો લોકોને શ્રીઆચાર્યના અને યજ્ઞના દર્શનનો લાભ મળ્યો હતો. આ યજ્ઞમાં કાશી, કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત તથા મુંબઈના પ્રસિદ્ધ ૨૮ વિદ્વાન્ બ્રાહ્મણોનું યોગ્યતા પ્રમાણે વરણ અને સત્કાર થયો હતો, દેલવાડા રેલ્વેનું સાધન તેજ વર્ષમાં થયું હોવાથી સેંકડો ગામોમાંથી આવેલા હજારો લોકો તરફથી પણ ઋત્વિજોને ઘણી સારી પ્રાપ્તિ થઇ હતી. આ પ્રસંગના અનેક રિપોર્ટો પણ છાપાઓમાં આવતા હતા. આવો અપૂર્વ યજ્ઞ આ પ્રદેશમાં પૂર્વે થયો ન હોવાથી હજારો લોકો દર્શનનો લાભ લઇ પાવન થતા હતા, આ પ્રસંગે દેલવાડા મહાજને, ૮૪ બ્રાહ્મણ જ્ઞાતિએ અને ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિના ચારે ચોરાના અગ્રણી શેઠ જગન્નાથ જયશંકર ઉપાધ્યાય, સ્વ. લાધારામ લાલજી જાનિ વગેરેએ પધારી યજ્ઞ કાર્યને દીપાવ્યું હતું અને એ પ્રસંગના ફોટાઓ પણ તેના વર્ણન સાથે છાપાઓમાં પ્રસિદ્ધ થયા હતા આ યજ્ઞ પ્રસંગે દેલવાડા ચોરાની ઉનેવાળ જ્ઞાતિમાં ઘણા વખતથી પડેલા મતભેદનું સમાધાન થયું હોવાથી સમગ્ર જ્ઞાતિજનોએ સહર્ષ ભોજનનો લાભ લીધો હતો. યજમાન તરફથી સ્વજ્ઞાતિના ચારે ચોરામાં જઇ જ્ઞાતિ ભોજન આપી ત્રાંબાની મોટી ત્રાંસનું લાણું કરવાણું આવ્યું હતું. અને આવું સત્કાર્ય કરવા બદલ યજમાનને ચારે ચોરા તરફથી પાઘડી વગેરેનું સન્માન થયું હતું, તેમજ દેલવાડા ચોરાની ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિએ પણ ખુશી થઇ કે મેઘજી

હરજીવનની વંશપરંપરાને વશેકાઇ ચાલુ કરી આપી છે, યજ્ઞ પૂરો થયા પછી વૈશાખ સુદી ૧૫ ની સાંજે દેલવાડામાં સકુટુંબ યજમાને પોતાને ઘરે શ્રીશંકરાચાર્યને પધરાવી સવિધિ પૂજન કરી ભેટ ધરી હતી અને તે પછી ગામમાં પણ ઘણે ઠેકાણે શ્રીની પધરામણી થઇ હતી. આ યજ્ઞમાં તનમનથી સેવા આપનાર રા. નિર્ભયરામ પીતાંબર, રા. જેરામ તુલસી પુરોહિત, રા. મણીશંકર લાધારામ જાની, રા. લાધારામ રાઘવજી ભટ, રા. ભવાનીશંકર વિશ્વંભર જોશી વગેરેની સેવા કદી ન ભૂલાય તેવી અથાગ હતી. યજ્ઞાન્તે સૌની સેવાનો ઉલ્લેખ કરી યજ્ઞમાં પધારેલા સર્વ સજ્જનોનો શાસ્ત્રી રેવાશંકરે આભાર માન્યો હતો, અને યજ્ઞાન્તે આવા ઉત્તમ કાર્ય કરવા બદલ સભા ભરી યજ્ઞ કર્ત્તા ત્રણે ભાઇઓને સંસ્કૃત શ્લોકોમાં ૧૦૦ ઉપરાંત પ્રતિષ્ઠિત સજ્જનોની સહીઓથી એક માનપત્ર આપવામાં આવ્યું હતું. જે વિસ્તાર ભયથી લખ્યું નથી. આટલું વર્ણન કદાચ કોઇને આ પુસ્તકમાં અપ્રાસંગિક જેવું જણાશે, પરન્તુ તે આપવાનો મૂળ ઉદ્દેશ શ્રીશંકરાચાર્યનું આ તીર્થમાં પ્રથમ આગમન અને અપૂર્વ યજ્ઞાદિ છે, આવાં યજ્ઞ કાર્યોથી અને મહાન પુરુષોના આગમનથી પૂર્વે આ તીર્થ સનાથ થયું છે, અને ભવિષ્યમાં થયા કરે, આવા પવિત્ર તીર્થસ્થળમાં લોકો આવાં ધાર્મિક યજ્ઞાદિ કાર્યો કર્યા કરે, લોકોમાં ધાર્મિક જાગૃતિ રહ્યા કરે, સ્વધર્મની રક્ષા કર્યા કરે અને હિન્દુ પ્રજા પણ સ્વધર્મનિષ્ઠ બની આવાં અનેક શુભ કાર્યો કરી આત્મકલ્યાણ કરે એજ ઉદ્દેશ છે.

# નારદાદિત્યનું સ્થાન.

આ સ્થળે હાલમાં નારદ કુંડ નામે ઓળખાતો પુરાણ પ્રસિદ્ધ પ્રાચીન કુંડ છે, કુંડમાં ઉતરવાનાં પગથીયાં છે, પાણી મીઠું છે, પશ્ચિમે પૂર્વાભિમુખે એક ગોખલો છે, કુંડ ઉપરના ભાગમાં ચારે ખૂણે મંદિરનાં ખંડેરો છે, ત્યાં અગાઉના વખતમાં સૂર્યના મંદિરાદિ હોવાં જોઇએ એમ તેના માહાત્મ્ય જોતાં અનુમાન કરી શકાય છે, કુંડની ઉત્તર તરફ પૂર્વે મોટું સૂર્ય મંદિર હોય એમ તે તરફના પૂર્વાભિમુખનું એક ખંડેર જોતાં અનુમાન કરી શકાય છે. કુંડની ઉપરના પૂર્વ અને ઉત્તરના ભાગમાં અગાઉના સમયમાં કુંડના જીર્ણોદ્ધારના શિલાલેખ હોય તેવા તેના લેખ વિનાના સ્થાનોથી જણાય છે, પૂર્વે અહીં નારદાદિત્યની મૂર્તિ હોવાનું વૃદ્ધોથી સાંભળ્યું હતું, આ કુંડનો જીર્ણોદ્ધાર દેલવાડાના શેઠ જુઠાભાઇ મોરારજી કપોળ વણિકે કરાવ્યો હતો, આ કુંડનું સ્થાન સાંબ કુંડ અને પાઠકના જીનની પાછળ દક્ષિણમાં અને દીવદરવાજાની પશ્ચિમમાં છે, આ કુંડ જ્યારે ગળાવેલો ત્યારે તેમાં તેનું તળીયું તાંબા જેવું જોવામાં આવ્યું હતું એમ જોનારા કહે છે. પુરાણ માહાત્મ્ય પ્રમાણે આ સ્થળ ગુપ્ત પ્રયાગની ગંગાજીથી પૂર્વમાં અને મૂલચંડીશ (નાના મહાદેવ) થી પશ્ચિમે ૧૨૦૦ હાથ દૂર છે. નારદ અને સાંબે કોઇ કારણસર અન્યોન્યને શાપ દીધો હતો

જેમાં સાંબના શાપથી નારદ વૃદ્ધાવસ્થા યુક્ત થયા જેથી નારદે ઋષિઓયાને કાઠે સૂર્યની મૂર્તિ સ્થાપી તેની ઘણી સ્તુતિ કર્યાથી સૂર્યે પ્રસન્ન થઇને નારદજીને જ્યારે વૃદ્ધાવસ્થાથી મુક્ત કર્યા અને કુમાર થયા ત્યારથી ત્યાંઆ નારદાદિત્યનું સ્થાન થયુ છે સાતમ અને રવિવારે જે નારદ કુડમા સ્નાન કરી નારદાદિત્યના દર્શન કરે તેને રોગનો ભય થતા નથી એમ તેનાં ૩૦૫ અ૦ માં પૃ. ૪૫ થી ૫૧ સુધી ૨૭ શ્લોકોમાં સવિસ્તર માહાત્મ્ય છે પંચતીર્થી સ્નાનમાં ત્રીજું સ્નાન આ નારદાદિત્ય કુંડમાં થાય છે.

## સાંબાદિત્યનું સ્થાન.

આ સ્થલ હાલ નારદાદિત્યથી ઉત્તરે પાઠકજીના જીનની સામે ઉત્તરમાં ગુપ્ત પ્રયાગની સડક પર છે, હાલ તે જીર્ણાવસ્થામાં હોઇ પડું પડું સ્થિતિમાં હોવાથી જલદીથી તેનો જીર્ણોદ્ધાર કરવાની જરૂર છે. વો. મ્યુ, ૧૨. ના પૃ. ૪૦ માં લખ્યું છે કે "સાંબાદિત્ય પ્રયાગથી દેલવાડે જતાં રસ્તે દેલવાડાથી પશ્ચિમમાં ખેતરવા સડકથી દ.માં પાંસેજ સાંબાદિત્યનું દેવળ તથા કુંડ છે. કુંડ અંદરના ભાગમાં ૭ાા અને ઉપલે ભાગે ૧૧ એમ ચોરસ છે, કોરેથી પહેલા પગથીઆ સુધી ૮ ફૂટ ઉંડા છે, ઉ. દ. પં. માં ૧૯-૧૯ પગથીઆના ૩ આરા છે, કુંડમાં ૭ પગથીઆં છે, તે પછી પાણી છે ઉ, દ, માં ધર્મશાળા છે. કુંડમાં નૈ. વા. ઈ. માં એમ ૩ દેરીઓ છે, ૧ લીમાં શિવ; પાર્વતી, ગણેશ,

લક્ષ્મીનારાયણની મૂર્તિઓ છે, ૨૭ ખાલી છે, પશ્ચિમ ભાગમા કુવો છે ' તા ૨૮-૨-૩૨ ની મારી (રે મે )તપાસણીમા કુડમાં અન્દર વચ્ચે કુવો છે. પશ્ચિમ તરફ ૨૮ ફરે તેવી સ્થિતિમા કુડ સાથે જોડાયેલા વાવ છે કુડના કાઠે ઉત્તરમા દક્ષિણ મુખવાળા બારણા અને મૂર્તિ વગરના ઘુમટવાળા પડવાની તૈયારી કરી રહેલા છપ્પ બે દેવમદિરો છે કુડની પશ્ચિમે પૂર્વાભિમુખે શિખર બધ દેવળ છે, તે પણ પડવાની તૈયારીમા છ. દેવળમા પૂર્વાભિમુખે ૩ મૂર્તિઓ છે એક, બે ભૂજાના સર્ય જેવી પ્રતિમા છે બીજી નૈઋત્યમા ૪ ભૂજાની શખ, ચક્ર, ગદા, પદ્મધારી અખડિત પત્થરની ચોડી ઉપર ઉભેલા બે હાથની સુદર વિષ્ણુની મૂર્તિ છે, આ મૂર્તિ પ્રભાસખડમા વર્ણવેલા અપરનારાયણની મૂર્તિ જેવી જણાય છે ત્રીજી શકરે પાર્વતીને ખોળામા બેસાડેલા ત્રિશૂલધારી મૂર્તિ છે ઉપરના બને ભાગો ઉપર બે અપ્સરા છે, ૪ થી મૂર્તિ ઉત્તરાભિમુખી ગણપતિની છે, આ મદિરને પણ દરવાજો નથી, તેની બાજુમા એક ઓરડાવાળી રસ્તાપર દક્ષિણા ભિમુખ બારણા વિનાની ૧ સાધારણ ધર્મશાળા છે, ઉપર અગાસી છે, કુડને ફરતા ૮ ગોખલા છે તેમા પના બે ગોખમા ખડિત મૂર્તિઓ છે કુડ અને મદિરોને ફરતુ પથ્થરનું કપાઉ છે, બહાર ફરતા કરેણ, ખજુરી, તાડના વૃક્ષો છે કુડની પૂર્વમા બહાર ચોરા ઉપર પાદુકાઓ, સમાધિસ્થાનો, ખાભીઓ ઇ૦ છે, કુડનુ પાણી ઉડુ અને નિર્મળ છે

આ સ્થળે શ્રીકૃષ્ણના પુત્ર સાંબે કુષ્ઠ મુક્ત થવા શ્રીકૃષ્ણની આજ્ઞાથી સૂર્યની આરાધના કરી હતી અને સૂર્યને આ દેવદારૂવનમાં રહેવા કહ્યું ત્યારનું આ સ્થલ છે, આ સ્થળે ૭ ને રવિએ સાંબાદિત્યનું પૂજન કરી ઉપવાસી રહી રાત્રે જાગરણ કરવાથી ૧૮ જાતના કુષ્ઠ અને પાપી રોગોનો નાશ થાય છે અને ધન તથા પુત્રની પ્રાપ્તિ થાય છે. આ સ્થળને કેટલાક સામકુંડ કહે છે તે સાંબનું રૂપાન્તર છે, પૂર્વમાં ૧ પીપળાનું ઝાડ છે, કુંડની ઉત્તરે નં. ધુ. $\frac{૩}{૨}$ ના મંદિરના ખૂણામાં દેલવાડાના રે. મે. શાસ્ત્રીના માતામહ ગણેશના પિતા કનક ભટની ખાંભી છે, સાંબાદિત્યના સ્થળનો જીર્ણોદ્ધાર દેલવાડાના સ્વ૦ નરોત્તમદાસ બાટલીવાળાએ અગાઉ કર્યો હતો, આ સ્થળે શ્રાદ્ધ અને બ્રાહ્મણ ભોજન કરાવવાથી સર્વ કામનાઓ પૂર્ણ થાય છે તેનું માહાત્મ્ય પૃ. ૫૨ થી ૫૮ માં વાંચી જવું, સાંમકુંડની બહાર પૂર્વમાં દેલવાડાનાં વિપ્ર દેવશંકર વશરામ તથા પંચોળી ચોરાના મહંતનાં સમાધિસ્થાનો છે.

## અપરનારાયણ સૂર્ય.

આ સ્થળ સાંબાદિત્યથી પૂર્વે કાંઇક અગ્નિમાં છે એમ પૃ. ૫૯–૬૦ માં અ. ૩૦૭ ના માહાત્મ્યમાં છે. હાલમાં જ્યાં હિંમતરામ દેશાઇની વાડી છે તેમાં કુંડીયું ખેતર અને સૂર્ય કુંડને સ્થળે વાવ છે ત્યાં હોવાનું કહેવાય છે. પંચનીર્થી

સ્નાનમાં અહીં ત્રીજું સ્નાન થાય છે. અહિં પૂર્વે સૂર્યની મૂર્તિ પણ હતી એમ વૃદ્ધો કહે છે. આ સ્થળ સાંળકુંડથી ૫૦ કદંમ છેટે છે. ફાગણ સુદી ૧૧ દિને સૂર્યકુંડ વાવમાં સ્નાન કરી સૂર્યરૂપ વિષ્ણુનું પૂજન કરવાથી પાપમુક્ત થઇ સર્વ કામના પૂર્ણ થાય છે, માહાત્મ્ય પ્રમાણે અપર નારાયણનું સ્થાન દેલવાડા રેલ્વે સ્ટેશન આગળ અગ્નિમાં હોવાનું સંભવે છે, આ ભાગ ઘણો પ્રાચીન છે. જ્યાં વાવ, કુંડ અને દેવસ્થાન પૂર્વે હોવાં જોઇએ એમ જણાય છે.

## મૂલ ચંડીશ-નાના મહાદેવ.

આ સ્થળ અપર નારાયણથી પૂર્વમાં કાંઇક ઇશાનમાં મૂળ ચંડેશ્વર, નાના મહાદેવ કે લુવારીયા મહાદેવ નામે ઋષિતોયા નદીના કિનારાથી થોડેક છેટે ઉત્તરમાં હાલ મોજુદ છે તેમાં આ પ્રમાણે જીર્ણોદ્ધારનો શિલાલેખ છે —

"આ અનાદિ પુરાણ પ્રસિદ્ધ શ્રીમૂળચંડેશ્વર તથા ઉડેશ્વરનું શિવાલય જીર્ણ થઇ પડી જવાથી દેલવાડાના રહીશ પાઠક દુર્ગાશંકર તથા સદાશંકર ઇશ્વરજી નાગર બ્રાહ્મણે પોતાના ખર્ચે બંધાવેલ છે, સંવત ૧૯૬૨ ના વૈશાખ સુદી ૩ ગુરૂવાર" આ મૂળચંડેશ્વર સભા મંડપથી આસરે ત્રણ હાથ નીચાણમાં છે તેનું લિંગ આસરે સવા હાથ ઉંચું મોટી જલાધારીવાળું શ્યામ છે. તેનાથી વાયવ્યમાં બીજું નાનું ઉડેશ્વરનું લિંગ છે. તેનાથી પૂર્વમાં દુધેશ્વર, લુહારેશ્વર નામે

બીજાં ૨ લિંગો છે, દક્ષિણ દિવાલમાં ગણપતિ, પશ્ચિમ દિવાલમાં ચતુર્ભુજ પાર્વતી છે, દેવળ ઘુમટવાળું છે સભા મંડપમા નદી અને સવા માથોડા ઉંચાઇમાં હનુમાનજીની મૂર્ત્તિ છે. નીશાની એ. છે. ઉ. વે. ક્ષે. નં. ૪૬/૯૮, સરવે નં. ૮૨, ક્ષેત્રફલ ૧ એકર ૧૯ ગુંઠા, આકાર ૭–૮ ઉનાવડી આવક જા. નં. ૩૯૪૧ તા. ૧૦–૧–૨૧ સં. ૧૯૭૮ માં ચાલતા કર ભાર ભરવાની શરતે આપવામાં આવેલ છે, આ મહાદેવની ધર્માદા દિવેલીઆ તરીકે સાડા ચાર વીઘા અનોપગર બાવાના નામે જમીન હતી તે તેની હયાતી પછી સં. ૧૯૭૮ થી સરકારે ખાલસા કરી ૪ાા વીઘા જમીનની વીઘોટી સરકાર લે છે, મંદિરની ફરતી વાડીઓ છે. આ મંદીરની પાછળ પશ્ચિમમાં ૧૫–૨૦ જૂના પાળીયા તથા ખાંભીયુ છે. લુહાર લોકો આ મહાદેવના ઘણા સેવાભાવી છે, આ દેવળના ઇશાનમાં પગથીવાળી ૧ વાવ હતી જેને માહાત્મ્યમા તપ્તોદક–તૃપ્તોદક કુંડ નામે લખેલ છે.

આ મૂલ ચંડીશ દેવદારૂ વનમાં દેવકુલ–દેવસ્થલમાં છે તેનું તથા તપ્તકુંડથી થોડે છેટે મોટા મહાદેવના રસ્તામાં આવતા કુબેરાશ્રમ-કોબાના આરે ગજરૂપ શિવજી, તૃપ્તોદક કુંડ, કુંડિકાઓ, ઋષિશાપથી શિવલિંગનું પતન, ઉન્નત સ્થાનમાં શિવજી ગણનાથ સ્વરૂપે ઉન્નત થઇને રહ્યા ઈ૦નું સવિસ્તર માહાત્મ્ય અ. ૩૦૮માં પૃ. ૬૧ થી ૭૭ સુધી ૭૨ શ્લોકોમાં છે. મૂળચંડીશની

જોડમાં દક્ષિણે દેલવાડાના લુવારોએ બંધાવેલી ધર્મશાળા છે; તેની પૂર્વે પૂજારીનું સ્થાન છે, ત્યાંથી થોડે છેટે નદીકાંઠે શમીનું ઝાડ છે ત્યાં દશેરાએ દેલવાડાના હિન્દુ પૂજન કરવા જાય છે. ઋષિતોયા-મચ્છુન્દ્રી નદીમાં સ્નાન કરી મૂલ ચંડીશનું પૂજન કરવાથી રાજસુખ મળે છે. મૂળચંડીશ નામ પડવાનું કારણ ૬૩ મા શ્લોકમાં લખ્યું છે-" ચંડી એ દેવી કહેવાય છે, તેનો સ્વામી હું છું તેનું મૂલ લિંગ છે તેથી તે મૂળ-ચંડીશ નામે પ્રસિદ્ધ થશે." આ સ્થળે ૧૯ દાનો દેવાનું મોટું પુણ્ય છે, આ મહાદેવનું માહાત્મ્ય સાંભળવાથી સર્વ પાપો નાશ પામે છે. चंडीशं देवदारुके નાગરખંડ, અ. ૧૦૬, देवदारुवन तथा અ. ૧૦૫, દેવદારૂ વનમાં ચંડીશ નામે મહાદેવનું સ્થાન છે, એમ લખ્યું છે.

## મૂલચંડીશ તીર્થ.

આ તીર્થ મૂળ ચંડીશની દક્ષિણે ઋષતોયા નદીના ભાગમાં છે. આ ભાગ ઘણો પવિત્ર કહ્યો છે.

## ચતુર્મુખ વિનાયક.

આ દેવનું સ્થાન મૂળ ચંડીશથી ઉત્તરે કાંઇક ઇશાનમાં ૧૬ હાથ ઉપર હોવાનું પૃ. ૭૮ અ. ૩૦૯ માં છે પણ તે હાલ જોવામાં આવતું નથી. ચોથના દિને પૂજન કરી મોદકનું નૈવેદ્ય ધરવાથી સર્વ વિઘ્નથી મુક્ત થઈ સિદ્ધિ મળે છે.

## કલંબેશ્વર-કંબલેશ્વર.

આ મહાદેવનું સ્થળ ચતુર્મુખ વિનાયકથી વાયવ્ય કોણે ૮ હાથ ઉપર છે એમ અ. ૩૧૦ પૃ. ૭૬ માં લખ્યું છે, સોમવતી અમાસે તેનું દર્શન, પૂજન, અને ત્યાં બ્રહ્મભોજનથી અનન્ત પુણ્ય થાય છે. હાલ આ સ્થળનો પત્તો મળતો નથી.

## ગોપાલ સ્વામી હરિ.

આ સ્થળ મૂલ ચંડીશથી પૂર્વમાં ૮૦ હાથ ઉપર હોવાનું પૃ. ૮૦ અ. ૩૧૧ માં લખ્યુ છે. માઘમાસમાં તેનું પૂજન, દર્શન અને જાગરણ કરવાથી દારિદ્ર અને સર્વ પાપોનો નાશ થાય છે અને પરંપદ મળે છે, આ સ્થળ હાલ જડતું નથી.

## બકુલ સ્વામી સૂર્ય.

આ દેવનું સ્થાન ગોપાલ સ્વામીથી ઉત્તરમાં ૩૨ હાથ ઉપર અને ગુજરાતી પ્રભાસ ખંડમાં ૬૦ ધનુષ છેટે લખ્યું છે. પરન્તુ તેનો પત્તો હાલ મળતો નથી. તેનું અ. ૩૧૨ પૃ. ૮૧ માં માહાત્મ્ય છે. ૭ ને રવીએ પૂજન, જાગરણ કરવાથી ઇચ્છિત ફલ મળે છે.

## ઉત્તરાર્ક-સૂર્ય.

આ સૂર્યનું નારદ પુરાણમાં સ્કન્દ પુ. ની અનુક્રમણીમાં મોક્ષાર્ક નામ છે, અને આ દેવનું સ્થાન બકુલ સ્વામીથી

વાયવ્યમાં ૬૪ હાથ ઉપર અ. ૩૧૩ પૃ. ૮૨ માં છે, માઘ સુદી ૨થ સપ્તમીએ ઉપવાસ કરી પૂજન કરવાથી સર્વ રોગથી મુક્ત થવાય છે, આ સ્થાન પણ કયાંય હાલ જોવામાં આવતું નથી.

## ઋષિતીર્થ અને ઋષિતોયા સંગમ તીર્થ.

ઋષિતીર્થને ઋષિતીર્થ કે રખીયા નામે હાલ કહે છે આ તીર્થ દેવકુલથી અગ્નિકોણમાં બે ગાઉ ઉપર નવા બંદરના સમુદ્ર તટ ઉપર હોવાનું અ. ૩૧૪ પૃ. ૮૩-૮૪ માં લખ્યું છે, ગુ. પ્ર. ખંડમાં બકુલ સ્વામીથી અગ્નિકોણમાં લખ્યું છે આ સ્થળે હાલ પણ પત્થરોના આકારમાં ઋષિઓની ખંડિત મૂર્તિઓ દેખાય છે એમ માહાત્મ્યમાં લખ્યું છે, કેટલાક લોકો કહે છે કે ઋષિતોયાનો સંગમ સંગમેશ્વર-મોટા મહાદેવની પાસે થતો હતો અને પૂર્વે અહિં સુધી સમુદ્ર જોડે ઋષિતોયા નદીનો સંગમ હતો, પરન્તુ પુરાણમાં દેવસ્થલથી બે ગાઉ ઉપર ઋષિતીર્થ લખ્યું છે તે હાલ પણ રખીયા નામે નવા-બંદરના દરીયા કાંઠે છે. અહિં ઋષિતોયાના સમુદ્ર સંગમમાં જેઠ વદી અમાસે શ્રદ્ધાથી સ્નાન, તર્પણ, શ્રાદ્ધ, યથાશક્તિ બ્રાહ્મણ ભોજન, અને ગોદાન કરવાથી પિતૃઓને અનન્ત તૃપ્તિ થાય છે, દેલવાડા અને આસપાસના કેટલાક ભાવિક લોકો ભાદરવા સુદી ૧૧ ને સંગમ એકાદશી તરીકે માની તે દિને ત્યાં સ્નાન કરવા જાય છે, સંવત

૧૯૫૬ ની સાલમાં ના. નવાબ સરકારે મધુન્દ્રી નદીની "રામપરા" આગળથી નહેર વાળી 'નવાબંદર દરીયા તરફ ભેળવી એમ કહે છે. જ્યાં આગળ હાલમાં ખરાબાની નિશાની રૂપ લાલ દિવાદાંડી છે.

આ સ્થળે નવાબંદર નામનું ગામ અને સુંદર બંદર છે, મુંબઇથી ભાવનગર અને કરાંચી જતી આગબોટો અહીં ઋષિતીર્થ-રણીયાના અગાધ જલમાં ઉભી રહે છે, આ ઋષિતીર્થનો ભાગ ઘણીવાર સાફ દેખાય છે, ત્યાં ખરાબાનો ભાગ છે. ત્યાં કુદરતી રીતે સમુદ્રમાંના પથ્થરો ઋષિના આકારના દેખાય છે. અગાઉ આ સ્થળે સમુદ્ર જરાક છેટો હશે કારણ જે ઋષિતીર્થમાં સ્નાનનું માહાત્મ્ય લખ્યું છે તેથી ત્યાં નહાવા જેવું સ્થળ હશે.

## મરુદાર્યા-મરવા દેવીનું સ્થાન.

આ દેવીનાં મરુદેવી, મરુતાદેવી, મરુતી દેવી અને મર્યાદેવી એવાં સ્કંદ પુરાણના પાઠાન્તરોમાં નામો છે. હાલ તે મર્વાદેવી કે મરજા દેવી નામે ઓળખાય છે, આ સ્થળને અ. ૩૧૫ પૃ. ૮૫ માં ઋષિતીર્થ-રખિયાથી પશ્ચિમે અર્ધા ગાઉ ઉપર લગેલું છે, હાલ પણ તેમજ છે, આ સ્થાન દેલવાડાથી' પૂર્વમાં નવા બંદરના રસ્તેથી ૩ ફર્લાંગપર નવા બંદરવાળાની ધર્મશાળા 'આગળથી' જતાં દક્ષિણ તરફના સમુદ્ર કિનારા

તરફ રેતીના ઢસા–ઢગમાં છે, અને મંદિરથી જમણી બાજુ ૩ ફર્લાંગ છેટે સમુદ્ર છે, મંદિરથી પૂર્વમાં ૩ ફર્લાંગ ઉપર નવા બંદર ગામ છે, મંદિર પૂર્વાભિમુખ છે, તેનું અર્ધું શિખર પડી ગયું છે. મંદિર સુન્દર કારીગરીવાળા નકસીદાર પત્થરોનું હજારો વર્ષનું ઘણું પ્રાચીન પુરાણુ પ્રસિદ્ધ છે. આજુબાજુમાં નકસીવાળી શિખર અને દેવળની મોટી મોટી શિલાઓ પડેલી છે, તેના એ અવશેષો અને આકારો જોતાં તે પ્રાચીન હજારો વર્ષનું જુનું છે એમ સહેજે અનુમાન કરી શકાય તેમ છે, મંદિરમાં હાલ મંદિરના મોઢા આગળના નકસીદાર પડી ગયેલા ૩ હાથનાં મોવટી છતના પથર ઉપર બે હાથ ઉંચી ઉભેલી બે ભુજાની મર્વા દેવીની ખડિત પુરાતની મૂર્તિ છે, તે દેવીની લોકો માનતા માની સિન્દુર, ચાંડલા, ઘાટડી, બંગડી, પારણાં, નાડું વગેરે ચડાવે છે, અને નવાબંદર ગામનાં હિન્દુઓનું વરઘોડાયું પરણ્યા પછી અહીં પગે લાગવા આવે છે, ખારવા કોળીઓ વગેરે અહીં વાજતે ગાજતે માનતા લઇને આવે છે, અને ઘાટડી, નાલીયેર, રૂમાલ વગેરે ચડાવે છે. આ દેવળના પત્થરો ઘણા વજનદાર છે. કહે છે કે આ મંદિર એટલું ઉંચું હતું કે દેલવાડેથી તે સાફ જણાતું હતું, આ મંદિરની તત્કાલ જીર્ણોદ્ધારની ઘણી જરૂર છે. મંદિરથી ડાબી કોરે જરા પૂર્વમાં મ્હોટું એક મીઠા પાણીનું તલાવ છે, મર્વાદેવીની મૂર્તિની ડાબી બાજુ એક પત્થરમાં સીન્દુર ચડાવેલું અખંડ મુખ છે,

તેની બાજુમાં પણ ૧ મૂર્તિ છે, મંદિરના કેટલાક સ્તંભો, ગોખલાના પત્થરો, બારણાની છત, છજાં વગેરેના નકસીદાર પથ્થરો ખાસ ધ્યાન ખેંચે તેવા છે.

મંદિરની બહાર ભીંતની ઘડમાં માથા વગરની અને શ્યામ લીસા પથ્થરની ચાર ભુજાની ૧ાા હાથ આસરે ઉંચી કોઇ દેવીની મૂર્તિ જણાય છે તેની પરિધિમાં ફરતે શંખ, ચક્ર, ગદા, પદ્મધારી ૧૦ મૂર્તિઓ છે. તેમાં ઉપલી બે ખંડિત છે બીજી ૮ સ્પષ્ટ વિષ્ણુની છે, આ મૂર્તિ લક્ષ્મીજીની હોય તેમ તેના અવયવોથી જણાય છે, તેનું ખંડિત મસ્તક હાલ કયાંય પડેલું જણાતું નથી. મર્વાદેવીના મંદિર ઉપર ધ્વજા ચડાવેલી રહે છે, આ આઇ મર્વાદેવી અપુત્રને પુત્ર દેનારી છે. આ દેવળની કેટલીક શિલાઓ તો ૩ હાથ ઉપરની મોટી અને એકેક હાથ પહોળી છે. આ દેવળનું ભવ્ય સ્વરૂપ જોતાં દ્વારકાના દેવળ જેવું દેવતાઇ કામ જણાઈ આવે છે, આ સ્થળે હોમ પણ થાય છે, મંદિરની પાછળનો ભાગ અખંડિત છે, શિખરો પણ નાનાં સ્પષ્ટ દેખાય છે. પત્થરનું ચણતર ચૂના સીમેંટ વિનાનું છે. અસલ આ મંદિર ઘણું ભવ્ય ઉંચું અને, સુન્દર હશે એમ અનુમાન કરી શકાય છે; મંદિર પૂર્વાભિમુખ અને દ્વાર વિનાનું ખુલ્લું છે. મોઢા આગળનો મંદિરનો ભાગ પડી ગયેલો હોઈ દટાઇ જવાથી ઉંચો દેખાય છે. આ મંદિર પથ્થરની કાદી ઉપર ઉંચું છે,

૪૯ વાયુઓએ તે દેવીની પૂજા કરી છે. આશો સુદી મહા નવમીએ અને સાતમે ગંધ પુષ્પાદિથી વિધિપૂર્વક પૂજન કરવાથી સર્વ કામના પૂરી થાય છે.

## શાબર સ્થાન–સીંબર અને ક્ષેમાદિત્ય સૂર્ય.

ના. પુ માં ક્ષેમાર્ક, અને અ. પુ. દર્પણમાં તે ક્ષોભાદિત્ય નામે છે, આ ક્ષેમાદિત્યને દેવકુલથી પૂર્વમાં ૧૦ ગાઉ ઉપર શબર સ્થાનમાં હોવાનું લખ્યું છે. ગો. રા. પાઠક પોતાના પ્ર. ખં. ગુ. ભાષાન્તરમાં છ ગાઉમાં શંબર સ્થાન કહેવાય છે એમ લખે છે, તે ક્ષેત્રના મધ્યમાં ક્ષેમાદિત્ય નામે સૂર્ય છે. મરુતાદેવી પછી આ સ્થાનનો કથા આવે છે. તેથી ગો. રા. નો છ ગાઉનો પાઠ ઠીક જણાય છે. કારણકે હાલનાં શિંબર ગામનો પ્રદેશ પૂર્વે છ ગાઉના વિસ્તારમાં હોવાનું અનુમાન કરી શકાય છે. મર્વાદેવીની કથા પછી તેની કથા હોવાથી ત્યાંથી સમુદ્ર કીનારે હાલ પણ શિંબર ગામ છે, વળી ૧૦ ગાઉ છેટે આજ નામને બંધ બેસતું કોઇ સ્થળ હાલ જોવામાં આવતું નથી.

જોકે સીમરમાં ક્ષેમાદિત્ય સૂર્યનું મંદિર હાલમાં જોવામાં આવતું નથી. ફક્ત હાલ ત્યાં ૧ પ્રાચીન સૂર્યકુંડ છે પરન્તુ સૂર્ય મંદિરનો બીજાં સ્થળોની પેઠે વિધર્મીઓએ નાશ કર્યો લાગે છે. વળી આ સ્થળને इति देवकुलस्थाने कथिता तीर्थसंस्थितिः ॥ દેવકુલ સ્થાનની હદમાં વર્ણવ્યું છે, તેથી તે આજ સ્થળ છે, ૭ ને

રવિએ આ સૂર્યનું પૂજન કરવાથી સર્વ કામના પૂર્ણ થાય છે એમ અ. ૩૧૬ પૃ. ૮૯ માં છે, આ સ્થળના નામે નાઘેરના કેટલાક ઔદિચ્ય વિપ્રો સીમરીયા સમવાયના નામે આજે ઓળખાય છે. આજે પણ આ ગામમાં ઉનેવાળ વગેરે બ્રાહ્મણો ઘણા રહે છે. પૂર્વે આ સ્થળે હજારો બ્રાહ્મણો રહેતા હોવાનું અનુમાન થઈ શકે છે.

સીમરના સુપાત્ર ઉનેવાળ બ્રાહ્મણ શ્રી રામજી ભગવાન્ જોશી મ્હને એક પત્રમાં લખે છે કે—

આ સૂર્યકુંડમાં સ્નાન કરવાથી અયોધ્યાના સામ રાજાનો કોઢ દૂર થયો હતો. આ સૂર્યકુંડ ગામથી દક્ષિણ ભાગમાં છે. તેની પૂર્વમાં શ્રીરામનાથ કામનાથનું શિખરબંધ જૂનું દેવળ છે. સૂર્યકુંડના કંપાઉંડમાં સીમરના શેઠ આણંદજી મેઘજીએ સંવત્ ૧૯૪૭ ના શ્રાવણ માસમાં શ્રીરામ લક્ષ્મણની મૂર્તિની પધરામણી કરી ધર્મશાળાનો આગળનો ભાગ ચણાવ્યો છે તે વખતે સરકારી દીવેલીઆ તરીકેની જમીન હતી તે પાછળથી ખાલસા કરી વાર્ષિક ૩૬) રૂ. કરી આપ્યા છે, તે સિવાય સૂર્યકુંડમાંથી નીકળેલા હનુમાનજીનું સ્વરૂપ, રાધાકૃષ્ણની મૂર્તિ, તલકેશ્વર મહાદેવનું ૧ મંદિર છે જેની ફરતાં ઉનેવાળ બ્રાહ્મણોનાં ઘરો છે, તલકેશ્વરનું શિવલિંગ દરવર્ષે તલભાર વધે છે.

સૂર્યકુંડમાં સ્વામીનારાયણુ ભગવાન્ જ્યારે સીમર પધારેલા ત્યારે તેમાં સ્નાન કરતા એમ તેમના પુસ્તકમાં છે, સ્વામીનારાયણનું મંદિર ગામથી પશ્ચિમે છે તેમાં તેમની છબી છે, પ્રવેશદ્વારમાં હનુમાનજી તથા ગણપતિની મૂર્તિ છે અને તે નવું બનેલું છે, ગામમાં દશાશ્રીમાળી વણિકોના કુલદેવી મહાલક્ષ્મીનું સુન્દર મંદિર છે તેની પ્રતિષ્ટા સં. ૧૯૪૩ ના જેઠમાં થઇ છે, હાલ (સં. ૧૯૯૪ માં) તેના પુજારી ઉનેવાળ બ્રાહ્મણ દયાશંકર છે, સીમર ગામથી ઉત્તરે એક માઇલ છેટે પુરાતની દુધનાથ મહાદેવનું ખુલ્લું શિવલિંગ છે, સીમર ગામથી દક્ષિણે બે માઇલ દૂર સમુદ્ર કિનારા પાસે દીવ તથા નવાબ સરકારની હદમાં ખડા ગામની પાસે "લહેરીયા" મહાદેવનું ઘણું પુરાતની સમુદ્રકાંઠે સ્થાન છે, હાલમાં થોડાક સમયથી તેની ઉપર દેવળ બાંધવામાં આવ્યું છે, દર વર્ષે જન્માષ્ટમીના દિવસે ત્યાં ઘીની પૂજા થાય છે અને મોટો મેળો ભરાય છે. સીમર બંદરને કાંઠે એક પત્થરથી બાંધેલો વંડો છે તે ઉનેવાળ બ્રાહ્મણોને શ્રાવણીના દિને જનોઇ બદલવા જૂનાગઢ સરકારે બંધાવી આપ્યો છે તેનું કારણ એમ છે કે આ જગ્યા માટે દિવ અને જૂનાગઢ સરકારને તકરાર હતી તેમાં પ્રાન્તના સાહેબે આવી સીમરના ઉનેવાળ બ્રાહ્મણોની જુબાની લેતાં બ્રાહ્મણોએ કહ્યું જે આ જગ્યા નવાબી છે અમે પરંપરાથી અહીં બળેવે જનોઇ બદલવા આવીએ છીએ, જેથી તે જગ્યા જુનાગઢ સરકારને સોંપવામાં

આવી અને તેમણે ત્યાં વંડો ચણાવી આપ્યો છે જરૂર પડે નવાબ સરકાર દુરસ્ત પણ કરાવી આપે છે.

## કંટકશોષિણી દેવી

"અષ્ટાદશ–પુરાણ–દર્પણ" માં તેનું "કંટક શોધિની" નામ છે. આ સ્થાન દેવકુલ–દેલવાડાથી ઉત્તર અને ઉન્નત-સ્થાન–ઉનાથી દક્ષિણમાં લખ્યું છે જે દેલવાડાથી ઉના જતાં ૧ા માઇલ છેટે દાવલસા પછી મછુંદરી નદીના કિનારા ઉપર શક્તના આરા નામે હાલ ઓળખાય છે ત્યાં શક્તિ-ભવાની દેવી વિદ્યમાન છે. આશુ સુદી ૮ ના દિને અહિં નાગર ગૃહસ્થો દર્શન પૂજને જાય છે. ત્યાં એક મોટો પથ્થર સિન્દૂરવાળો છે તેની પૂજા કરે છે ઉનાના નાગર ગૃહસ્થ માણેકલાલ સાકરલાલ અને તેમના પૂર્વજોને આ દેવીના દર્શને જવાનો નિયમ હતો અને માતાજીનો તેમને સાક્ષાત્કાર થયો હતો માતાજીએ માણેકલાલને તેની વૃદ્ધા-વસ્થાને લીધે પ્રસન્ન થઈ તેમના ઘરે આવવા કહ્યું પણ પાછું જોવાની ના કહી છતાં ઝાંઝરના રણકારના કુતૂહલથી પાછું વળીને જોતાં માતાજી જ્યાં સ્થંભી ગયાં ત્યાં હાલ ઉના કોળીવાડામાં કનકાઇ પાસે ઓટલા ઉપર બાંધેલી માતાજીની દેરી છે. અ. ૩૧૭ માં પૃ. ૮૭ થી ૯૨ સુધી ૨૩ શ્લોકોમાં આ કંટકશોષિણી દેવીનું માહાત્મ્ય વાંચવા જેવું છે. ઋષિ-તોયા–મછુન્દ્રી નદીના કિનારા પરના આ સ્થળે યજ્ઞવાટ

બનાવી ઋષિઓ યજ્ઞ કરતા હતા આ દેવીએ તેમાં વિઘ્ન કરતા દૈત્યોનો નાશ કરી ઋષિ અને યજ્ઞની રક્ષા કરી હતી. કંટક રૂપ દૈત્યોનું શોષણ કરવાથી એ દેવી કંટક શોષિણી નામે આ સ્થળે રહ્યાં છે. આઠમ કે નોમે જે મનુષ્ય આ દેવીની પૂજા કરશે તેને રાક્ષસ કે પિશાચોનો ભય નાશ થશે અને સિદ્ધિ પ્રાપ્ત થશે.

## યજ્ઞવાટ.

આ સ્થળ ઋષિતોયા નદીને તટે ઉનાની દક્ષિણે શકટના આરા પાસે "જગનીયા" નામે હાલ ઓળખાય છે.

## બ્રહ્મેશ્વર-મહાદેવનું સ્થાન.

આ સ્થાન કંટકશોષિણી દેવીથી પૂર્વ દિશામાં પાસેજ નદી કિનારે છે, ત્યાં બ્રહ્મેશ્વરની બ્રાહ્મણોએ પ્રતિષ્ઠા કરેલી એમ અ. ૩૧૮ પૃ. ૯૩ માં હોવાનું લખ્યું છે ઋષિતોયામાં સ્નાન કરી આ શિવલિંગની જે બ્રાહ્મણ પૂજા કરે છે તે પોતાની જડતાનો નાશ કરી વેદ જાણનાર થાય છે. આ સ્થલ ક્યાં છે તે ચોક્કસ ન કહી શકાય પરન્તુ મહોબત બાગની સામે નદીના પૂર્વ કિનારે ઉજ્જડ દ્વારવાળું મંદિર કદાચ હોઇ શકે એમ અનુમાન કરી શકાય છે.

## દેવદારુવન-દારુકાવન.

આ દેવદારૂ વનને ૬૮ તીર્થમાં ૨૧ મું તીર્થસ્થાન કહ્યું છે, શ્રી શંકરે જયારે ૧૮ હજાર ઉન્નતપુરવાસી ઉનેવાળ

બ્રાહ્મણોને રહેવા માટે આ દેવસ્થલમાં ઉત્તમ નગર બનાવવા વિશ્વકર્માને કહ્યું ત્યારે તેમણે કહ્યું જે જમીનની પરીક્ષા કરતા અહિં દેવકુલ છે, અને અહિં આપના લિંગનું પતન થયુ છે માટે આ દેવસ્થલમા છ માસથી અધિક ન રહેવું. કારણ કે દેવસ્થલમા જીતેન્દ્રિય ન રહી શકવાથી પાપ બુદ્ધિ થાય અને ભ્રષ્ટ થવાય તેથી આ સ્થલ યતિઓ માટે રહેવા યોગ્ય છે છેલ્લે ઉન્નનનગર (ઉના) બનાવવા શંકરે વિશ્વકર્માને આજ્ઞા કરી બનાવરાવ્યું (અ. ૩૧૯)

આ દેવદારૂ વનમાં ઋષિઓના આશ્રમો હતા અને સેંકડો ઋષિઓ ઋષિતોયા નદીના કિનારે તપ કરતા હતા આ દેવદારૂકા વનની હદ–

પૂર્વે–સંગમેશ્વર–સુખનાથ–મોટા મહાદેવ સુધી,

પશ્ચિમે–ગુપ્તપ્રયાગ પાસેના શેખપર ગામના રત્નેશ્વર મહાદેવ સુધી,

ઉત્તરે–કંટકશોધિણી સુધી જ્યાં હાલ શકતનો આરો છે અને જ્યાં શક્તિ ભવાની દેવી છે,

દક્ષિણે–મરુતા દેવી સુધી જે સ્થાન નવાબંદરથી અર્ધા ગાઉ પર સમુદ્ર કિનારે છે.

મૂળચંડીશના દેવસ્થળમાં મહાદેવનો લિંગપાત થયો હોવાથી આ સ્થળ ઘણુંજ પવિત્ર છે. કેટલાકનું કહેવું એમ છે કે મૂળચંડીશ પાસે ૩૫ ધનુષ છેટે તપ્ત કુંડ છે પરંતુ પુરાણની

કથા જોના કુબેરાશ્રમ-કોણાના આરામાં હોવાનું સૂચિત થાય છે વળી લખનૌની પ્રતમાં તૃપ્તોદક એવો પાઠ છે અને તે યોગ્ય છે કારણ કે પાર્વતીજીએ તરસ્યા થયેલા ઋષિઓને દોણીમાં ગોરસ જેવું મીઠું પાણી પાઇ તૃપ્ત કર્યા હતા. ગરમ પાણીથી કોઇ તૃપ્ત થતું નથી, કેટલાક કહે છે કે મૂળચંડીશ આગળ પૂર્વમાં ૧ કુંડ હતો તેમાં એક વાવ હતી જે બુરાઇ ગઇ છે આમ દેવકુલ વિભાગના તીર્થસ્થાનોનું વર્ણન અ. ૨૯૬ થી ૩૧૬ સુધી એટલે કે ગુપ્તપ્રયાગ સાથે ૨૧ અધ્યાયમાં પૂર્ણ કર્યાનું છેઃ—

इति देवकुलस्थाने कथिता तीर्थसंस्थितिः ॥ અ. ૩૧૬ ॥

પ્રભાસ ક્ષેત્રના આ ભાગને સ્કંદપુરાણમાં બ્રહ્મભાગ અને શિવપુર તરીકે વર્ણવ્યો છે.

દેવદારૂ વનના માટે નીચેના પુરાણોમાં ઉલ્લેખ મળી આવે છેઃ—

લિંગપુ. પૂર્વભાગ અ. ૨૯ થી ૩૫, વરાહ પુ અ. ૧૬૨, સ્કંદ પુ દક્ષખંડ અ. ૧૦-૧૪ જેમાં યોગી વેશે મહેશ્વરનું દેવદારૂ વનમાં પ્રવેશ કર્યાનું વર્ણન છે.

સ્કંદ પુ. અંબિકા ખંડ અ. ૧૮૬ માં દેવદારૂ વનમાં મહાદેવના સ્થાનનું માહાત્મ્ય છે.

સ્કંદ પુ નાગરખંડમાં ૬૮ તીર્થોમાં અ. ૧૦૨ થી ૧૦૪ માં, સ્કંદ પુ. પ્રભાસ ક્ષેત્રમાંતાં પુણ્ય તીર્થ નિરૂપણ

અ. ૧૮૯ માં, કૂર્મ પુ. પૂર્વ ભાગમાં મહેશ્વરની દેવદારૂવન લીલા અ. ૩૭ માં છે. આમ ઘણાં પુરાણોમાં દેવદારૂ તીર્થનું માહાત્મ્ય છે.

## સંગમેશ્વર–સુખનાથ–મોટા મહાદેવ.

આ સ્થળ મહોદય–મોદેશ્વર (ઉના) થી વાયવ્ય ખૂણામાં આસરે બે ગાઉ અને દેલવાડાથી પોણા માઈલ ઉપર છે. આ મહાદેવ સ્વયંભૂ છે. પ્રત્યેક વર્ષે ૧ તિલ જેટલા તે વધે છે તે શિવલિંગમાંથી પાણીના મોતીયા ઝરે છે. આ સંગમેશ્વરને હાલમાં લોકો સુખનાથ કે મોટામહાદેવ નામે કહે છે. દેવળની પાછળ થડમાં ઋષિતોયા નદી વહે છે, બીજા લિંગોનું સ્થાપન દેવળની મધ્યે હોય છે જ્યારે સ્વયંભૂ મહાદેવનું અગ્નિ ખૂણામાં હોય છે એમ શાસ્ત્રમાં લખેલું છે. દેવળમાં અને બહાર આજુબાજુમાં દેવોની ઘણી ખંડિત મૂર્તિઓ હાલ જોવામાં આવે છે.

આ સંગમેશ્વરના દેવળની બહાર જાળી ઉપરનો આકાર ગુપ્તપ્રયાગની ઝઘડાવાળી કહેવાતી જગ્યા જેવો છે તેથી તે ગુપ્તપ્રયાગની ઝઘડાવાળી જગ્યા પણ હિન્દુ મંદિરની છે એમ કોઈ પણ તટસ્થ કહી શકે તેમ છે. સૌરાષ્ટ્ર પ્રદેશના ઘણા દેવળોના ઘુમટો–શિખરોનો અને મુસ્લીમ મકરબાઓની ઉપરના ઘુમટોના આકારો મોટે ભાગે એક સરખા દેખાય છે. તેથી એવું અનુમાન કરી શકાય છે કે બાદશાહી વખતના જુલ્મી લોકો

દેવરામ માવજી જાની તરફથી આરસની લાદી પધરાવ્યાનો શિલાલેખ છે, સુખનાથના દેવળનું દ્વાર પશ્ચિમમાં છે, પૂર્વ કાલમાં આ દેવળનું દ્વાર પૂર્વાભિમુખ નદી કિનારા તરફ હોવાનું અનુમાન શાસ્ત્રાધારે કરી શકાય છે, આ દેવળની પશ્ચિમે પીપળાનું ઝાડ, બેસવાનો ચોરો, ધર્મશાળા અને મકાનો છે બાજુમાં સમાતો (સમાધિઓ) છે. વાયવ્યમાં ૧ વાવ છે તે પૂર્વે પગથીયા વાળી હતી, આ મહાદેવનાં દીવેલીયા તરીકે સરકારી જમીન આસરે ૨૦–૨૫ વીઘા છે તેનો ત્યાંના ગુંસાઈ બાવા ઉપયોગ કરે છે.

આ સ્થળે ઋષિઓનો સંગમ થયો હતો તેથી તેનું નામ સંગમેશ્વર પડયું છે, કેટલાક લોકો એમ કહે છે કે, આ સ્થળે ઋષિતોયા નદીનો સંગમ થતો હોવાથી તેનું સંગમેશ્વર નામ પડયું. એમ કહેવું અ. ૩૨૮ માં પૃ ૧૩૧ માં કહેલા માહાત્મ્યથી વિરૂદ્ધ છે.

## સંગમેશ્વર તીર્થ અને કુંડિકાતીર્થ.

મોટામહાદેવની આગળનો ઋષિતોયા નદીનો ભાગ સંગમેશ્વર–તીર્થ નામે ઓળખાય છે, કેટલાક વૃદ્ધ લોકો ૧૦૦ ધનુષ (૪૦૦ હાથ) છેટે સંગમતીર્થ કહે છે જેથી ત્યાં સમુદ્ર સંગમ હશે એમ કહી શકાય, સંગમેશ્વરની પૂર્વે કુંડિકા તીર્થ છે જ્યાં સરસ્વતી વડવાનલ સાથે ગયાં હતાં આ સ્થલ મોટા મહાદેવથી રામપરા ગામે જતાં નદીમાં છે.

કુંડિકામાં સ્નાન કરી સંગમેશ્વરનું પૂજન કરનાર લક્ષ્મીવાન અને પુત્રવાન થાય છે, સંગમેશ્વર ઉપર સંગમના જલનો અભિષેક કરવાથી બ્રહ્મહત્યા દોષનો નાશ થાય છે, સંગમેશ્વરની પશ્ચિમે દેલવાડાના જોશી મોટા જેઠાએ પોતાની યાદગીરી માટે બંધાવેલી નાની સરખી ૬૦ વર્ષ પૂર્વેની ધર્મશાળા છે, હાલમાં દેલવાડાના નગરશેઠ લક્ષ્મીદાસ હંસરાજે ત્યાં સારી ધર્મશાળા બંધાવી છે, બાજુમાં મહાદેવના પૂજારીનાં મકાનો છે, સંગમેશ્વરની પાછળ દેલવાડાના જોશી હરિભાઇ જીભાઇએ નદીમાં સ્નાન કરવાનો સુંદર ઘાટ સં. ૧૯૯૪ માં બંધાવ્યો છે.

## ઉન્નત સ્થલ–ઉના અને નાઘેર પ્રદેશ.

આ ઉના શહેરને ઉન્નતદુર્ગ–ઉન્નત સ્થાન કે ઉત્તમ સ્થાન પણ કહ્યું છે. આ સ્થલનું માહાત્મ્ય અ. ૩૯૯ માં પૃ. ૯૪ થી ૧૧૨ સુધી ૭૧ શ્લોકોમાં ઘણું સુન્દર રીતે વર્ણવ્યું છે. આ ઉન્નત સ્થાન દેવકુલથી ઉત્તરે બે ગાઉ ઉપર લખ્યું છે. જે ઉનેવાળ બ્રાહ્મણોને શ્રીશંકરે ઘણા આગ્રહપૂર્વક આપ્યું હતું. આ ઉન્નત સ્થળ મધુન્દ્રી નદીના કીનારે ઉંચા પ્રદેશમાં કે જ્યાં ધુળકોટીયો ક્ષેત્રપાલ છે તે અને તેની આજુબાજુના ઘણા ભાગમાં વિસ્તારમાં હતું. હાલ પણ તે ભાગ ઉન્નત–ઉંચો જણાય છે. ઉન્નતનું અપભ્રંશ નામ ઉના પડયું છે, આનું વધુ વર્ણન પ્રભાસખંડના સૃષ્ટિ સંક્ષેપસૂચક બ્રહ્માના ત્રીજા ખંડમાં

છે, આ સ્થાનમાં વિદ્યા અને તપથી યુક્ત ઉત્તમ ૧૮ હજાર અગ્નિહોત્રી ઉનેવાળ બ્રાહ્મણો હતા અને ઉનાની ફરતો ઉના સાથે મહા પવિત્ર નગ્રહર નાઘેર પ્રદેશ છે. જેની હદ:—

पूर्वे तु शांकरी चार्या पश्चिमे न्यंकुमत्यपि ।
उत्तरे स्वर्णनन्दा च दक्षिणे सागरावधिः ।
एतदन्तरमासाद्य देशो नग्रहरः स्मृतः ॥ ४९ ॥
अष्टयोजनमानेन ह्यायामव्यासतस्तथा ॥
प्रोक्तोऽयं सकलो देश उन्नतेन समं मया ॥ ५० ॥

પૂર્વમાં:-શંકરા કે શાંકરી નદી સુધી, પશ્ચિમમાં:-ન્યંકુમતી-શિંગવડા નદી સુધી, ઉત્તરમાં:-કનકનન્દા સુધી અને દક્ષિણે સમુદ્ર સુધી ઓરસ ચોરસ ૩૨ ગાઉમાં નાઘેર પ્રદેશ કહ્યો છે.

કેટલાક વૃદ્ધ વડીલો નાઘેરની પૂર્વની શાંકરી નદીને નીચેના સ્થળોમાં દર્શાવે છે:—

પૂર્વમાં મોઠા ગામપાસે છાશી નદીને, સનખડાગામ આગળની રાવલ નદીને તથા ખત્રીવાડા ગામ આગળની રૂપણ નદીને કહે છે. પરન્તુ મારા અંગત મત પ્રમાણે પૂર્વ નાઘેરની હદ ખત્રીવાડા ગામ આગળની રૂપણ નદી સુધી માનવામાં હરકત નથી કારણ કે તે ઉનાથી લગભગ ૮ ગાઉ થાય છે.

ત્યારે ઉનામાં સાત સાત ભોમ (માળ) વાળાં હજારો ઘરો હતાં અને તેમાં ઉનેવાળોનું રાજ્ય હતું.

# ઉનેવાળ બ્રાહ્મણોની પ્રાચીન મહત્તા અને ઉન્નતપુર (ઉના) ની પ્રાચીનતાનું વર્ણન

સ્કંદપુરાણના ૭ મા ભાગ–પ્રભાસખંડની વેંકટેશ્વર પ્રેસની પ્રતના ૩૧૯ મા અધ્યાયમાં લખ્યું છે કેઃ–

विद्यया तपसा चैव यत्रोत्कृष्टा महर्षयः।
तदुन्नतमिति प्रोक्तं स्थानं स्थानवतां वरम् ॥९॥

"જ્યાં મોટા મોટા મહર્ષિઓ અને તપસ્વીઓ કે જે વિદ્યા અને તપથી ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી વિચરતા હતા તે ઉત્તમ સ્થાનનું નામ 'ઉન્નતપુર' કહ્યું છે." આ પ્રમાણથી ઉનેવાળોની પ્રાચીન સ્થિતિનું જ્ઞાન થાય છે કે, પૂર્વે તેઓ કઇ સ્થિતિમાં હતા. તેમના પૂર્વજો મહાન્ તપસ્વી હોવાથી તેમને પુરાણોમાં મહર્ષિ નામે વર્ણવ્યા છે. પૂર્વે ઉન્નતપુર (ઉના) નિવાસી બ્રાહ્મણોને યજ્ઞાદિ પ્રસંગે ખાસ બોલાવવામાં આવતા હતા તેનું પણ એજ કારણ હતું આ અંગેનું વધુ મહત્ત્વદર્શક વર્ણન સ્કં. પુ પ્રભાસખંડ અ. ૨૩ (લખનૌ પ્રેસની પ્રતના અ. ૨૧) માંથી નીચે પ્રમાણે મળી આવે છેઃ–

"ચન્દ્રને જ્યારે દક્ષે ક્ષયરોગનો શાપ આપ્યો ત્યારે તેના નિવારણ માટે સોમેશ્વર=સોમનાથ જ્યોતિર્લિંગના આરાધન માટે પ્રતિષ્ઠા કરવાનું કહેવામાં આવ્યું જેથી બ્રહ્મા,

સનતકુમારાદિ યોગેન્દ્રો, ઋષિઓ, બ્રહ્મર્ષિઓ, ચન્દ્ર અને પુરાહિત બૃહસ્પતિને આગળ કરી ઉન્નતપુરવાસી બ્રાહ્મણોને નિમંત્રણ દેવા ઉનામાં આવ્યા.

प्राभासिके महातीर्थे यत्र दारुवनं स्मृतम् ।
ऋषितोया नदी यत्र महापातकनाशिनी ॥ ७७ ॥

अस्मिंस्तीर्थे प्रभासे तु ब्रह्मभागः स उच्यते ।
त्रिदैवतमिदं क्षेत्रं मया ते कथितं प्रिये ॥ ७८ ॥

જે પ્રભાસક્ષેત્રના મહાતીર્થમાં દારુવન છે અને જે દારુવનમાં મહાન પાપોનો નાશ કરનારી ઋષિતોયા નામે નદી આવેલી છે, પ્રભાસતીર્થમાં તે "બ્રહ્મભાગ" કહેવાય છે. હે પ્રિયે! આ ત્રિદૈવતનામક ક્ષેત્ર મેં તને (પૂર્વમાં) કહ્યું છેઃ-

तत्रागत्य चतुर्वक्त्रो ब्रह्मभागेऽतिनिर्मले ।
मुनीनाकारयामास उन्नतस्थानवासिनः ॥ ७९ ॥

તે [1]ત્રિદૈવતક્ષેત્રના અત્યન્ત નિર્મળ પવિત્ર એવા બ્રહ્મભાગમાં બ્રહ્માજીએ આવીને ઉન્નતસ્થાન (ઉના) માં રહેતા મુનિઓને બોલાવ્યા.

---

૧ શાસ્ત્રમાં ૩ પ્રકારનાં ક્ષેત્રો કહ્યાં છેઃ-ક્ષેત્ર, પીઠ અને ગર્ભગૃહ. પહેલું ક્ષેત્ર ૧૨ યોજનનું, પીઠ પાંચ યોજનનું અને ગર્ભગૃહ બે ગાઉનું કહ્યું છે. પૂર્વમાં-તુલસીશ્યામ, પશ્ચિમે-માધવ, દક્ષિણમાં

आयांत जेनस दृष्ट्वा देवर्षिगुरुसंयुतम् ।
ने सर्वे पूजयामासुः स्तोत्रैर्वे वेदसंमितैः । ८० ॥

દેવો, ઋષિઓ અને ગુરુની સાથે આવેલા બ્રહ્મા જને જોઈને ઉન્નતપુર (ઉના) વાસી સર્વ બ્રાહ્મણોએ વેદોક્ત સ્તુતિઓથી તેમની પૂજા કરી

अथोवाच द्विजान्सर्वान् ब्रह्मा लोकपितामहः ।
चिरमाराध्य मेन सोमेसं पापनाशनम् ॥ ८१ ॥
तस्मिन्नमन्ने सामेन लब्धं लिङ्गमनुत्तमम् ।
प्रतिष्ठार्थंतु देवस्य ह्यायाता द्विजसत्तमाः ॥ ८२ ॥

સાગર અને ઉત્તરમા ભદ્રા નદી ; તેના વચ્ચે આ પ્રભાસક્ષેત્ર ૧૨ યોજનનુ છે ને તેમા પાચ યોજનની પીઠિકા છે તેની હદ.— "પશ્ચિમે ન્યંકુમતિ (સીંગવડો નદી , પૂર્વ હરિણી, દક્ષિણમા માહેશ્વરી અને ઉત્તરમા સમુદ્ર સુધી જે તેની વચ્ચે ગર્ભગૃહ છે અને તે સમુદ્રથી દક્ષિણ અને ઉત્તર સુધી કે જ્યા કૌંગવતરી ... અને ગોમુખથી પશ્ચિમ સુધી ત્યા અશ્વમેધનુ સ્થાન છે. આ સ્થાન કૈલાસ જેવુ છે. આ પ્રભાસક્ષેત્રના પ્રથમ ભાગને માહેશ્વર ભાગ, બીજાને વૈષ્ણવ ભાગ અને ત્રીજાને બ્રહ્મભાગ કહ્યો છે બ્રહ્મભાગમા ૧ કરોડ તીર્થો, વૈષ્ણવ ભાગમા ૧ કરોડ તીર્થો અને રુદ્ર ભાગમાં ૧ા કરોડ તીર્થો છે આમ આ ત્રણ દેવોના ક્ષેત્રને ત્રિદેવતક્ષેત્ર કહ્યુ છે. તેમા પ્રથમ યાત્રા રુદ્રની, બીજી વિષ્ણુની અને ત્રીજી યાત્રા બ્રહ્માની છે જે સર્વ પાપનો નાશ કરનારી છે" (પ્રભાસખંડ અ. ૪, શ્લોક ૧૨ થી ૨૯, લખનૌ

તે પછી લોકોના પિતામહ બ્રહ્મા બધા બ્રાહ્મણોને કહેવા લાગ્યા કે, ચન્દ્રના શાપનો નાશ કરનારા શિવજીને ઘણા દિવસ આરાધી ચન્દ્રમાએ પ્રસન્ન કર્યા છે. એટલે તે સોમનાથે પ્રસન્ન થઇને આપેલું અતિઉત્તમ શિવલિંગ ચંદ્રમાએ મેળવ્યું છે, અને હે દ્વિજોત્તમો ! એ સદાશિવ દેવની પ્રતિષ્ઠા માટે અમે (પ્રભાસમાં) આવ્યા.

यथा मया सदा कार्या प्रतिष्ठा शंकरात्मिका ।
भवद्भिरपि कार्या सा मम भागसमाश्रितैः ॥ ८३ ॥

જેવી રીતે હંમેશાં શ્રીશંકરની પ્રતિષ્ઠા મારે કરવી જોઇએ તેમ મારા બ્રહ્મભાગમાં રહેતા ઉન્નતપુરવાસી તમોએ પણ આવીને કરવાની છે.

यतः कोपेन भवतां लिङ्गं प्रपतितं भुवि ।
प्रतिष्ठा तस्य कर्तव्या युष्माभिर्नैव संशयः ॥ ८४ ॥

કારણ કે આપના કોપથીજ શિવલિંગ પૃથ્વીપર પડ્યું હતું, માટે તેની પ્રતિષ્ઠા પણ તમારે કરવી જોઇએ એમાં સન્દેહ નથી.

---

પ્રેસની પ્રતમાં, તથા શ્લોક ૧૧ થી ૨૮ સુધી વેંકટેશ્વર પ્રેસની પ્રતમાં આ કથા છે. આપણું ઉન્નત સ્થાન, દેવસ્થલ, ગુપ્તપ્રયાગાદિ બ્રહ્મભાગમાં છે."

૨. ( सोमशापविनाशनम् લખનો પાઠ.)

ईश्वर उवाचः—

[3]गृहीत्वा तान् मुनीन्सर्वान् ब्रह्मा लोकपितामहः ।
आनीतः सोमराजेन तदा ब्रह्मा जगत्पतिः ।।८५।।

મહાદેવ પાર્વતીને કહે છે કેઃ—આવી રીતે સાવિત્રી સહિત બ્રહ્મા અને તે બધા ઉન્નતપુરવાસી મુનિઓને લઇને ચન્દ્રમા મહાન્ તીર્થ પ્રભાસમાં આવ્યા અને ત્યાં સોમનાથની પ્રતિષ્ઠા અને યજ્ઞાદિ કરાવ્યા ( વિસ્તૃત વર્ણન જિજ્ઞાસુએ ઉક્ત પુસ્તકમાંથી વાંચી લેવું. ) આજ આપતમાં સ્વ. ગોરાભાઇ રામજીભાઇ પાઠક કૃત પ્રભાસખંડના ગુજરાતી ભાષાન્તરના પૃ. ૧૦૪–૫ માં લખ્યું છે કેઃ– "સોમેશની પ્રતિષ્ઠા માટે ત્યાં કેટલાક બ્રાહ્મણો આવ્યા છે માટે તમે પણ ત્યાં પધારો." એમ કહી કેટલાક તે ઉન્નતસ્થાન (ઉના) વાસી सामगानना पाठी द्विजोને लइने ચન્દ્રને આગળ કરી જે સ્થળે પ્રભાસમાં મંડપ રચના કરી હતી ત્યાં સાવિત્રીસહિત બ્રહ્મા પધાર્યા

આથી સિદ્ધ થાય છે કે, ઉનેવાળ વિપ્રો પૂર્વે સામવેદ જાણનારા સામગાનના પાઠી સામવેદી પણ હતા અને સર્વત્ર આવા પ્રતિષ્ઠા અને યજ્ઞાદિ કાર્યોમાં ઉનેવાળોને ઘણા માન સાથે સો આમંત્રણ દેતા. આજે પણ ઉનેવાળોમાં શુક્લતીર્થ,

3 अथ પાઠ પણ છે.

સિદ્ધપુર વિગેરે ગુજરાતનાં તીર્થસ્થળોમાં અને દેલવાડા, કોડીનાર તથા જુનાગઢ વિ. આ વસતા કેટલાએક ઉનેવાળ વિપ્રો શ્રોત્રિય અને વિદ્વાન્ બ્રાહ્મણો તરીકે આજુબાજુના લોકોમા યોગ્ય માન ધરાવે છે અને યજ્ઞાદિ પ્રસંગોમા તેઓ તેમને પ્રેમપૂર્વક આમંત્રે છે આ બાબત પણ કંઇક અંશે ઉનેવાળોની પૂર્વસ્થિતિનું આપણને સ્મરણ કરાવે છે

## ઉન્નત સ્થળ (ઉના)ની અને ત્યાંના ઉનેવાળ બ્રાહ્મણોની પૌરાણિક પ્રાચીનતાના બીજા આધારો.

૧ "બ્રાહ્મણોત્પત્તિમાર્તંડ" નામના મુંબઇ વેંકટેશ્વર પ્રેસમા મૂલ શ્લોકો સાથે હિન્દીમા છપાયેલા પુસ્તકના ૧૬ મા પ્રકરણમા પૃ ૨૮૧ ના આરંભમા अथ उन्नतपुरवासिब्राह्मणोत्पत्तिप्रकरणम् ॥ १६ ॥ નામે લખીને તેની સમાપ્તિમા ૨૮૭ મા પૃષ્ઠમા ૫૬ શ્લોકોમા ઉનેવાળ બ્રાહ્મણોની ઉત્પત્તિનું વર્ણન કરી અન્તમા इति श्रीब्राह्मणोत्पत्तिमार्तंडे उन्नतपुरवासिब्राह्मणोत्पत्तिवर्णनं नाम षोडशप्रकरणम् ॥ १६ ॥ તથા इति पचद्रविडमध्य गुर्जरसम्प्रदाय । એ રીતે લખ્યું છે આજ પુસ્તકના પૃષ્ઠ ૪ થામાં ૮૪ જ્ઞાતિના બ્રાહ્મણોની યાદીના ૨૮ મા શ્લોકમા લખ્યું છે કે—ततश्च ब्राह्मणाः प्रोक्ताश्चोन्नतक्षेत्रवासिनः । અર્થ—તે પછી ઉન્નત ક્ષેત્ર (ઉના) વાસી પંચદ્રવિડાન્તર્ગત ગુર્જર સંપ્રદાયમા ૮૪ બ્રાહ્મણોની જ્ઞાતિમા ૨૦ મા નંબરની સંખ્યા ઉનેવાળ બ્રાહ્મણોની લખી છે

૨. લખનઉ નગરના "નવલકિશોર" પ્રેસમાં મૂળ શ્લોકો સાથે હિન્દી ભાષા ટીકામાં છપાયેલા સ્કન્દપુરાણ પ્રભાસખંડના ૨૮૬ મા અધ્યાયમાં ઉનેવાળ બ્રાહ્મણોની ઉત્પત્તિ અને ઉનાનું માહાત્મ્ય ૭૪ શ્લોકોમાં વિસ્તારથી વર્ણવ્યું છે જે આ પુસ્તકના પૃ. ૯૪–૧૧૨ સુધી અ. ૩૧૯ માં ૭૧ શ્લોકોમાં છે. ત્યાં ઉન્નત સ્થાનને બદલે તેની ઇતિશ્રીમાં श्रीस्थलकेश्वरोत्पत्तिमाहात्म्यं નામ ૨૮૬ अध्यायः કરીને લખ્યું છે પરન્તુ કથા એકની એકજ છે. ૭૪ શ્લોકોમાંથી ટુંકાવીને ૫૬ શ્લોકોમાં આજ કથા "બ્રાહ્મણોત્પત્તિમાર્તંડ" માં વર્ણવી છે લખનઉ પ્રેસના સ્કંદપુ. પ્રભાસખંડની પોથીમાં આ કથા પૃ ૮૪૬ થી ૮૫૩ સુધીમાં અ. ૨૮૬ માં છે.

૩ સ્વ ગોરાભાઇ રામજી પાઠકે જૂનાગઢમાં સંવત્ ૧૯૪૬ માં છપાવેલા સંક્ષિપ્ત ગુજરાતી ભાષાન્તરવાળા પુસ્તકમાં ૭૩ મા અધ્યાયમાં પૃ ૪૭૩ થી ૪૭૭ સુધીમાં ભાવાર્થરૂપે ઉના અને ઉનેવાળ બ્રાહ્મણોનું સંક્ષિપ્તમાં વર્ણન કર્યું છે, તેની ઇતિશ્રીમાં પણ श्रीस्थलकेश्वरोत्पत्तिर्नाम ७२ अध्यायः એમ લખ્યું છે.

૪ મુંબઇ "ઇન્દુપ્રકાશ" પ્રેસમાં ઇ. સ. ૧૯૨૧ માં કેવલ મરાઠી ભાષાન્તરમાં છપાયેલા સ્કન્દપુરાણ પ્રભાસ ખંડના ૪ થા પુસ્તકમાં પૃ. ૧૧૪૮–૯ માં ૩૧૯ મા અધ્યાયમાં उन्नतस्थानमाहात्म्य નામે બે પેજમાં

સંક્ષેપમાં મરાઠી ભાષામાં ઉના અને ઉનેવાળ બ્રાહ્મણોની ઉત્પત્તિનું વર્ણન કર્યું છે

૫ "નારદપુરાણ" માં સ્કંદપુરાણની અનુક્રમણિકા લખી છે અને તે अष्टादशपुराणदर्पण ( કલ્યાણ-મુંબઈ લક્ષ્મી-વેંકટેશ્વર પ્રેસમા છપાયેલા ) પુસ્તકના પૃ ૩૦૮માં આપેલી પ્રભાસખંડની અનુક્રમણિકામા નીચે મુજબ શ્લોકો છેઃ—

ऋषितोयाकथा पुण्या सङ्कालेश्वरकीर्तनम् ।
नारदादित्यकथनं नारायणनिरूपणम् ॥
तप्तकुण्डस्य माहात्म्यं मूलचंडीशवर्णनम् ।
चतुर्वक्त्रगणाध्यक्षकम्बलेश्वरयोः कथा ॥
गोपाल-स्वामि-बकुल-स्वामिनोर्मरुतीकथा ।
मोक्षार्थोन्नत-विघ्नेश-जलस्वामि-कथा ततः ॥

અર્થ.—ઋષિતોયા ( ઉના દેલવાડાની બહાર વહેતી મછુન્દ્રી ) નદીની પવિત્ર કથા, સંકાલેશ્વર ( સંગાલેશ્વર-ગુપ્તપ્રયાગતીર્થ ) માહાત્મ્ય, નારદાદિત્ય ( દેલવાડા પાસે ) અપરનામાયણ, તપ્તકુંડ માહાત્મ્ય અને મૂલ ચંડીશ (નાના મહાદેવ દેલવાડા નદીના સામે પાર ) ચતુર્વક્ત્ર ગણાધ્યક્ષ, કંબલેશ્વર, ગોપાલસ્વામી, બકુલ સ્વામી, મરુતી (નવા બંદરના મધ્ય રસ્તે સમુદ્ર તરફ મર્વાદેવી ) મોક્ષાર્થ (ક્ષેમાર્ક) **ઉન્નત (ઉના) સ્થાન**, વિઘ્નેશ (ઉનામાં ભાભલ-ભાલચન્દ્ર ગણેશ)

અને તુલસીશ્યામની કથા ઈત્યાદિ અનુક્રમણિકાના વર્ણનમાં ઉન્નત સ્થલની કથાનો ઇસારો કર્યો છે. સદર પુસ્તકના પૃ. ૩૫૯ માં ૧૮૮ મા અધ્યાયમાં स्थलकेश्वर, દુર્ગાદિત્ય, (ઉનામાં જ્યાં કોરટની સામે મોટી મસજીદ છે ત્યાં ) ગણનાથ અને ઉન્નત સ્થાનનું માહાત્મ્ય વર્ણવ્યું છે.

૬ મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી અને વેન્ડલ સાહેબે નેપાલના રાજપુસ્તકાગાર (લાયબ્રેરી) માં ઈ સન. ૭ મી સદીની હાથની લખેલી સ્કન્દપુરાણની પોથી જોઈને તેના પ્રત્યેક અધ્યાયની પુષ્પિકા ઉધ્ધૃત કરી છે તેમાં પણ ઉપર લખેલા પુરાણોની જેમ ઉન્નત સ્થલ (ઉના) ઉનેવાળ બ્રાહ્મણોની ઉત્પતિ, દેવસ્થલ, અને ગુપ્તપ્રયાગ–સંગાલેશ્વરાદિની કથા અને માહાત્મ્યો વિસ્તારથી વર્ણવ્યાં છે. આ પોથી સૌથી પ્રાચીન પ્રત્યક્ષ પુરાવો છે.

૭. કાશીમાં ધુંડીરાજ ધર્માધિકારીએ "પંડિત" માસિકમાં છપાવેલા સ્કંદપુરાણમાં પણ આપણા ગુપ્તપ્રયાગાદિ તીર્થસ્થલો અને ઉન્નતપુરાદિનું વિસ્તૃત વર્ણન છે.

૮. हिन्दी "विश्वकोष" (કલકત્તા) ભાગ ૩ જાના પૃ. ૨૮૪ થી ૨૮૬ સુધીમાં उन्नतनगर એ પ્રાચીન નગર છે. એ મથાળા નીચે ततो गच्छेन्महादेवि એ શ્લોકથી આરંભી કુલે ૬૬ મૂળ શ્લોકો શુદ્ધતા પૂર્વક છપાયા છે અને તે સ્કંદપુરાણ પ્રભાસખંડના ૨૧૬ મા અધ્યાયમાં છે એમ

લખ્યુ છે, તેમા પણ ઉન્નત નગરની સ્થાપના અને ઉનેવા-ળોની પૌરાણિક પ્રાચીનતા દર્શાવાઈ છે અને તેમાં સ્પષ્ટ લખ્યું છે કે આ 'ઉન્નતનગર' દેવાધિદેવ મહાદેવની આજ્ઞાથી વિશ્વ કર્માએ ઋષિતોયા નદીના તટપર બનાવરાવી ઉનેવાળ બ્રાહ્મ ણોને ખાસ રહેવા માટેજ આપ્યુ કે જે વખતે ઉનામા એક ન્યંકેશ્વર નામે પ્રસિદ્ધ શિવ-લિંગ હતું

## ઉનાની ઐતિહાસિક પ્રાચીનતા

આજ વિશ્વકોશ મા ઉનાની ઐતિહાસિકતા વર્ણવતા લખ્યુ છે કે —

"હિન્દુસ્થાનમા મુસલમાનોના આવવા પૂર્વે (ઇ સન. ૭ મી સદી પહેલા )

૯ "ઉના દેલવાડામા ઉનેવાળ નામના બ્રાહ્મણોનો સપ્રદાય રહેતો હતો" ઇત્યાદ વિસ્તારથી લખ્યું છે

૧૦ ઉન્નતપુર (ઉના) ના બે તામ્રપત્રો એપીગ્રાફિયા ઇન્ડિકા વૉલ્યૂમ ૯ પૃ ૧-૧૫ મા છપાયેલા છે. તેમાં ૧ વલ્લભી મ. ૫૭૪, વિક્રમ સ ૯૫૦ નો છે તેમા કાઠીયાવાડના વિભાગમા સોલકી "બલવર્મા" સામન્ત (ગવર્નર) હતો અને બીજો તામ્રપત્ર વિક્રમ સવત્ ૯૫૬ નો છે અને તેમાં તે વખતે કાઠીયાવાડ, કનોજના પ્રતિહાર રાજા મહેન્દ્રપાલ સોલકીના સામન્ત 'અવનિવર્મા' બીજાના તાબામા હતો

અને તે વખતે પણ ઉનામાં ઉનેવાળોનું રાજ્ય હતું, પરન્તુ મૂલરાજ કે સિદ્ધરાજ તરફથી ઉના દેલવાડા ઉનેવાળ બ્રાહ્મણોને દાનમાં મળ્યાનો તેમની દાનાવલિમાં ક્યાંય પણ ઉલ્લેખ મળતો નથી.

તા. ૨૭–૭–૩૦ ના પત્રમાં પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા મહામહોપાધ્યાય ગૌરીશંકર હીરાચંદ ઓઝા મ્હારા તા. ૨૧–૭–૩૦ ના લખેલા પત્રના પ્રત્યુત્તરમાં હિન્દીમાં લખે છે કે:–

"ઉના ગામમાંથી બે તામ્રપત્રો મળ્યા છે જેમાંથી એક વલ્લભી સંવત્ ૫૭૪ વિ. સં. ૯૫૦ નો છે. જેથી જણાય છે કે તે વખતે કાઠીયાવાડનો આ વિભાગ કનોજના પ્રતિહાર રાજા મહેન્દ્રપાલના અધિકારમાં હતો અને તેનો સામન્ત સોલંકી બલવર્મા ત્યાંનો સ્વામી હતો.

બીજો તામ્રપત્ર વિ સં. ૯૫૬ નો છે તે પણ તેજ મહેન્દ્રપાલનો છે. તે સંવતમાં મહેન્દ્રપાલનો સોલંકી સામન્ત અવનિવર્મા બીજો કાઠીયાવાડના તે વિભાગનો સ્વામી હતો"

૧૧. વિ. સં. ૧૩૧૯ ની શ્રાવણ સુદી ૧૫ ઉપર શુભપ્રયાગમાં જનોઇ પહેરવા ગયેલા નિ:શસ્ત્ર ઉનેવાળ બ્રાહ્મણોની વેજલવાજા નામના રજપૂતે દગાબાજીથી કતલ કરી ઉના દેલવાડા તેમની પાસેથી ઝુંટવી લીધું. તે પછી ઇ. સન ૧૩૦૦ ની આસપાસમાં મુસ્લિમોએ વાજાઓ પાસેથી તે ઝુંટવી લીધું અને ઇ સન ૧૭૮૨ માં તે નવાબના હાથમાં આવ્યું જે હાલ

ચાલુ છે. વેજલવાજાના રાજ્યકાળ ઉપર પ્રકાશ પાડતા વિ. સં ૧૩૫૧ અને ઇ. સ. ૧૨૯૫ ની સાલના એકજ પાટમાં લખેલા બે શિલાલેખો કોડીનારથી પૂર્વમાં લગભગ છ માઇલ છેટે સાંગાવાડી નામની નદીના પૂર્વ કિનારા પર આવેલા "જૂની કુંકણી" નામના ગામમા "કાધ મરડ' નામની એક પ્રસિદ્ધ જગ્યામા છે એ શિલાલેખોની નકલ નીચે મુજબ છેઃ—

૧–શ્રીનૃપવિક્રममवत् १३५१ वर्षे वैशाख शुदी ३ सोमे श्रीउन्नतदुर्गे राजश्रीवयजलप्रभृति रापिजग्रामे पदवावा-सुतदेगुण मृतः ॥

२–श्रीनृपविक्रमसंवत् १३५१ वर्षे वैशाख शुदी ३ सोमे श्रीउन्नतदुर्गे राजश्रीवयजलप्रभृति कोडीयाग्रामे पदपोडा-सुतववाकमृतः ॥

આ લેખોમાં વિ. સં. ૧૩૫૧, ઇ. સ ૧૨૯૫ માં ઉન્નતદુર્ગ (ઉના)મા વયજલ–વેજલવાજાનું રાજ્ય હતું એમ. જણાય છે. આ વેજલવાજો વિ. સં. ૧૩૫૫ (ઇ. સ ૧૨૯૯) માં પ્રભાસપાટણ ઉપર ચડી આવેલા અલ્લાઉદીન ખીલજીના સેનાપતિ અલફખાન સાથે લડયો હતો એમ "કાન્હડદે પ્રબંધ" પરથી જણાય છે. વેજલે સેંકડો બ્રહ્મહત્યા કરી હોવાથી તેને રગતપિત્ત થયું હતું તે ગંગાજલના સ્પર્શથી નાબુદ થયાના અને બીજા દોહાઓ આ પ્રમાણે બોલાય છેઃ-

"ગંગાજલ ગઢેશાં પંડ તારૂં હતું પવિત્ર,
વિજીતને રગત ગયાં, તો વાળા માંડલિક,
કટિ હેમ કટારિઆં, સોનેરી સુરવાળ,
ભારે ગઇ બ્રહ્મહત્યા, ભેટે વાજે ભૂપાલ,
વાજા ઠાકોરને આંબવન, નાર પદમણી ઘેર,
રેંટ ખટુકે વાડીયે, ભોંય લીલી નાઘેર,
ગળે પહેરતા સૂત્ર, ઘેર્યા ભૂંડલ વેજલે,
વારૂં કર મહાકાલ એક તીહારો આશરો,
વેજલના વાજા હુવા, વિરાવળ વાઢેલ.
ભડતે ભાંડા સાંજીઆ, ઇ રાવ રાઠોડ, ઇત્યાદિ

ઉનામાં ઉનેવાળોના રાજ્ય વખતે ઉનાને ફરતો ૬૦ ફુટ ઉંચો કિલ્લો હતો, તેને દીવ, અમોદરા, દિલ્લી, કોડીનાર, ભાભલ ગણેશ એ નામે પાંચ દરવાજા હતા, હાલનો દેલવાડા દરવાજો અસલ મહાકાલનો ઝાંપો ગણાતો હતો. ઉનેવાળોનાં નામ ઉનાવાળા, ઉન્નતપુરા, ઉન્નતપાળ, ઉમાવા, ઉનેવાળ જણાયાં છે.

## સ્થલકેશ્વર મહાદેવનું સ્થાન.

આ મહાદેવ ઉનાના કોળીવાડામાં જૈન દેરાસરની પશ્ચિમે અચલેશ્વર કે સ્થિરેશ્વર નામે છે, તેનું દેવળ શિખર વિનાનું અગાસીવાળાં ઉત્તરાભિમુખ દ્વારનાં દેવળમાં ઉપરની જમીનથી ૪ હાથ નીચાણમાં છે તેમાં જલાધારીવાળું

શિવલિંગ છે. પાસે બીજું પણ ૧ શિવલિંગ, ગણેશ, પાર્વતી, હનુમાન વગેરેની મૂર્તિઓ છે. બહારના ચોકમાં ગોખલામાં બે નંદી અને બીજી ઘણીએ ખંડિત મૂર્તિઓ છે સ્થલકેશ્વરની પાસેના મંદિરમા વાયડ માતા છે તેની જમણી તરફ ભાલલ ગણેશની મૂર્તિ છે.

પૃ. ૧૧૨ માં લખ્યું છે કે ઉન્નત-ઉના વાસીઓએ તેનું હમેશાં પૂજન દર્શન કરવું જોઇએ, માહ વદી ૧૪ની રાત્રે જાગરણ કરવાથી સર્વ કામના પૂર્ણ થાય છે, એમ અ. ૩૧૯ માં છે.

## લિંગદ્વયનું સ્થાન.

આ બે લિંગ સ્થલકેશ્વરથી પૂર્વમાં કાંઇક અગ્નિકોણમાં છે. જેમાં ૧ વિશ્વકર્માએ ઉનાનગરના આરંભમાં અને બીજું સમાપ્તિમાં સ્થાપેલું, તેમાં ૧ લું ઉનાથી પશ્ચિમે ગામને છેડે શ્રાવક મંદિરથી પશ્ચિમે પુરાતની અચલેશ્વર નામે છે તે તથા બીજું ગામમાં નાગરવાડામાં સિદ્ધેશ્વર નામે જૂના શિવાલયમાં છે તેને કેટલાક માને છે, કેટલાક લોકો આ બે લિંગોમાં એક દેશર ગામ પાસેના વીરભદ્રેશ્વરને અને બીજા વાંસોજ પાસેના ભૂતનાથને પણ બનાવે છે. યાત્રા, વિવાહ, ગૃહનિર્માણાદિ આરંભમાં અને અન્તમાં આ બે લિંગોનું પૂજન કરવાથી સિદ્ધિ મળે છે એવું અ. ૩૨૦ પૃ ૧૧૩-૪ માં તેનું માહાત્મ્ય છે.

## ઉન્નત સ્થાનમાં બાલબ્રહ્માનું સ્થાન અને બ્રહ્મકુંડ.

ઋષિતોયાથી પાશ્ચમે અને સ્થલકેશ્વરથી ઇશાનમાં ઉનામાં ઋષિતોયાના તટપર બ્રહ્મભાગમાં આ સ્થાન હોવાનું લખ્યું છે. આ બાલ-બ્રહ્મા પોતાના ૮ મા વર્ષના ૧ લા માસના ૪ થા ગાથાન્તર કલ્પ-દિવસે પ્રથમ પ્રભાસમાં આવ્યા અને તે પછી ઉનામાં આવ્યા. બ્રહ્માના નામથી આ ભાગને બ્રહ્મભાગ કહ્યો છે, બ્રહ્મકુંડમાં સ્નાન કરી બાલરૂપી બ્રહ્માનું પૂજન કરવાથી અનન્ત ફળ મળે છે એમ અ. ૩૨૧, પૃ. ૧૧૫-૯ સુધી ૧૬ શ્લોકોમાં બ્રહ્મમાહાત્મ્યમાં છે.

## દુર્ગાદિત્ય સૂર્યનું સ્થાન

ઉનામાં બાલરૂપી બ્રહ્માથી દક્ષિણે મોટું સૂર્યનું સ્થાન હોવાનું પૃ. ૧૨૦-૨૨ માં અ. ૩૨૨ માં ૭ શ્લોકોમાં માહાત્મ્ય સાથે છે. આ દુર્ગાદિત્ય માટે "સોરઠી તવારીખ" ના પૃ. ૫૮ મા પાના પર લખ્યું છે કે-"વાજા ઓલાદના એક રાજા નામે વેજલની રાણી સૂરજના મંદિરની યાત્રાએ આવેલી કે જે સૂરજના મંદિરની જગ્યાએ હાલ મુસલમાનોની એક મસ્જીદ છે." ૭ અને રવિવારે આ દુર્ગાદિત્યનું પૂજન કરનારના સર્વ દુઃખો અને કોઢ નાશ પામે છે.

## ક્ષેમેશ્વર મહાદેવનું સ્થાન.

દુર્ગાદિત્યની દક્ષિણે ઋષિતોયા નદીના તટપર આ સ્થાન

છે એમ તેના અ. ૩૨૩ પૃ. ૧૨૩ માં કહ્યું છે, આ ક્ષેમેશ્વરના નામ પહેલાં ભૂતીશ્વર, ભૂતેશ્વર કે સોમેશ્વર હતા, કલિમા તેનાં ક્ષેમેશ કે સોમેશ નામો છે, તેનું દર્શન પૂજન કરવાથી મનુષ્ય સવ પાપથી મુક્ત થાય છે, આ સ્થળ હાલ કયાં છે તેની ખબર નથી.

## ગણનાથ અને વિનાયકનું સ્થાન.

આ સ્થાન ક્ષેમેશ્વરની ઉત્તરે કંઈક વાયવ્યમાં હોવાનું અ. ૩૨૪ પૃ ૧૨૪–૫ માં તેના માહાત્મ્યમાં લખ્યું છે, પ્રભાસમાં જે "ધનદ" નામે કહ્યા છે તે અહિં નિધિરક્ષક ગણનાધ નામે રહ્યા છે, તેને ચતુર્થી અને મંગલવારે પૂજન કરી મોદકનું નૈવેદ્ય દેવાથી સિદ્ધિ મળે છે, આ તેમજ ગુજરાતી પ્રભાસખંડમાં ઋષિતોયાના કાંઠે કહેલા વિનાયકનું સ્થાન હાલ કયાં છે તે જણાતું નથી.

## ઉન્નત સ્વામી–ભાલચન્દ્ર–ભાભલ ગણેશનું સ્થાન.

અ. ૩૨૯ માં પૃ. ૧૩૩ માં લખ્યું છે કે દેવકુલથી ઉત્તરે બે ગાઉ ઉપરના "ઉત્તમ સ્થાન" ની ઉત્તરે ૪૮ હાથ ઉપર સર્વ વિઘ્નહર્તા આ "ઉન્નત વિઘ્નરાજ" વિનાયકનું સ્થાન છે, આ ઉત્તમ સ્થાનને ઉના નામે કહી શકાય, આ સ્થાન અને મહાકાલેશ્વરની ઉત્તરમાં લખેલાં માતૃકાઓનાં સ્થાન હાલ કયાં અને કયે નામે છે તેની ખબર પડતી નથી. અ. ૩૨૫ માં તેને "ઉન્નત સ્વામી" લખ્યા છે. પૃ. ૧૨૬–૭.

"પ્રભાસખંડ"ના ૩૧૯ મા અધ્યાયમાં उन्नतो विघ्नराजस्तु विघ्नच्छेत्ता भविष्यति એટલે. ઉન્નત નામે વિઘ્નરાજ–ગણપતિ તમારા (ઉનેવાળોના) વિઘ્નોનો નાશ કરનારા થશે, એમ લખ્યું છે. અને તેનું માહાત્મ્ય ૩૨૫ મા અધ્યાયમાં વર્ણવ્યું છે. તેનું સ્થળ ઋષિતોયા–મચ્છુન્દ્રી નદીના કાંઠે લખ્યું છે. દેશ અને રાજ્યના કલ્યાણ માટે બધા ઉન્નતપુર વાસીઓએ દરેક ચતુર્થીએ તે उन्नतस्वामी गणाध्यक्ष–ગણપતિનું ગંધપુષ્પાદિથી પૂજન કરી ત્યાં મહોત્સવ–યાત્રા ઉજવવાનું લખ્યું છે.

ઉનેવાળોના રાજ્ય વખતે ઉનામાં બીરાજતા દરેક દેવોના મેળાઓ ભરાતા હતા. કયે દિવસે કોનો ઉત્સવ ઉજવવો તે સવિસ્તર પ્રભાસખંડમાં માહાત્મ્ય સાથે લખ્યું છે ભાભલ–ભાલચંદ્ર ગણેશનું મંદિર હાલ ઉનામાં કોળી-વાડામાં ઘણું જુનું છે. તેનું ખરૂં નામ 'ભાલચન્દ્ર' હતું પણ ઉન્નતપુર વસ્યા પછી તે ઉન્નતસ્વામી કહેવાયા. મંદિર હાલ ઉનાથી દક્ષિણ દિશાએ છે. તેમાં બે ઓરડા અને મોંઢા આગળ માઢીઓ છે. ઉત્તરાભિમુખે મંદિર છે. પૂર્વ બાજુએ ઓરડામાં અગ્નિખૂણે ભાલચંદ્ર ગણેશની મૂર્તિ છે. તેના આસનમાં સંસ્કૃતમાં એક લેખ છે જે વંચાતો નથી.

ભાલચંદ્રની પશ્ચિમે વાયડા વાણીઆની કુળદેવી વાયડ માતા છે. તેના આસનમાં પણ સંસ્કૃત લેખ છે. એ વાયડા

વાણીઆના વંશનો છેલ્લો દીવાન "મોતીચંદ શાહ" હતો. તેણેજ વેજલને બળેવને દિવસે ઉના ઉપર એકાએક ચડાઇ આણવાનો સંકેત કર્યો હતો અને તે પહોંચાડવા માટે "કાગ"ની અવટંકવાળા ચારણોએ મદદ કરી હતી અને છુપું કાવત્રું રચ્યું હતું.

તે વાયડમાતાની પશ્ચિમે મહાલક્ષ્મીદેવી હાથી ઉપર પદ્માસન વાળી બેઠેલાં છે. તેની પાશ્ચમે એક મંમાદેવીની મૂર્તિ છે. તે ઉભેલી છે. આ ચાર મૂર્તિઓ એકજ ઓરડામાં ઉત્તરાભિમુખે છે. તેની પશ્ચિમે એક ઓરડામા "સ્થલકેશ્વર" છે. તે બેઉ ઓરડા આગળ મોટો માઢીઓ-ઉપરથી અગાસી પડી ગઇ હોય તેવો-હાલ છે. ત્યાં વાયડા વાણીઆ દર વર્ષે પોતાની કુળદેવીનો હવન કરાવતા હતા.

ભાભલ ગણેશની પાછળ તેનો મોટો વાડો છે. તેની પાસે પૂજારીને રહેવા માટે એક મકાન છે. તેની પૂજા કોઇ અતીત બાવો કરતો હતો પણ હાલમાં અબોટી બ્રાહ્મણ પૂજા કરે છે. તેને વાયડા તરફથી અગાઉ વર્ષાસન મળતું હતું.

ભાભલ ગણેશની ઉત્તરે ઉનેવાળોનાં કુલદેવી કનકેશ્વરી માતાનું મંદિર છે. તે હાલ નાગર લોકોએ સુધરાવ્યું છે. કારણ કે દેલવાડાના હાટકેશ્વર મહાદેવ અને કનકેશ્વરી પેઠે ભાવનગર, જુનાગઢ, ઉના, દેલવાડા વિગેરેના નાગર ગૃહસ્થો પણ તેના ભકતો છે.

## "ધૂળકોટીઓ ક્ષેત્રપાળ."

ઋષિતોયા નદીના કિનારે ઉનાની કાંઈક પશ્ચિમ તરફ 'ધૂળકોટીઆ' નામે ઓળખાતા ઉનેવાળોના ક્ષેત્રપાળનો પહાડ જેવો ટેકરો છે. કહે છે કે ત્યાં જુનાગઢના નવાબ સરકારને તેમાં નગર જેવું હોઇ તે દટાઇ ગયું છે, એવા વહેમને લીધે ઉપરના ભાગમાં ત્યાં ખોદકામ કરાવ્યું હતું. તે વખતે તેમાંથી મોટી શિલાઓ વિગેરે નીકળ્યું હતું પણ ધન કાંઇ જોવામાં આવ્યું નહિ તેથી તે બંધ રખાવ્યું હતું આ ઉપરથી ત્યાં શહેરનો મોટો વિભાગ હતો તે અત્યારે પણ જોતાં સ્હેજ સમજી શકાય છે. પુરાતત્ત્વવેત્તાઓને આ સ્થળે ખોદકામ કરી શોધખોળ કરવાથી ઘણું જાણવા જેવું મળે તેમ છે. તે ઠેકાણે હાલ મંદિર નથી પણ ધુળથી બાંધેલો ઓટલો છે. તે ઉપર અંદરના ભાગમાં ગુફા જેવા સ્થાનમાં ક્ષેત્રપાળ "ધૂળકોટીઆ" નામે પરંપરાથી પૂજાતા છે.

કેટલાએકનું કહેવું એમ છે કે, ઓટલા પાસે પહાડમાં એક ગુફા છે. તે ગુફા લાંબી છે તેથી અંદર જઇ શકાતું નથી ત્યાં ચમત્કારો પણ દેખાય છે અને સંભળાય છે. ઘોળીઓ પણ ત્યાં સજોડે પગે લાગવા આવે છે. આજે પણ એ જગ્યાએ કોઇ મોટું શહેર હોય અને તે નાશ પામ્યું હોય તેમ દટાઇ ગએલું જણાય છે. એમ પણ કહેવાય છે, કે પૂર્વે મોટી મોટી શિલાઓથી બાંધેલું ક્ષેત્રપાળનું એક મોટું

## "મહાકાલેશ્વરનું સ્થાન અને તેનું વર્ણન."

આ મહાકાલેશ્વર મહાદેવનું દેવળ શિખરબંધ પૂર્વાભિમુખે છે. તેમાં મહાકાલનું શિવલિંગ એક હાથ ઉંચું ત્રાંબાની જળાધારી વાળું છે. ઉપર પિત્તળનું મોટું પંચમુખી નાગનું મોહરું છે, તેની ઉત્તરમાં એક હારમાં બીજાં ૩ શિવલિંગો છે. આ ચારે લિંગો સભામંડપથી આસરે ચારેક હાથ નીચાણમાં છે. પૂર્વાભિમુખ ગોખમાં પાર્વતીની આરસની મૂર્તિ છે, તેની નીચે બીજી પાર્વતીની મૂર્તિ છે. બહાર સભામંડપમાં નંદી છે, ઉત્તરગોખમાં ઉભેલ ગણેશમૂર્તિ છે, દક્ષિણ ગોખમાં નવી હનુમાનની મૂર્તિ છે. બહારના બીજા સભામંડપમાં બીજો આરસનો મોટો નન્દી છે. મંદિર અને સભામંડપમાં સર્વત્ર આરસ પાથરેલા છે, દેવળમાં કંદોઇ ત્રિકમજી લાલજીએ, સભામંડપમાં દેશાઇ લાલભાઇ લાભશંકરે આરસની અને બીજે પારેખ તરફથી કાચી લાદી પથરાવી છે. મંદિરની બહાર દક્ષિણે ભીંતમાં દક્ષિણમુખે ૧ાા પુરૂષ ઉંચી હનુમાનજીની પ્રાચીન મૂર્તિ છે, ઉપર જુનું વડનું મોટું ઝાડ છે, મહા કાલના દેવળને ફરતો ચોક છે અને તેને ફરતું કંપાઉન્ડ છે. દેવળની ઉત્તરે મોટો નવો દરવાજો છે, દક્ષિણમાં પાંચ ઓરડાની બેઠા ઘાટની ધર્મશાળા દેવળના કંપાઉન્ડમાં છે. બહાર સુંદર બાગ છે, તેમાં એક ગરેડી અને કોશવાળી વાવ છે.

આ સ્થળ ઉનાની બહાર દક્ષિણે કિલ્લાથી ત્રીશેકવાર દૂર છે. ઉત્તર મુખે કિલ્લાની સામે મોટો પ્રવેશ દરવાજો



શ્રીમહાકાલેશ્વરનુ પુરાણ પ્રસિધ્ધ (સં ૧૯૭૦ મા જીર્ણોધ્ધૃત) દેવળ—ઉના પૃ ૩૧૪



મહાલક્ષ્મીનું ભવ્ય મંદીર (દીવગંદર) જે સંવત્ ૧૯૯૧ માં
શા. કલ્યાણચંદ હીરાચંદે બંધાવ્યું છે.

છે, પાશ્ચમે ૧ ધર્મશાળા અને કુવો છે. આ દેવળને સરકાર તરફથી ૧૦ વીઘા દીવેલીનું ખેતર છે અને વાર્ષિક રૂા. પાંચ મળે છે. આ મહાકાલ ઉનેવાળ બ્રાહ્મણોના ઇષ્ટ દેવ છે. આ સ્થળ શાન્ત હોઇ દર્શન કરતાંજ મનને શાન્તિ અને આનંદ આપે છે. ગોસ્વામી બાવા તેની પૂજા કરે છે. ઉનાના કોટમાં પાયાનું ખોદકામ કરતાં સં. ૧૯૮૭ ના અધિક માસમાં ૧ પાર્વતીની સુંદર મૂર્તિ નીકળી છે જે મહાકાલની ઉત્તર તરફ ભીંતે મૂકી છે.

ઉન્નતસ્વામી વિઘ્નરાજગણેશની ઉત્તરમાં આવેલા આ મહાકાલેશ્વર ઉન્નતપુરના સ્વામી છે. તેમની મહોદય-મોદેશ્વર-તીર્થમાં સ્નાન કરી દર પૂનમે અને અમાસે જે મહાપૂજા કરી દર્શન કરે છે તે સાત જન્મ સુધી ધનવાન્ થાય છે. એમ પૃ. ૧૨૮ અ. ૩૨૬ ના તેના માહાત્મ્યમાં છે. પ્રભાસખંડ અ. ૩૧૯ પૃ. ૧૦૮ માં ઉન્નતપુરવાસીઓને શ્રીશંકર કહે છે કે:-

महाकालस्वरूपेण स्थित्वा तीर्थे महोदये ॥५४॥

नाशयिष्यामि शत्रून् वः सम्यगाराधितो ह्यहम् ॥५५॥

"મહોદયતીર્થ (કે જે અર્ધા ગાઉમાં છે તે) માં હું મહાકાલના સ્વરૂપે રહીને-તમો જો મારી સારી રીતે આરાધના-પૂજા કરશો-તો તમારાશત્રુઓનો નાશ કરીશ." મહાકાલની ગુજરાતી સ્તુતિઓવાળી "મહાકાલમહિમા" નામે એક પુસ્તિકા જીર્ણોધ્ધૃત ભવ્ય શિખરના ફોટાવાળી વાંચવા જેવી છે જેનો શ્લોક આ પુસ્તકમાં અન્યત્ર આપેલો છે.

ધૂળના ઢગલા ઉપર આવેલા અને ધૂળમાં ધળ રૂપે મળી જવા તત્પર થઇ રહેલા આ મહાજીર્ણ મંદિરને નષ્ટ થવાની તૈયારી કરતું જોઇ તે વખતના ઉના કોર્ટના ન્યાયાધીશ નાગર રા. મહાસુખરાય મથુરાદાસે ઉના, દેલવાડા વિગેરે ગામોમાંથી રૂપીયા પાંચેક હજાર ઉઘરાણું કરી તે મંદિરનો નવેસરથી જીર્ણોદ્ધાર કરી સંવત્ ૧૯૭૦ ના શ્રાવણ સુદી ૮ ગુરુથી આ મંદિરની અને પંચાયતન દેવોની પુનઃ પ્રતિષ્ઠાની શરુઆત કરી શ્રાવણ સુદી ૧૦ ને શનિએ સમાપ્તિ કરી હતી. તે વખતે ધામધુમથી તેની પાલખી કાઢી હતી અને ચોર્યાસી બ્રાહ્મણ જ્ઞાતિને ભોજન આપ્યું હતું, ૨૪ બ્રાહ્મણો પ્રતિષ્ઠાની વરણીમાં વર્યા હતા.

સંવત્ ૧૯૭૧ ના ચૈત્ર વદી ૬ ને સોમથી ૧૦ શુક્રવાર સુધી આ મંદિરમાં પાંચ દિવસનો મહારુદ્રયજ્ઞ થયો હતો.

### " મહાકાલેશ્વરની સ્તુતિ "

( ઝુલણા છંદ )

કાલના કાલ મહાકાલ શિવને નમું, પ્રેમથી નાગધર ! નિર્વિકારી
ભક્ત ભવભીતિહર ! શાંતિ કર ! સુખકર, ભૂતભવનાથ ! ભગનેત્રહારી !
તાપહર ! તેજ કર ! શીત કર ! મોહ હર ! ધરણીધર ! ધર્મધર ! ત્રિપુરારી !
મોક્ષ કર ! કાલ હર, કામહર ! વિઘ્નહર ! ગૌરી અર્ધાંગ ધર ! ગંગધારી !
જગત જંજાલ હર ! દુઃખદારિદ્ર હર ! દીર્ઘ આયુષ્ય કર ! શાન્તિકારી !
શિવશિવેતિ સદા જાપ નિશદિન જપું, અંબિકારમણ ! હે મોક્ષકારી!

## महाकालरात्रौ रुद्रोक्ता श्रीमहाकालस्तुतिः ।

रुद्रा ऊचुः— भुजंगप्रयातं वृत्तम् ।

शिवं शान्तरूपं भव भव्यरूपम् । जगत्कारणं साम्बरूपं समर्थम् ॥
जगद्धारणं धर्मरूप दृढास्थम् । नमामो महेशं महाकालमेकम् ॥१॥
सदा श्रेयसां सागरं सौम्यरूपम् । भवाम्भोनिधौ नौस्वरूपाङ्घ्रिपद्मम्॥
शरण्य परं श्रेयसां साधकानाम् । नमामो महेशं महाकालमेकम् ॥२॥
हृदि ध्यानमग्नोभवं भावुकानाम् । सतां कामदं वामदेव वरेण्यम् ॥
वलं धर्मिणा ज्येष्ठमिष्ट गरिष्ठम् । नमामो महेशं महाकालमेकम् ॥३॥
महामङ्गलं चोत्तम मङ्गलानाम् । परं धामरूपं स्वधर्मस्थितानाम् ॥
परं पोषण चामृतं स्वर्गगानाम् । नमामो महेशं महाकालमेकम् ॥४॥
महाघोरगंभीरसारं महिष्ठम् । अघोरं तथागाधतेजोनिधानम् ॥
परं पावनं द्रावणं पातकानाम् । नमामो महेशं महाकालमेकम् ॥५॥
वरं तत्पुमास महादेवदेवम् । महारुद्रमत्युज्ज्वलोद्दामसत्त्वम् ॥
महाशक्तिकान्त कलातीतमच्छम् । नमामो महेशं महाकालमेकम् ॥६
महेशानमाद्यं समस्तेश्वराणाम् । महाशासक चोद्भटं शासकानाम् ॥
परं ब्रह्मतत्त्व मतां साधकानाम् । नमामो महेशं महाकालमेकम् ।७॥
न विष्णुर्न धाताऽस्ति विश्वेशताभाक् । वयं त्वत्पदाम्भोजसेवा-
परा: स्मः
त्वमेकोऽसि विश्वेश ऐश्वर्यसिन्धुः । नमामो महेशं महाकालमेकम् । ८॥

अष्टकं सर्वरुद्रोक्तं सर्वकष्टनिवारणम् ।
महाकालस्तुतौ गीतमिष्टसाधनकारणम् ॥ ९ ॥

ભાવાર્થ:—અગિયાર રુદ્રો બોલ્યા—

શાન્ત રૂપવાળા શિવ, ભવ્ય રૂપવાળા ભવ, સમર્થ જગતકારણ સામ્બમૂર્તિ અને જગતને ધારણ કરનારા દૃઢ સ્થિતિવાળા ધર્મરૂપ, એક શ્રીમહાકાલ મહેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ. ૧

હમેશ સર્વ કલ્યાણના સાગર, સૌમ્ય રૂપવાળા, આ ભવસાગરમાં જેમનાં ચરણકમલ નાવ રૂપ છે એવા, અને શ્રેયઃસાધકોએ જેમનું શરણ ગ્રહણ કરવા યોગ્ય છે એવા મહાન્ એક શ્રીમહાકાલ મહેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ. ૨

હૃદયમાં ધ્યાન કરતાં ભાવિકજનોને તરત જ પ્રગટ થનાર સદ્યોજાતરૂપ, સત્પુરુષોની મનઃકામનાઓ પૂરી પાડનારા, વરવા યોગ્ય વામદેવરૂપ તથા ધર્મપરાયણજનોના મોટામાં મોટા અને ભારેમાં ભારે ઇષ્ટ બળરૂપ એક શ્રીમહાકાલ મહેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ. ૩

સર્વ મંગલમાં ઉત્તમ મહામંગલસ્વરૂપ, સ્વધર્મમાં સ્થિર રહેનારા જનોના પરમ ધામરૂપ અને સ્વર્ગ પામનાર દેવોના પરમ પોષણરૂપ અમૃતસ્વરૂપ એવા એક શ્રીમહાકાલ મહેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ. ૪

મહાઘોર અને ગંભીર બળવાળા, સર્વથી મોટા, તથા અગાધ

તેજના ભંડાર અઘોર મૂર્તિ અને પાતકોને નસાડનાર પરમપાવન એવા એક શ્રીમહાકાલ મહેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ ૫

ન ? તત્પુરુષમૂર્ત્તિ, સર્વ દેવોના દેવના પણ મહાદેવ, અતિ ઉજ્જવળ અને ઉદ્દામ સત્ત્વવાળા, મહારુદ્ર, મહામાયા શક્તિના પ્રિયપતિ અને નિર્માણ તથા કલાતીત એવા એક શ્રીમહાકાલ મહેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ ૬

સઘળા ઈશ્વરોના આદિ મહા ઈશાનરૂપ, સર્વ શાસન કરનાર, એના પણ ઉત્કટ શાસક અને સારા સાધકોના પરમ બ્રહ્મતત્ત્વરૂપ એવા એક શ્રીમહાકાલ મહેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ ૭

દિવ્યશ્વરપદના ભોક્તા શ્રીવિષ્ણુએ નથી અને શ્રીબ્રહ્માજી પણ નથી અને અમે આપના ચરણકમળના સેવકો છીએ હે મહાકાલ ભગવન્! તમે જ એક સર્વ ઐશ્વર્યના સાગર છો, એટલે એક તમને શ્રીમહાકાલ મહેશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ ૮

સર્વ સ્ત્રી વડે બોલાતનુ આ અષ્ટક સ્તોત્ર તે સર્વ કષ્ટનુ નિવારણ કરનારુ છે, તે શ્રીમહાકાલની સ્તુતિમા ગવાયલુ હોવાથી સર્વ ઈષ્ટાર્થની પ્રાપ્તિનુ કારણ છે ૯

## "ઉનામાં મહોદય-મોદેશ્વર તીર્થનુ સ્થાન."

अर्धक्रोशं च तत्तीर्थं समन्तात्परिमण्डलम् । પ્ર ખંડ ૩૨૭૭૬।

આ મહોદય તીર્થ કપિતોયા-મચ્છુન્દ્રી નદીને કાંઠે ઉનાથી ઉત્તરે આવેલુ છે, અને તે હાલ "મોદેશ્વર" નામે

ઓળખાતું હોઇ પ્રાચીન છે. હાલમાં ત્યાં સ્મશાન છે, અને તે મહાકાલેશ્વરની પાછળના ભાગમાં છે ત્યાં નદીકાંઠે મોદેશ્વર મહાદેવ હાલ બીરાજે છે અને હાલ તેની આગળ નદીકાંઠે મુડદાં બળાય છે. "આ મહોદય તીર્થ ઓરસ ચોરસ અર્ધાગાઉનું છે" એમ ઉપરના પ્રમાણુથી સિદ્ધ છે.

"પ્રભાસખંડ" માં "ઋષિતોયા" માહાત્મ્યમાં–महोदयं महातीर्थं मूलचंडीशसन्निधौ । મહોદયતીર્થ, મહાતીર્થ (દેલવાડામાં ભીડભંજન મહાદેવ પાસેનો મચ્છુન્દ્રી નદીનો ભાગ જે હાલ "રામપાજ" નામે ઓળખાય છે અને ત્યાં ઘાટ પણ જુનો બંધાયેલો નદીમાં દટાએલો દેખાય છે તે સ્થળ) મૂળચંડીશ સન્નિધિ. (હાલ 'નાના મહાદેવ' નામે ઓળખાતા સ્થળની પાસેનો મચ્છુન્દ્રી નદીનો ભાગ) આ ત્રણુ સ્થળોને મચ્છુન્દ્રી નદીનાં અત્યંત પવિત્ર તીર્થ સ્થળો કહ્યાં છે. તે જગ્યાએ મુડદાના હાડકાં નાંખવાથી ગળી જાય છે, એવી ચમત્કારી વાત ત્યાં વિસ્તારથી વર્ણવી છે, અને ત્યાં સ્નાન, દાન, તર્પણુ શ્રાદ્ધાદ માટે ઘણું પુણ્ય થતું હોવાનું લખ્યું છે. ઉનેવાળોના પૂર્વજોએ રાજ્યમદમાં પોતાના ઇષ્ટદેવને ભૂલી જઇને પોતાનો નાશ નોતર્યો હોય તો તે સંભવિત છે. તે સમયે ઉનેવાળો સોનાની જનોઇઓ પહેરતા અને ચંદ્રબળ ઓઝા ઉનામાં અને સોમદેવ ઓઝા દેલવાડામાં જે વખતે રાજ્ય કરતા હતા તે સમયે આ

મહાકાલનું પ્રાચીન મંદિર પૂર જાહોજલાલીમાં હતું અને તેઓ યુદ્ધ વખતે મહાકાલની સહાય માગીને જતા.

આ મહોદય–મોઢેશ્વરનું સ્થાન મહાકાલેશ્વરથી ઇશાન કોણમાં હોવાનું અ. ૩૨૭ પૃ. ૧૨૯–૩૦ માં ૭ શ્લોકોમાં તેના માહાત્મ્ય સાથે છે. અહિં સ્નાન કરી દેવ, પિતૃનું તર્પણ કરનાર બ્રાહ્મણ દાન લેવાના દોષથી મુક્ત થાય છે. શિવરાત્રિએ અહિં મહાપૂજા થાય છે, ૨૫ વીઘાં જમીન અને ૧૨ માસે રૂ. ૪) દીવેલીઆના મળે છે. મંદિર ઉપર ભગવી ધ્વજ ફરકે છે, ગુંસાઇ બાવા પૂજા કરે છે, મંદિરની પાછળ સમાધિસ્થાનો છે.

આ મોઢેશ્વરનું શિવલિંગ ઉપરની જમીનથી આશરે ૨૦ પગથીયાં ઉતર્યા પછી પૂર્વાભિમુખના ઘુમટવાળા દેવળમાં છે, અન્દર ત્રાંબાની જલાધારી છે, ઉપર પંચમુખી પિત્તળનો નાગ છે, કોઇ વાર ઉપર પ્રત્યક્ષ ફણિધર નાગ પણ દેખાય છે, લિંગ નાનું છે, જોડમાં ૧ નાનું લિંગ છે, પશ્ચિમ મુખે પાર્વતી, દક્ષિણે ગણેશ, અને ઉત્તરમાં પણ એક પાર્વતીની મૂર્તિ છે. ૮ પગથીયાં ઉપર ચઢયા પછી ૧ નન્દી છે, પાસે ૧ કૂર્મ છે, જમણી કોરે પાસેજ અગાસીવાળી દેરીમાં દક્ષિણાભિમુખે ૧ હનુમાનની મૂર્તિ છે. મંદિર અને પગથીયાં વગેરે આરસ જડેલાં છે. તે પગથીયામાં એક કન્દોઇ તલકચંદ સવચંદનો સંવત ૧૯૬૬ ના માગશર સુદી ૧૫ નો તથા બીજો કંદોઇ કરમચંદ કરસનજીનો સં. ૧૯૭૮ ના શ્રાવણ સુદી ૮ નો

ચમત્કાર પણ સઘળી દિશાઓમાં ફેલાએલા છે. તેની ભાભીના દુષ્ટ સ્વભાવથી ક્રોધાયમાન થઇને એક દિવસ નરસી મહેતા ઘર છોડી પોતાના ઇષ્ટદેવ મહાદેવ ગોપીનાથને મંદિરે ગયા; ત્યાં રહી ઘણા દિવસો તેણે ઉપવાસ, આરાધના અને પ્રાયશ્ચિત્ત કર્મ કરવામાં ગાળ્યા. આખરે અનંત કૃપાદષ્ટિનો સમુદ્ર રેડ્યો, ઇશ્વરી પ્રસાદરૂપી વાદળાંની ગર્જના થઈ અને નરસીમહેતા સાંભળે તે પ્રમાણે નીચે મુજબ આકાશવાણી થઇ:—

"આ દુનિયાની મોજમજાહ અને શારીરિક વાંછનાનો ઉપભોગ મેં લક્ષ્મીપતિ કૃષ્ણને સોંપ્યો છે, તું રાસમંડળની લીલા, ગોપીનું નૃત્ય અને સંગીત તારાં ચર્મ ચક્ષુથી જોઇશ; જે તું કવિતા રૂપે વર્ણવજે, કે જેથી તારૂં કથન જે સાંભળે તેને સનાતન મોક્ષ મળે."

નરસિંહ મહેતાએ "તથાસ્તુ" કહ્યું. તે વખતને આજે લગભગ ૩૭૦ વર્ષ થઇ ગયાં તો પણ ઉંચી અને નીચી પંક્તિના માણસો આજ પર્યંત તેમનાં બનાવેલ કીર્તન ગાય છે, અને આ પ્રમાણે છેવટની મુક્તિ માટે સામગ્રી ભરી રાખી છે.

શશી પ્રકાશે જગતમાં સદૈવ તેનું જોય

નરસિંહ મહેતા દ્રવ્યહીન માણસ હતા અને વેરાગી તથા ભક્તો જેઓ દેશમાં ભટકતા ફરે છે તેમની સોબતમાં રહેતા,

તેમ છતા પણ તેના દિકરા શામળદાસના જ્યારે વડનગરના નાગર મદનજીની દિકરી જોડે લગ્ન કરવા હતા ત્યારે દૈવકર્મથી તેને તરેહ તરેહના રથ, સોનાના આભૂષણથી શણગારેલા ઘોડા, કિમતી પોશાક અને ઘરેણા આપડયા નરસિંહ મહેતાની દિકરી કુવરબાઇને જુનાગઢ તાબાના ઉના ગામના ઝવેરીપુરા નામના મહોલ્લામાં રહેનાર શ્રીરંગ મહેતાના દિકરા જોડે પરણાવ્યાં હતા. પછીથી નરસિંહ મહેતો નાડ કાન લઇને ઉનામા પોતાની દિકરીના સીમંત ઉપર હાજર થયા અને પોતાની દિકરીને કહ્યુ કે, "મામેરામા જે લુગડા જોઇએ તની યાદી કરવા તારી માસુને પૂછ એટલે હુ તે મુજબ ગોઠવણ કરૂ" ઇત્યાદિ ઇત્યાદિ

એ પછી રણછોડજી દીવાને 'સોરઠી તવારીખ' મા મામેરૂ કેવી રીતે પૂરાયુ તેનો પ્રસંગ વર્ણવ્યો છે જે પ્રેમાનંદના મામેરાને મળતો આવે છે આ રણછોડજી દીવાન સંવત્ ૧૮૪૦ મા જીવતા હતા એ ચોક્કસ છે તેમાથી ૩૭૦ બાદ કરતા નરસિંહ મહેતાનો જન્મ સં ૧૪૭૦ આવી રહે છે

## " શ્રી નરસિંહ મહેતાજીના સમયના દામોદરરાય (ઉના)ના મંદિરનો ઇતિહાસ. "

સંવત્ ૧૫૧૨ ના માગશર સુદી ૭ જુનાગઢમાં દામોદરરાય ભગવાને નરસિંહ મહેતાજીને હાર આપ્યા પછીથી તુરત અહીં ઉનામાં પધાર્યા છે કહે છે કે તેની પહેલાં અહીં દ્વારકાનાથજી બીરાજતા અને તેની સેવા સેવક તપોધન બ્રહ્મણની સ્ત્રી કરતી હતી, જે હાલના સેવકોના કુટુંબની હતી અને તે સ્વરૂપ પણ હાલમાં વિદ્યમાન છે. દ્વારકાનાથજીના સ્વરૂપના વિષયમાં રામમંદિર (ઉના)ના સાધુઓનો એવો મત છે કે આ દ્વારકાનાથજીનું સ્વરૂપ રામાનન્દ પંથના સાધુઓએ પધરાવ્યું છે અને ત્યાર બાદ સેવકો શ્રીદામોદરરાયને પધરાવી લાવ્યા, પણ ખરી રીતે મને તો સેવકોજ દ્વારકાનાથજીની સેવા કરતા હતા એમ ચોક્કસ જણાય છે, કારણ જે હાલમાં ત્યાં સાધુઓનો કશો પણ હક્ક નથી.

દામોદરરાયજીના મંદિરને સરકાર (જુનાગઢ) તરફથી અગાઉના સમયમાં દર વર્ષે સામગ્રી વિગેરે મળતું હતું, પણ જ્યારથી સોરઠ સરકારે રૈયત પાસેથી વીઘોટી લેવાનો ઠરાવ ઘડયો ત્યારથી ઠાકોરજીની સેવા સામગ્રી વિગેરેનો નિર્વાહ કાયમ રાખવા સોરઠ સરકાર તરફથી હાલ રૂ. ૨૬૬। અંકે બસો છાસઠ રૂપીયા ચાર આના આપવા નક્કી કર્યું છે.

મંદિરના દ્વિવેલીઆ તરીકે બે વાડીયે। છે, તેમાં ૧ વાડી દેલવાડાના રસ્તા ઉપર છે અને તે જમીન આશરે ૬૦ વીઘાં છે, અને બીજી વાડી સીંખર (શખર–સ્થાન)ના રસ્તા ઉપર નદીકિનારે છે, તે આશરે ૨૦ વીઘા છે તેની ઉપજ શ્રી દામોદરરાયજીને અર્પણ થાય છે આ વાત સેવક નથુ મોનજી તરફથી મેળવી છે અને હાલમા સરકારમા પણ તેજ નામથી વહીવટ ચાલે છે

શ્રી દામોદરરાયજી સવત ૧૫૧૨ મા જૂનાગઢમા મહેતાજીને હાર આપી, જૂનાગઢથી સવા પ્રહરમાં મહેતાજી જોડે ગુપ્ત–પ્રયાગનાં જ્યાં યમુનાજીનો કુડ છે ત્યાં પધાર્યા, અને તે વખતે ઉનાનો વહીવટ ચલાવનાર મુખ્ય વહીવટદારને સ્વપ્નું થયું કે મારે પધરાવું છે, તેથી તેઓએ તેમને ઉનામાં લાવી પધરાવ્યા

બીજું તે મદિર હાલમા જે સ્થિતિમા છે તે સ્થિતિમાં શાકે ૧૭૨૫ મા મોરારજીભાઇ દીવાને બધાવી આપ્યું છે, જે હાલમા શિખરબધ છે. આ દામોદરરાયજીનું સ્વરૂપ અને સ્થળ પ્રાચીન અને દર્શનીય છે

'આ દામોદરરાયજીના મંદિરના બીજા આગણામા દ. પરથાર ઉપર ઘણી મૂર્તિઓ છે, તેમાં ૧ નાની સૂર્યની મૂર્તિ ઉોલણુટવાળી છે દામોદરરાયજીના મદિરના બીજા આગણાનાં શિલાલેખ ૧।।।ઉંચો ૦) ૧ આડો, ૬।।। જમીનથી ઉચો, અડ જાતના કાળા

પત્થરનો ૧, ૮ લાંબો, ૧૦ાા પ્હોળો, ૧૫ લીંટીમાં દરેક લીંટીમાં ૧૫ અક્ષર, સંસ્કૃત ભાષા અને લિપિનો, સં. ૧૮૯૦ નો અગ્નિકોણે બારી પાસે આભ્યન્તર નાગર પ્રયાગજી સુત કુંજી દુર્લભજી સુત સાગરજીએ દામોદરરાયનું મંદિર કરાવ્યું " એવો લેખ છે " દા. નુ મંદિર કરાવ્યું " એ શકાસ્પદ છે, કારણકે દા. મં ત પ્રાચીન છે. કારણકે સોરઠી તવારિખમા જૂનાગઢના દીવાન રણછોડજીએ પૃ. ૫૮ માં સવત ૧૮૨૫ નો હવાલો આપી લખ્યું છે કે " દામોદરનું મદિર, ગુપ્તપ્રયાગ, અને મહાકાળેશ્વરનાં મંદિરો એ આ (ઉના) મહાલનાં આભૂષણો છે. " આથી આ દેવળ નરસિંહ મહેતાના સમયનું જૂનું છે. એમ ઉપરના લેખમાં મેં બતાવ્યું છે. કલ્યાણરાયના ચરણમાં આરસનો ૦। પનો લાંબો, ૦।૧ પહોળો, ૨ લીંટીમાં, દર લીંટીમાં ૧૨ અક્ષરનો સંસ્કૃત ભાષા અને સંસ્કૃત લિપિનો લેખ છે, અક્ષર ઉકલતા નથી.

આ દામોદરરાયજીના સ્વરૂપના હસ્તદ્વય કેમ જાણે નરસિંહ મહેતાને હાર આપવા માટે લંબાવતા હોય તેવા લાગે છે.

(તા. ક. શ્રી દામોદરરાય અને કુંવરબાઇના મામેરાનો ઐતિહાસિક આ લેખ મુંબઇના " ગુજરાતી " પત્રમાં તા. ૮ અક્ટોબર ૧૯૩૩ ઇ. માં પૃ. ૧૪૮૦-૧ માં મેં મારા નામથી છપાવ્યો છે જે લેખ અહિં સુધારા વધારા સાથે લીધો છે. રે. મે. શાસ્ત્રી.)

## "ઉનાનો નરસિંહ મહેતાની દેરીનો શિલાલેખ."

"નરસિંહ મહેતાની દેરીનું આ સ્થળ ઉના કોરટના કિલ્લાવાળા દરવાજા તરફથી નદીના રસ્તે સામે પાર નાઠેજ જવાના રસ્તા ઉપર અને અમોદરાના રસ્તાથી કાંઇક ડાબી બાજુ પર છે, એટલે ડાબા હાથ ભણી આવેલું છે. ત્યાં ખેતરમાં એક દહેરી છે. તેટલામાં સૂર્યનો પ્રકાશ પડતો નથી. એવી પરંપરાગત લોકવાયકા છે. અગાઉ અહીં સુધી જૂનું ઉનાનું સ્થળ હતું, એમ પ્રાચીન અવશેષોથી જણાય છે. ઉનામાં નાગરોની વસ્તી ઘણી છે અને તે સેંકડો વર્ષથી રહે છે. દેરી જર્જરીભૂત છે અને એ એને જોવાથી એવું અનુમાન થઈ શકે છે કે આ દેરી જૂના વખતની છે, તેમાં જરા પણ શકમંદ થવા જેવું નથી. દેરી આશરે આઠ ફૂટ લાંબી તેમજ આશરે આઠ ફૂટ પહોળી છે. પશ્ચિમ દિશા તરફ આખી દિવાલ છે અને ઉત્તર-દક્ષિણ તેમજ પૂર્વ દિશા ખુલ્લી છે, પૂર્વ દિશાનો ભાગ પડી જવા જેવો થઇ જવાથી ત્યાં હાલ જોતાં એક પથ્થરનો વચ્ચે ટેકો કરવામાં આવ્યો છે. આ તપાસ આજ રોજે એટલે અષાડ વદ ૭ ને શુક્રવાર તા. ૧૪-૭-૩૩ ના રોજે બપોરના અમોએ કરી છે.

લેખનો પત્થર પાળીઆને આકારે છે. આ પત્થર આશરે ૩ ફૂટ લાંબો તથા દોઢ ફૂટની પહોળાઇનો છે. પત્થર ઉપરથી ત્રિકોણાકાર છે અને નીચે ચોરસ છે એટલે

કે ચટણી વાટવાની પત્થરની પાટ જેવો છે. વચમાં લેખ તે એક ફૂટથી વધારે અને સવા ફૂટની અંદર ફક્ત પાંચ લીટીમાં છે. લેખના પત્થરની જાડાઇ પોણા ફૂટની છે. લેખના દરેક અક્ષર ક્ષારને અંગે ખવાઇ ગયેલ છે, અને કેટલાક અક્ષરો તો તદ્દન લુપ્ત થઇ ગયા છે લેખનો પત્થર સફેદ પાણાનો છે, અને જ્યારે તે તૈયાર કરવામાં આવ્યો હશે ત્યારે તેમા કત્થાઇ લાલ રંગ પૂરવામાં આવ્યો હશે એવુ અનુમાન થાય છે, કારણકે તેવા રંગની છાંટ એક છેડા ઉપર જોવામાં આવે છે. તેની નકલ નીચે મુજબ છેઃ—

संवत् १५०३ वरखे महा सुदी ५ ने वार रविए (?)
कुंवरबाइनी वाहिनी पुरवामां आवो छे.

આ દેરીને કોઇ કોઇ લોકો સામળીયાની દેરી કહે છે, વ. હ. આચાર્ય વો. મ્યુ. ના ઈ. ૧૯૦૬–૭ ના રિપોર્ટના પૃ. ૩૯ માં લખે છે કે, " સામળીયાની દેરી ઉનાથી ઇશાન-પૂર્વ વચ્ચે ૧ માઇલ છે તે દેરી ૭-+૭ાા+૭) ૧૦ ની ાા ઉંચા પરથાર ઉપર છે, તેમાં ૧ પાળીઓ સં. ૧૬૧૩ નો છે. કહેવાય છે કે અહીં પાસે ઉત્તર ખેતરમાં થોડા ભાગમાં છાંયોજ રહેતો અને એ છાંયાનો ચમત્કાર નજરે જોનારા હજી ઉનામાં હયાત છે એમ કહે છે. કહે છે કે નરસિંહ મેતાજીની દિકરી કુંવરબાઇનું મામેરૂં પૂરવા વિષ્ણુ ભગવાન્ પોતે શામળશા શેઠ થઇ આવ્યા હતા તે આ સ્થળ છે, નરસિંહ મેતાને

તડકે ઉતારો આપેલ તેથી ત્યાં સદાને માટે ભગવાને છાંયો રાખેલો હતો. આ સ્થળ ઉનેથી સનખડા જવાના રસ્તાથી એક ખેતરવા ખેતર છે અને તે સામળીયાની દેરીથી ઇશાનમાં છે."

"ભક્ત નરસિંહ મેહતા" નામે ગોરખપુરથી હિન્દીમાં છપાયેલ પુસ્તકમાં તેના લેખક મંગલ લખે છે કે, "શ્રી નરસિંહ મેહતાનો જન્મ સવત ૧૪૭૦ માં થયો હતો. "ગામ તલાજતમાં જન્મ મારો થયો, ભાભીએ મૂરખ કહી મેહેણું દીધું; વચન માગ્યું, અપૂજ શિવલિગનું વનમાંહે જઈ પૂજન કીધું." પૃ. ૧ "ઉના ગામમાં ત્યાંના શ્રીમંત નાગર શ્રીરંગધર મહેતાના પુત્ર વસન્તરામ જોડે કુંવરબાઇનો વિવાહ નક્કી થયો" પૃ. ૧૧. કુંવરબાઇના સસરા શ્રીરંગધર મહેતા રાજ્યના એક ઉચ્ચપદ ઉપર હતા પૃ. ૧૦૩, કુંવરબાઇનું સીમન્તમુહૂર્ત મહા સુદી ૭ રવિવારનું હતું પૃ. ૧૦૮, મુચુકુન્દ રાજા ( કે જેની "મુચુકુન્દ ગુફા" નામે આજે પણ ગિરનારના દામોદર કુંડ પાસે છે. ) ને ભગવાને વરદાન આપેલું કે:—

भूत्वा द्विजवरस्त्वं वै मामुपैष्यसि केवलम्

ભાગવત સ્કંધ ૧૦, અ. ૫૧, શ્લોક ૬૪, "તમો હવે પછીના જન્મમાં ઉત્તમ બ્રાહ્મણરૂપે જન્મી ફક્ત મનેજ પામશો," આ મુચુકુન્દ એજ શ્રી નરસિંહ મહેતાજી હતા એમ સૌ કોઇ કહે છે.

# "ઉનાના તળાવના જીર્ણોદ્ધારનો શિલાલેખ"

ઉના (કાઠિયાવાડ) ગામની બહાર આવેલા મોટા તળાવના સબંધમા ૪ જુદા જુદા લેખો નીચેના પુસ્તકોમાંથી મળ્યા છે.

૧-"શ્રી ફાર્બસ-ગુજરાતી-સભાના હસ્તલિખિત પુસ્તકાની સવિસ્તર નામાવલિ" નામના પુસ્તકમાં ૩૮૨ મે પાને છપાયેલા પ્રશસ્તિમા નીચે મુજબ છે:-

"૫ ઉનાના તળાવની પ્રશસ્તિ:-

સવત્ ૧૫૮૨ ના શ્રાવણ સુદી ૮ ને બુધવારે ઉન્નતદુર્ગમાં વાલમ કાયસ્થ જ્ઞાતિની બાઇ હીર (?) (હરિ) બાઇએ તળાવ સમરાવ્યું (उद्धारितं) તેની આ પ્રશસ્તિ છે. એ સંસ્કૃત ભાષામા રચાયેલી છે અને વડનગરા આભ્યન્તર નાગર પ્ર(ભુ) દાસના પુત્ર સોમનાથે આ પ્રશસ્તિ કરેલી છે. એમાં જણાવેલું છે કે:-"વલભીપુર (વળા)માંથી ઉનામાં આવી વસેલા કાયસ્થોના અગ્રણી "નરસિંહ" મંત્રીના વંશમાં મંત્રી "વિજય" થયો. તેનો વત્સરાજ તેની પુત્રી કીકી તેનો પતિ "મય" (?) (મટ) તેમનાથી "પત" તેને સૌરાષ્ટ્ર દેશના પાદશાહ મહંમદે મંત્રિપદ આપ્યું, અને તેની પત્ની હરિબાઇએ ઉનાનું તળાવ સમરાવ્યું"

આ નકલની ઉપર એવું લખ્યું છે કે- "કિલ્લાના એક બ્રાહ્મણ પાસે અક્ષરાન્તર કરાવ્યું" (અહિં નરસિંહ

મંત્રીના વશમાં નહિ પણ તેના માતૃવશમાં જોઈએ પતને મહમદે મંત્રિપદ નથી આપ્યું પણ અયાજે દીધું છે અને મહમદે તો ' શ્રી મલીકવર ' નામની પદવી આપી હતી–એમ લખવું જોઈએ )

૨-(બીજો લેખ) "સોરઠી તવારિખ"ને ૫૮ મે પાને "ઉના દેલવાડા" એ શીર્ષક નીચે સ્વ અમરજી દીવાન લખે છે કેઃ–" તળાવ તથા ચાચરીયા નામની વાવને સંવત્ ૧૫૧૫ માં (ઇ સ ૧૪૫૮ માં) સોમનાથ નામના કાયસ્થે બંધાવ્યા હતા " આ લખાણનો ૧૫૧૫ મો સંવત્ અને સોમનાથ કાયસ્થ એ શબ્દો મૂળ સંસ્કૃત લેખમાં નથી. પણ સોમનાથ નાગરનું નામ છે તેણે તે પ્રશસ્તિ લખી અને અયાજના મંત્રી પતની સ્ત્રીએ જલદાન કર્યું, ને હરિબાઇએ તેનો જીર્ણોદ્ધાર કર્યો એમ મૂળ લેખમાં છે આમ છતાં સોમનાથ કાયસ્થે સં ૧૫૧૫ માં બંધાવ્યાનું સ્વ અમરજી દીવાને ક્યા આધારે લખ્યું છે તેનો મેળ મળતો નથી તેથી તેને કોઇ આધાર ન મળે ત્યાં સુધી તે મનાય નહિ. મૂળ સંસ્કૃત લેખમાં એટલું તો છે કે, હરિબાઇએ આ તળાવ उद्धारित સમરાવ્યું એના उद्धारित શબ્દથી એટલું તો સિદ્ધ થાય છે કે તેનો મૂળ બાંધનાર કોઇ બીજો–એટલે કે "પત" મંત્રી અથવા ઉનેવાળ રાજા હતા એમ જણાય છે અને મૂળમાં ૧૪ માં શ્લોકમાં પાપ્ अकारयत् तारयितु स्वकीयान् એ એમાં આધાર મળે છે પણ દુર્ભાગ્યે તે ક્યારે બંધાવ્યું તે જાણવા માટે ત્યાં બીજો

પુરાવો મળતો નથી. દીવાન અમરજીના જોવામાં કંઇ આવ્યું હોય અને તે ઉપરથી તેમણે લખ્યું હોય તો રામ જાણે! તો પણ અત્યારે વિદ્યમાન સંસ્કૃત લેખમાં સં. ૧૫૮૨ નો જીર્ણોદ્ધારનો ઉલ્લેખ છે તે વિષે તેઓ તદ્દન ચુપ રહ્યા છે એટલે સંવત્ ૧૫૧૫ ની સાલ તો સાવ શંકાસ્પદ લાગે છે.

મારી સાદી સમજ પ્રમાણે તો આ તળાવ બંધાવનાર ઉનામાં રાજ્ય કરનાર કોઇ ઉનેવાળ બ્રાહ્મણ હોવા જોઇએ. અને તે ઇ. સ ૧૩૦૦ ની આસપાસ બંધાયેલું હોવું જોઇએ. કારણ કે ત્યાં સુધી ઉનેવાળનું રાજ્ય ઉનામાં હતું, એમ તટસ્થ ઇતિહાસો સાક્ષી પૂરે છે. ઉનેવાળોના બારોટો કહે છે કે, આ તળાવ બંધાવનાર ઓઝા ઉનેવાળ રાજા હતા. તેમજ વરસીંગપુરની વાવ, (ઉનાથી ૧ાા ગાઉ દૂર ૪ માળની છે જેમાં ૨૧-૨૧ ફુટના બે પત્થરો છે તે જોવા લાયક છે,) "લેલા" ગામનું તળાવ, અને ઓઝા સરોવર, આ બધાં ઉનેવાળ રાજ્યકર્તાનાં બંધાવેલાં હોઇ એક સરખી સુંદર બાંધણીનાં છે. તેની નકસી, શિલાઓ અને મજબુત બાંધકામ જોવા જેવાં છે. ઉનેવાળ ભાઇએ આ તળાવ અને બહેને આ વાવ બાંધેલી છે કે જેમાં લાખો રૂપિયા ખર્ચાયાનું અનુમાન થાય છે. અત્યારે જેને સમારતાં હજારો રૂપિયાનો ખર્ચ થાય એમ છે. એ તળાવ જીર્ણ થવાથી હરિબાઇએ સં. ૧૫૮૨ માં સમરાવ્યું છે. તે વખતે જુનાગઢ અને પાવાગઢ નામના બે

ગઢ જીતનાર મહંમદ બેગડો હતો. સં. ૧૫૬૨ થી સં. ૧૬૧૦ સુધી જુનાગઢ અને સોરઠ તેના તાબામાં હતાં. તે વખતે તેણે અયાજને સોરઠનો રાજા બનાવ્યો અને અયાજે "પત"ને મંત્રિપદે નીમેલો અને તેના સમયમાં એ તળાવ જીર્ણ થયું ત્યારે હરિબાઇએ જીર્ણોદ્ધૃત કરાવ્યું. તેનો શિલાલેખ સં. ૧૫૮૨ નો છે. આ વાતને પુષ્ટિ આપતો લેખ ત્રીજો નીચે પ્રમાણે છે.

૩-(લેખ ત્રીજો)-"ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ" નામના પુસ્તકના પહેલા ભાગમાં નં ૧૦૮ મા શિલાલેખની નોંધમાં નીચે મુજબ છેઃ-

"ઉનાના તળાવનો લેખ":-

"સંવત્ ૧૫૮૨ માં (ઇ. સ. ૧૫૨૬) મહંમદ બેગડાના કારભારી કાયસ્થ મટાની વહુ હરિબાઇએ ઉનામાં તળાવ કરાવ્યું" આ લેખમાં "પત"ના પિતા "મટાની વહુએ કરાવ્યું" એ લખાણ તદ્દન ખોટું છે. કારણ કે મૂળ લેખમાં-મટની સ્ત્રીનું નામ કીકી છે તેના પુત્ર-"પત" મંત્રીની વહુએ જળદાન કર્યું અને હરિબાઇએ સમરાવ્યાનું લખ્યું છે. હરિબાઇ કોની સ્ત્રી અને મંત્રી પતની સ્ત્રીનું નામ શું તે મૂળ લેખમાં સ્પષ્ટ કર્યું નથી.

૪-(લેખ ચોથો)-"કાઠિયાવાડ સર્વસંગ્રહ" (કર્નલ વોટસનકૃત) ગુજરાતી પુસ્તકને ૩૦૦ મે પાને લખ્યું છે કેઃ-

"ઉનાના તળાવ માહેના સંવત્ ૧૫૮૨ ઈ. સ. ૧૫૨૬ ની સાલના સંસ્કૃત લેખમા "મલેક" ઇયાઝનું નામ છે. ને તેની કબર ઉના ગામની બહાર હજરતશાહની મસીદમાં બતાવવામાં આવે છે" મૂળ લેખના ૧૪ મા શ્લોકમાં "મલેક ઇયાઝ" એવુ જોડાયેલુ નામ છે નહિ, પરંતુ ૧૨ મા શ્લોકમાં "अयाजनामा यवनाधिराजः "અયાજ" નામે યવનોનો અધિપતિ" એમ છે તે અને ૧૪ માં શ્લોકના "મલિક" શબ્દ છે તે બંનેને મેળવીને તેમણે "મલેક ઇયાઝ" એવું ભેગું નામ ગોઠવી કાઢયું લાગે છે. ખરી રીતે ૧૪ મા શ્લોકમાંનો "પત" નામના મંત્રીને મહમદશાહે "શ્રીમાન્ મલિકવર" એવું પદવી-પ્રદાન કર્યાનું લખ્યું છે. વળી આ તળાવ કંઇ મલેક ઈયાઝે બંધાવ્યું નથી કે તનુ નામ તેમાં આવે. તળાવના બંધાવનાર તો "પત" મંત્રી હતા. એમ ૧૫ મા શ્લોકમાં સ્પષ્ટ છે. અસલ શિલાલેખ નીચે મુજબ છેઃ—

## "ઉના (કાઠીયાવાડ) ના તળાવ પરનો શિલાલેખ"

ઉનાનું તળાવ ઘણું મોટું છે. તળાવને પૂર્વ કિનારે પશ્ચિમાભિમુખે નીચે લખેલ શિલાલેખ છે. તેમાં ૧૫ શ્લોકો અને થોડું ગદ્ય મળી ૩૬ લીંટીમાં છે. મૂળ શિલાલેખમં

માત્ર(ત્રે) કરવાની પદ્ધતિ–અક્ષરની આગળ એક કાનો કરવાની છે. જેમકે શ્રી ગણેશાયને બદલે શ્રીગાણશાય–વગેરે. કેટલેક ઠેકાણે કેટલાક અક્ષરો પત્થર ઘસાઈ જવાને લીધે ઉકલતા નથી–તેથી મૂળમાં જેમ વંચાયું તેમજ પ્રસિદ્ધ કરીએ છીએ:–

॥ ५० ॥ ॐ नमः श्रीगणेशाय ॥

कल्याणं कमलासनः सृजतु वः क्लेशक्षयं केशवो
गौरीशः खलु गौरवं गणपतिर्निःशेषविघ्नक्षयम् ।
सर्वारातिविनाशमाशु ककुभामीशाः सुरेशादयः
कुर्वन्तु कृतमाधिपत्यमधिकं सूर्यादयः खेचराः ॥ १ ॥

અર્થ:—બ્રહ્મા તમારૂં કલ્યાણ કરે, વિષ્ણુ તમારા ક્લેશોનો નાશ કરે, શંકર તમારૂં ગૌરવ વધારે, ગણપતિ તમારાં સર્વ વિઘ્નો નષ્ટ કરે, ઇન્દ્રાદિ દિક્પતિઓ તમારા સર્વ શત્રુઓનો વિનાશ કરે અને સૂર્યાદિગ્રહો તમને પ્રાપ્ત થયેલાં આધિપત્યને અધિક કરે. (૧).

पतिः सतीत्वादिगुणैरतीव प्रीतः स्वदेहार्धमदात्तु यस्यै ।
साऽत्यंतसौभाग्यनिधिर्ददातु मनोरथान् पर्वतराजपुत्री ॥२॥

અર્થ:—સતીત્વ વગેરે ગુણોથી અત્યંત પ્રસન્ન થયેલા શ્રીશંકરે જેમને પોતાના અર્ધાંગમાં સ્થાન આપ્યું

તેવાં અત્યંત સાભાગ્યના ભંડાર રૂપ શ્રીપાર્વતીજી તમારા મનોરથોને પૂર્ણ કરે. (૨).

ायस्थवंशो वलभीपुरे पुरा वाल्मीकिनाम्ना मुनिना प्रतिष्ठितः।
ोऽन्याहत सर्वकलासु कौशलं विशेषतो लेख्यकलाविधौ दधौ॥३॥

અર્થ:—પ્રાચીન સમયમા વાલ્મીક નામના મુનિએ વલભીપુર (વળા) માં કાયસ્થ વંશ સ્થાપ્યો હતો કે જે પરંપરા-પ્રાપ્ત દરેક કલાઓમાં અને ખાસ કરીને લેખનકલામાં અત્યંત કુશળ હતો. (૩).

विख्यातः क्षितिमंडले क्षितिभृतां संसत्सु सर्वैर्गुणैः
मान्यो मन्त्रिगणाग्रणीर्गुणवतामग्रेसरः सोऽन्वयः ।
संतः शास्त्रविदः कलासु कुशलाः शूरा महामंत्रिणो
दातारश्च दयालवश्च बहवो यस्मिन्नभूवन्नराः ॥ ४ ॥

અર્થ:—તે વંશ અનેક ગુણોને લીધે દુનિયાના દરેક રાજાઓના સમુદાયમાં પ્રખ્યાતિ પામ્યો હતો. મંત્રિસમુદાયમાં અગ્રણી, માન્ય અને ગુણવાનોમાં અગ્રેસર લેખાતો અને જે વંશમાં સન્તપુરુષો, શાસ્ત્રવેત્તાઓ, કલાકુશળ, શૂરવીરો, મહામંત્રીઓ, દાતાઓ અને ઘણા દયાળુ પુરુષોનો જન્મ થયો હતો. (૪).

यस्मिन्नशेषविदुषामपि माननीयो वंशे विशुद्धचरितः सुतरामुदारः ।
मंत्री बभूव "नरसिंहवरा"भिधानःश्रीपद्मनाभचरणार्चनसावधानः॥

અર્થ:-જે વંશમાં અનેક વિદ્વાનોનો માન્ય, વિશુદ્ધ ચારિત્ર્યવાન્, અત્યંત ઉદાર, અને વિષ્ણુ ભગવાનના ભક્ત "શ્રીનરસિંહવર" નામના મંત્રી થઇ ગયા. (૫)

पुत्रस्तस्मात्सज्जनः सज्जनानां सेवाकारी "मंत्रिसेवा"भिधानः ।
आसीदाशीर्वादमंत्रैरुदारैर्भूदेवानां भूतले भूतिमाप ॥६॥

અર્થ:- તે "નરસિંહવર" નામના મંત્રીને સજ્જનોની સેવા કરનાર અને બ્રાહ્મણોના ઉદાર આશીર્વાદના મંત્રોથી "મંત્રિસેવ" નામનો સજ્જન પુત્ર થયો અને તેણે પૃથ્વીપર જન્મીને ખૂબ સમૃદ્ધિ મેળવી. (૬)

तस्याभवज्जगतिमंत्रि 'मटा'भिधानः ख्यातः सुतः सुचरितः परितः पवित्रैः ।
यः कर्मभिः कुलमशेषमलंचकार यद्वत्तरुर्मलयजो मलयं महाद्रिम्॥७

અર્થ:-તેમને મંત્રિ"મટ" નામનો જગતમાં પ્રખ્યાત, સુચરિત્ર પુત્ર પ્રાપ્ત થયો કે જેણે પોતાના કુળને પોતાના પવિત્ર આચરણોથી-જેમ ચંદનનું વૃક્ષ મલય પર્વતને શોભાવે છે તેમ-પોતાના સમગ્ર કુળને શોભાવ્યું છે. (૭).

अथ मातृवंशः ।

श्रीकायस्थकुलोद्भवः समभवन्मंत्रीश "वीजा"भिध-

स्तत्पुत्रः पृथिवीशसंसदि मतः "श्रीवत्सराजा"भिधः ॥
कन्यारत्नमसूत तस्य सुतरां सौभाग्यभाग्यास्पदं
प्रेम्णा यस्य पिताऽभिधानमकरोत् "कीकी"ति संलालयन् ॥८

અર્થ:-શ્રીકાયસ્થકુળમાં "વીજ" નામના એક મંત્રીશ્વર ઉત્પન્ન થયા હતા. તેમનો પુત્ર "શ્રીવત્સરાજ" નામે રાજાઓની સભાઓમાં માન્ય હતા. તેમને ત્યાં અત્યંત સૌભાગ્યશાલી એક કન્યારત્ન ઉત્પન્ન થયું કે જેનું નામ તેના પિતાએ પ્રેમથી લાડમાં "કીકી" રાખ્યું હતું, (૮)

भवं भवानीसहितं समर्च्य पतिव्रता सा पतिमाससाद ।
"मटा"भिधानं सचिवं यथा हि प्रभूतपुण्यं पुरुषं समृद्धिः ॥९॥

અર્થ:-જેમ અત્યંત પુણ્યશાળી પુરુષને સમૃદ્ધિ પોતેજ આવીને પ્રાપ્ત થાય છે તેમ તે પતિવ્રતાએ "મટ" નામના મંત્રીને-શંકર પાર્વતીની પૂજા કરીને પતિ તરીકે પ્રાપ્ત કર્યા. (૯)

तां "वत्सराजस्य" सुतामुपेत्य पत्नीं स "सेवा"त्मज आत्मयोग्याम्
विचारयुक्तिः (?) विचचार चारु गार्हस्थ्यकं धर्ममधर्मभीतः ॥१०॥

અર્થ:-મંત્રિસેવના પુત્રે પોતાને યોગ્ય એવી વત્સરાજની પુત્રી "કીકી"ને પત્ની તરીકે સ્વીકારીને અધર્મથી દૂર રહીને ગૃહસ્થાશ્રમ ધર્મનું વિચારપૂર્વક સુંદર આચરણ કર્યું (૧૦)

तस्मादभूदद्भुतभाग्यभासुरः सतामतीवाभिमतः "पता"भिधः ।
सुतः सुचेता दुरनेहसि ह्यमौ सीदन्तमन्नैः समजीवयज्जनम् ॥११

અર્થ–તે નૃપતીને અદ્ભુત ભાગ્યવાન્, સત્પુરુષોને અત્યંત અભિમત, માહૃદય "પત" નામનો પુત્ર પ્રાપ્ત થયો કે જેણે દુષ્કાળના સમયમા અન્ન વિના ટળવળતા કેટલાય માણસોને અન્નથી જીવનદાન આપ્યુ (૧૧)

"अयाज"नामा यवनाधिराजः कलासु सर्वासु विशारदोऽभूत् ।
प्राप्तप्रसादः स तु पादशाहात् सौराष्ट्रदेशाधिपतामवाप ॥१२॥

અર્થ-(શ્રીમહમૂદ) પાદશાહનો કૃપાપાત્ર "અયાજ" નામે એક યવનાધિરાજ કે જે દરેક કળાઓમા વિશારદ હતો તેને પાદશાહ તરફથી સૌરાષ્ટ્ર દેશનું અધિપતિપણુ મળ્યું હતુ. (૧૨)

तेन प्रजापालनतत्परेण विनिर्जिताजेयजनाधिपेन ।
दक्षेण दक्षोऽयमिति प्रहृष्य यस्मै पुरा मन्त्रिपदं प्रदत्तम् ॥१३॥

અર્થ.-પ્રજાપાલનમા તત્પર અને જેણે ઘણા અજેય રાજાઓને પણ જીત્યા હતા એવા તે કુશળ યવનાધિરાજ "અયાજે" જે (પત)ને કુશળ જાણીને ખુશીથી મંત્રિપદ આપ્યું હતું (૧૩)

श्रीपादशाहो महमूदशाहस्तस्मै ददौ मंत्रि"पत"भिधाय ।
श्रीमान्फरोयं (?) (वरोऽयं) मलिकः प्रसिद्धं नामेति तस्मै च नृवाह्ययानः ॥१४॥

અર્થ:–શ્રી મહમૂદ પાદશાહે "પત" નામના શ્રેષ્ઠ મંત્રીને પાલખીમાં બેસનાર તરીકે "મલિક વર" એવું પ્રસિદ્ધ નામ (ડિગ્રી) અર્પ્યું હતું (૧૪)

स सर्वतापक्षयकारिवारि सरो मनोहारि परोपकारि ।
अकारयत्तारयितुं स्वकीयान् वलक्षपक्षद्वयपूर्वजातान् ॥१५॥

અર્થ:-તેણે સર્વ તાપનો નાશ કરનાર જલવાળું, મનોહર,અને પરોપકાર કરનારૂં તળાવ પોતાના શુદ્ધ માતૃવંશના અને પિતૃવંશના પૂર્વજોને તારવા માટે કરાવ્યું હતું. (૧૫)

संवत् १५८२ वर्षे श्रावण शुदि ८ बुधे श्री उन्नतदुर्गे श्री वाल्हम(वालमीक) कायस्थज्ञातीयमहामंत्रिपतपत्नीसलिलमदात् । हरिबाई तडागं उद्धारितम् । इयं प्रशस्तिश्चाभ्यन्तर नागरज्ञातीयमंत्रीश्री प्र(भु)दास सुत मंत्रीश्रीसोमनाथ तन्नामा मूत्रकारमाहावसुतरत्नाकेनोत्कीर्णा । कृष्णमई मदासुतपता पत्नी इलक्ष्मीमदार । श्रीरस्तु ॥ श्रीः ॥

• સંવત્ ૧૫૮૨ ના શ્રાવણ સુદ ૮ ને બુધવારે શ્રી ઉન્નતદુર્ગ (ઉના)માં વાલમ કાયસ્થજ્ઞાતીય મહામંત્રી પતના પત્નીએ જળદાન કર્યું, હરિબાઇએ તળાવને સમરાવ્યું. આ પ્રશસ્તિ આભ્યન્તર નાગરજ્ઞાતીય મંત્રી શ્રી પ્ર(ભુ)દાસ ના પુત્ર મંત્રી શ્રી સોમનાથે રચી અને કડીયા માહાવના પુત્ર રત્નાકે તેને કોતરી તૈયાર કરી. શ્રીરસ્તુ. ॥શ્રી॥"

મને તો લાગે છે કે તળાવ ઉનેવાળોના રાજ્યવખતે ઉનેવાળ રાજ્યકર્તાએ ઇ. સ. ૧૩૦૦ લગભગ બંધાવ્યું હોય અને તે ૨૨૫ વર્ષનું બહુ જુનું થવાથી પતમંત્રીની સ્ત્રીએ

તેને સમરાવ્યુ હોય તેમ બનવા સભવ છે કારણ કે આજે ૪૧૪ વર્ષ સમરાવ્યાંને થયા છતા હજુ ઘણુ ખરૂ તળાવ તેવુજ જણાય છે એથી જીર્ણોદ્ધારને ૩૦૦ વર્ષ સ્વાભાવિકજ જોઇએ




(ઉના તલાવનો આ લેખ મે મ્હારા નામે મુબઈના "ગુજરાતી" પત્રના પૃ ૭૫૭-૮ મા તા ૨૭-મે ૧૯૩૪ ઈ મા છાપ્યો છે જે અહિં સુધારા વધારા સાથે લીધો છે (લે રે મે નાન્ત્રી)

---

વ. હુ. આચાર્ય વો મ્યુ ઈ ૧૯૦૬-૭ના રિપોર્ટના પૃ ૩૬ માં લખે છે કેઃ- (ઉના) 'તળાવનો લેખ છાપ્યો તે તળાવની પૂર્વ પાળની દીવાલના મ્હો બુરેલા મ્હોરા

૫ આરાથી ૬ માં નાની ગલી જેવા આરાથી ૩ બાજુ ૦) ૮-૧૦। અને ૪) ૬ ના ઉંચા પરથાર ઉપરની પૂ- લાંતમા ૨॥+૧) ૪॥ ના અને અને પરથારના તળીઆથી ૦॥ ઉચા ખુણાના ગોખલામાં છે જે ગોખલો નાના આરાથી ૬ ૫) ૭ અને મોટા આરાના ખુણાથી દ. ૩ ફૂટ છેટો છે ખુદ તલાવ ૧૪૨ ફૂટના વ્યાસનું ગોળ મજબુત પત્થરથી બાંધેલી પાળ તથા સળંગ ૯ પગથીઆંનું છે ઉંડું ૧૩ પૂ. પ. ઉંચા એમ ૩ તે ૨૭ ફૂટ પ્હોળા ઢાળ પડતા આરા છે તેમજ ૩ ફૂટ પ્હોળાઇના ૧૪-૧૪ પગથીઆંના ૧૪ આરા નિયમસર અન્તરે છે. પ. વા વચ્ચે ૩॥ વ્યાસના ૮॥ લાંબા ૩ ગરનાળા છે. પાણી ૧૨ માસ રહેતું નથી. વચમાં પૂ થી ૭૦ ક્રમ ઉપર ૧૦+૯) ૧૦+૧૪+૧૪ નો બંગલો છે. વા. પાળ ઉપર ૨ ક્રમ મ્હોટા હનુમાનજીની જગ્યા છે, તેમાં મૂર્તિ ૬ ફૂટની છે. તલાવ ગામ (ઉનાં) ના ભાગથી દ. ૨૦૦ ક્રમ છેટું છે." શ્રી આચાર્યે છાપેલ લેખ રિપોર્ટમાં નથી પરંતુ પૃ. ૭૮-૯ માં નં. ૨૩ માં લખ્યું છે કે "આ લેખ ૨॥૧ ઉભો ૧॥॥ આડો કાળો ૨) ૪ લાંબો, ૧) ૩॥ પ્હોળો, ૩૬ લીટીમાં એક લીટીમાં ૨૫ અક્ષરોમાં શાસ્ત્રી લિપિ અને ભાષામાં જુનો ૧૫૮૨ નો તળાવની પૂ પાળમાં ગોખલામાં છે."

## "લાલચન્દની ધર્મશાળા અને કોચરી વાવ."

"આ ધર્મશાળા ઉનાના પરાના પ. છેડાએ છે. તેની સામી સડક ઉતાર ૩૦ ક્રમ છેટી કોચરીવાવ કહેવાય છે

તેમાં ઉંચે બીજા મતવાળામાં સામે પૂ પાસામાં લેખ છે તેમાં માત્ર બે લીંટીમાં संवत् १४६४ वर्षे मार्गशुदि २ भौमे નો લેખ છે તે ઉપરથી તે વાવનો સમય મુકરર થાય છે. પણ કર્તાનું નામ ઠામ જાત વગેરે વધુ ઉપયોગી હકીકતના અભાવે તથા અદ્ધર હોવાથી ઉપેક્ષિત કર્યો." (પૃ. ૩૭) અમરજી દીવાન સો. ત. પૃ. ૫૮ માં કોચરીયાને બદલે ચાચરીયાની વાવ લખે છે તથા તલાવને સંવત્ ૧૫૧૫ ઇ. ૧૪૫૮ માં સોમનાથ કાયસ્થે બંધાવ્યાનું લખે છે તે વિચારવા જેવું છે.

## "ઉનામાં સ્વામીનારાયણના ભવ્ય મંદિરનું સ્થાન"

સં. ૧૮૩૭ ના ચૈત્ર સુદી ૯ ને સોમે શ્રીસ્વામીનારાયણ ભગવાન પ્રગટ થઇ ૧૨ વર્ષની વયે યાત્રાદિ કરતા સં. ૧૮૫૫ માં સીંબર ગામમાં સૂર્યકુંડે આવી બીરાજ્યા. તે ગામમાં એક વાણીયાને લોભની દુષ્ટતા બતાવી પોતાનું દિવ્ય ભાવે દર્શન આપી તેનું કલ્યાણ કરી ત્યાં ચાર દિવસ રહી સં. ૧૮૫૫ ના ફાગણ માસમાં "ગુપ્તપ્રયાગ" પધારી ત્યાં પ્રયાગરાયના કુંડથી ઉત્તર કાંઠે રાયણના ઝાડ નીચે બીરાજ્યા, જ્યાં હાલ બાલમુકુન્દદાસજી સ્વામીએ શંકરનું બાણ અને પોઢીયાની મૂર્તિઓ ઓટો કરાવીને પધરાવી છે. ત્યાં ૧ાા માસ રહી ચમત્કાર બતાવી ઉના પધાર્યા. ત્યાં તળાવથી ઉત્તરના ત્રણ ગરનાળામાં ત્રણ રાત્રિ રહી ઉનાના

કેટલાક દૈવીજીવોને દર્શન દીધાં. તળાવથી પૂર્વ તથા દક્ષિણની કોચરીઆ વાવમાં સ્નાન કરી મચ્છુન્દ્રીમાં પણ સ્નાન કરી ત્યાંથી રીને ઊનાના પ્રાચી વગેરેમાં થઇ સં. ૧૮૫૭ ના કાર્તિક સુદી ૧૧ ના દિને પીપળાણા ગામમાં (સં. ૧૮૫૮ માં અન્તર્ધ્યાન થયેલા) શ્રી રામાનન્દસ્વામી પાસે ભાગવતી દીક્ષા લઇ નારાયણમુનિ તથા સહજાનન્દસ્વામી એવાં બે નામ ધારણ કર્યાં, અને તેમને રામાનન્દસ્વામીએ પોતાની ગાદીએ બેસાડયા. પછી તેમણે અનેક સ્થળ દેવળોમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી ધર્મનું પુનઃ સ્થાપન કર્યું અને "સુધાસિન્ધુ" "સત્સંગજીવન" "શિક્ષાપત્રી" આદિ સદ્ગ્રંથોનું ગ્રથન કરી સરળ ભાષામાં બોધ આપી લાખો જીવોનો ઉદ્ધાર કરી ૪૯ વર્ષ ૨ માસ ૧ દિનની વયે સં. ૧૮૮૬ ના જેઠ સુદી ૧૦ એ તેઓ બ્રહ્મપુર ધામમાં પધાર્યા. શ્રીસ્વામીનારાયણ સંપ્રદાયનાં અનેક મોટાં મંદિરો પકીનું ઉના ગામમાં પણ ત્રણ શિખરોવાળું દર્શનીય ભવ્ય એક મંદિર છે. તેની હકીકત એવી છે કે ઉનાના રહીશ ગાંધી હંસરાજ તથા શેઠ ગણેશ રામજી આદિ સત્સંગીઓ કે જેઓ પ્રથમ જૈનમતમાં હોઇ સં. ૧૮૮૪ માં સ્વામી રાઘવાનન્દજીના સમાગમથી શ્રીસ્વામીનારાયણના અનુયાયી થયા તેઓ તે પછી સં, ૧૮૮૫ માં ગઢડા દર્શને ગયા. શેઠ ગણેશ રામજીને પુત્રાદિ ન હતું પણ તેમની પ્રભુભક્તિ જોઇ તેમને શ્રીજીએ પોતાની પૂજેલી શ્રીલાલજીની ધાતુની પ્રતિમા તથા દંતરેખા

યુક્ત શાલિગ્રામ આપ્યા શેઠ ગણેશે જાતે કમાયેલ લાખેકની પુંજી તથા સ્થાવર જંગમ બધી મિલ્કત શ્રીલાલજીના નામે કૃષ્ણાર્પણ કરી ઉના આવી પુંજી બાબત કુટુંબીઓની સહી કરાવી નક્કી કરી જુનાગઢ મંદિરથી સ્વામી ગુણાતીતાનન્દાદિને બોલાવી વૈદિક વિધિથી શ્રીહરિએ આપેલી પ્રતિમાઓને પોતાના રહેવાના ઘરમા પધરાવી થોડા સમય પછી પોતે અક્ષર ધામમા ગયા

ત્યાર પછી જુનાગઢ મંદિરના શ્રીસ્વામીએ સં. ૧૯૪૪ મા તે સ્થાનને ફેરવી નવેસરથી સુશોભિત બનાવી **શ્રીલાલજી** તથા **શ્રીશાલિગ્રામની** જોડે લાલજીની પ્રાતમા જેવડીજ ધાતુની **શ્રીહરિકૃષ્ણની** પ્રતિમા પધરાવી ત્યારબાદ સં. ૧૯૬૬ મા શ્રીનારાયણદાસજી સ્વામીના હસ્તથી તે મંદિર ફેરવાર્યું ને નવેસરથી ત્રણ શિખરો વાળુ ભવ્ય રમણીય મોટું મંદિર બંધાવ્યું અને તેમા ત્રણે મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી પધરાવી ત્યારપછી સં. ૧૯૭૬મા સં. નારાયણદાસ સ્વામીના હસ્ત નીચે શેઠ ગણેશ રામજીના કુટુંબી શેઠ કેશવલાલ ઝવેરચન્દ તથા ગાંધી માધવજી લાલજીની સપરિવારની સેવાભક્તિથી વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્ય શ્રી ૧૦૮ શ્રીપતિ પ્રસાદજી મહારાજ શ્રીવિહારીલાલજી મહારાજના હસ્તથી વેદોક્ત વિધિથી ઉપરની ત્રણ મૂર્તિઓની સાથે મોટી સમ

## "ઉનામાં કનકેશ્વરીનું સ્વરૂપ."

ભાભલ ગણેશની સામે કનકેશ્વરી માતાજીની મૂર્તિ લાબી રાા અને ખભા પાસે ૧ ફૂટ પહોળી છે તેના પશ્ચિમ ભીંતે આરસનો ૧શિલાલેખ છે–" આચાર્યો (નાગરો)ના કુલદેવી શ્રી કનકેશ્વરીનું આ દેવાલય ઘોઘા ભાવનગરના ન ગ ગાની પુત્રી જેકુના પુત્ર આ અનન્તરાય (જુઠા) જયશ કરે તની પત્ની ધનલક્ષ્મી ન બ્હેન અજવાળીના સ્મ-ણાર્થે બધાવેલ છે સ વત્ ૧૯૬૨ આશુ શુદી ૮ શુક્રે" (જીર્ણોદ્ધાર કરાવ્યો છે) માતાજીનું સ્વરૂપ ત્રિશૂલથી મહિપાસુરને મારતુ છે

બ્રહ્મકુંડ –ઉનાકિલ્લામા નાગરવાડાની પાછળ પગથી યાવાળો એક બ્રહ્મકુડ હતો જે હાલ બુરાઇ ગયો છે, જ્યા અગાઉ બ્રાહ્મણો સ્નાન સંધ્યા કરતા આ કુડ ચદ્રગુપ્ત રાજાના હિંદુ દિવાને બધાવ્યો હતો એમ વૃદ્ધો કહેતા આવ્યા છે, ત્યા હાલ બાજુમા મસીદ છે

ઉનાની ચારે દિશાએ ૪ દેવો ૧ મહાકાલેશ્વર ૨ ભાલચન્દ્ર, ૩ સિદ્ધનાથ ૪ મોઢેશ્વર છે ઉનાનો વિભાગ પૂર્વે જીન સુધી હતો ઉના કિલ્લામા સરકારી ઉતારામા જ્યા નાગર અમલદારોને રોજે જમાડવામા આવતા ત્યા ૫૦ વર્ષ પૂર્વે એક શિવાલય હતુ જે હાલ જણાતુ નથી

## "ઉનામાં શ્રીરામમંદિરનું સ્થાન."

આસરે સવાસો વર્ષ પૂર્વે મહાત્મા શ્રીદુધાધારી મહારાજ શ્રીદયાળદાસજી ઉનામાં પધારેલા ત્યારે આ સ્થળે શ્રીરામનું જીર્ણ મંદિર હતું. ત્યાં ઉક્ત મહારાજ ગામના લોકોના આગ્રહથી નિવાસ કરી દિવસે સેવા કરતા અને રાત્રે કોચરીવાવની સામેની ખાણુમાં કોતરેલ ગુફા જેવા સ્થળમાં ભજન કરતા અને પરોઢીએ ત્યાં આગળની દક્ષિણ તરફની જ્ઞાનવાવમાં સ્નાનાદિ કરી મંદિરમાં પધારતા. તે પછી સં. ૧૯૫૦ મા દેશાઇ દયાળદાસ નંદલાલ તરફથી પરગણા ચોર્યાસી અને વિષ્ણુયાગ કરી બાજુમાં બીજા રામ, લક્ષ્મણ ને જાનકીનાં નવાં સ્વરૂપોની પ્રભાસપાટણ, ભાવનગર વગેરે સ્થળોથી બોલાવેલા વિદ્વાનો પાસે પ્રતિષ્ઠા કરાવી. તે વખતે મહંત બલભદ્રદાસ ગાદી ઉપર હતા. હનુમાનદાસ, ગંગાધરદાસ, વલભદાસ, નારાયણદાસ અને તેના ચેલા રામપ્રિયાદાસ એવી શિષ્ય-પરંપરા છે. અગાઉ ઉના તાબાના ગામોમાંથી સુખડી મળતી પરન્તુ વીઘોટી ચાલુ થયા પછી નેક ભોગ બદલ રૂ. ૭૨૩) મળે છે, તે સિવાય મંદિરના દિવેલીયાની "સમઢીઆળા"માં ૧૭૫) વીઘાં જમીન છે. ઉનાથી ગુપ્ત પ્રયાગ જતાં રસ્તામાં ૨૨૫) વીઘાં, ૨૦) વીઘાં જમીન હજાર ગામમાં, ૧૨) વીઘાં ગરાળ ગામમાં, કાણુકબરડામાં ૧૨) વીઘા, ટીંબીમાં ૨૫) વીઘાં, નાગશેરીમાં ૩૦) વીઘાં જમીન છે. નાગશેરીમાં

દુધાધારી મ. દયાળદાસજીની ગાદી છે; ઉનામાં ૪ વંડા તથા ૨-૩ દુકાનો છે, મંદિરમાં અન્નક્ષેત્ર છે, તેમાં રોજ સાધુ મહાત્માઓનુ ભોજન થાય છે ઉના પરગણાના ઘણા લોકોના અહીં ઉનારા હોય છે અને તેમની યોગ્યતા પ્રમાણે સરભરા થાય છે. મંદિરને એટલી બધી ઉપજ છતાં ખરચના અંગે ૪-૫ હજાર રૂપીઆનું દેવું હોવાનુ કહેવાય છે હાલના મહંત રામપ્રિયાદાસજી યોગ્ય પુરુષ છે અને મંદિરાદિના નિભાવ માટે સારી સેવા કરે છે.

## "પુરાણ અને ઇતિહાસ પ્રસિદ્ધ દેલવાડાની પ્રાચીનતા."

દેલવાડાનું નામ પુરાણ અને ઇતિહાસોમાં દેવસ્થળ, દેવકુલ, દેવલપુર, દેવદારુવન, દેવવાળું, નવાનગર અને દબલવાડા ઇ. મળી આવે છે. આ દેવસ્થલ દિલીપરાજાનું તપઃસ્થલ પણ કહેવાય છે અહીં પૂર્વે ઋષિ અને સિદ્ધોના આશ્રમો હતા, અને દેવોનો અહિં સમાગમ થયો હતો તેથી તેનું પ્રાચીન નામ દેવકુલ છે. આ અને તેની આજુ-બાજુના ભાગને પુરાણમાં દેવદારુકાવન લખ્યું છે. તેનું વધુ વર્ણન દેવદારુવનના વિભાગમાં પૃ. ૨૬૫ માં લખ્યું છે. જ્યારે સં. ૧૯૫૩ તથા ૧૯૫૬ ના દુષ્કાળમાં નામદાર નવાબ સરકારે દેલવાડામાં સડક બંધાવી ત્યારે મોટા મહાદેવ જતા હજાર દરવાજાની પશ્ચિમ દિશાનો શાહ રસ્તો દુરસ્ત કરવા માટે ખોદતાં તેમાંથી દેવો અને ઋષિઓની

પ્રાચીનકાળની કેટલીક ખંડિત મૂર્તિઓ નીકળેલી જેને દેલવાડા મહાજને હિન્દુ દેવળો વગેરે સ્થાનોમાં મૂકાવેલી, જેમાંની કેટલીક ખંડિત મૂર્તિઓ ભૂતનાથ, હાટકેશ્વર વગેરેમાં હાલ પણ મોજુદ છે. હાલ દેલવાડા ગામમાં કોઇ પુરાણુ પ્રસિદ્ધ દેવસ્થાન હોય તેમ મ્હને જણાતુ નથી, પરન્તુ આજુબાજુમાં ઘણાં છે. મૂળરાજ સોલંકીના દાનપત્રમાં ગુપ્તપ્રયાગ અને દેલવાડાનો ઉલ્લેખ મળે છે " સોરઠી તવારિખ " માં લખ્યું છે કે " ઇ. સ. ૧૭૬૪–૬૫ પહેલાં ઉના દેલવાડા પ્રભાશંકર રૂગનાથજી અને બીજા તેના નાનાભાઇ દલપતરામના હાથમાં હતું, અને નવાબને તેઓ હેરાવતા હતા, જેથી નવાબે કેદ કરેલા રૂગનાથજીને રણછોડજી દીવાને જુનાગઢ આવી છોડવાની શરતે નવાબના અમલદારોને દેલવાડાના કિલ્લા ઇ. સ. ૧૭૬૪–૫ મા સોંપી દીધા. વેજલવાજાએ ઉનેવાળ બ્રાહ્મણોની પાસેથી ઉનાદેલવાડા લીધા પછી તે વાજાઓને ત્યાંથી કસબાતીઓએ હાંકી કાઢયા અને કસબાતીઓ પાસેથી જુનાગઢના નવાબે લઇ લીધાં. " વેજલ પાસે ઉનાદેલવાડા આંઝો વખત રહ્યુ ન હતું કારણકે મુસલમાનોએ તેની પાસેથી પડાવી લીધું હતું. સોરઠનો પ્રસિદ્ધ સુબો મલેક ઇયાઝ ઘણો ભાગ દીવમાં અને કોઇવાર ઉનામાં પણ રહેતો. મુગલસત્તા ભાંગ્યા પછી ઉનાદેલવાડા ત્યાંના મુસ્લીમ લશ્કરના હાથમાં આવ્યાં પણ આખરે સં. ૧૭૮૨ માં જુનાગઢના નવાબે પોતાને તાબે કર્યા.

( કા. સ. સં. ૩૦૦ ) નવાબ તરફથી કેટલોક વખત સુધી મનોહરદાસ તથા સોમજી જીકાર નામના કારભારીઓ ત્યાં હતા. સંવત્ ૧૮૨૫ ( ઇ. ૧૭૬૮ ) માં અમરજી દીવાને ઉના પાસેથી પેશકશીની ચોક્કસ રકમ લીધી; પછીથી સ ૧૮૨૭ ( ઇ ૧૭૭૦-૭૧ ) માં કસણાતીઓ સાથે ગેરવર્તણુકને લીધે દેલવાડાના સૈયદ લતીફમિયાંએ તે જગ્યા હસ્તગત કરી અને તેમને તેમના વતનમાંથી કાઢી મૂકયા. પરન્તુ દીવાન અમરજીની સહાયથી તેઓને તેમનો ગરાસ પાછો સોંપ્યો. સો. ત. ના ૧૨૮ પાને. લખ્યું છે કે, "અમરજી દીવાનનો ઓરમાન ભાઇ ગંગાદાસ કે જે આગળ દેલવાડાનો થાણદાર હતો તેને સૈયદ લતીફ વગેરે સાથે તકરાર થતાં તે ઉનામાં આવ્યો અને ત્યાંથી તેણે દેલવાડા ઉપર હલ્લો કર્યો હતો પણ છેલ્લે ગોળી વાગવાથી ત મરણ પામ્યો. તે પછી દીવાનજીનો બીજો ભાઇ તુલજારામ લડાઈમાં કપાઇ મુવો અને તેની અવેજીમાં વાંસવાડાનો નાગર પરભાશંકર નાનાભાઇ જે સારો લડવઇઓ અને શૂર પુરુષ હતો તેને ઉનાદેલવાડાનો થાણદાર બનાવ્યો અને મોટી મુશીબતે બાબરીઆઓને તે વશ કરી શકયો. જાફરાવાદના હબસી અને દીવના ફીરંગી તેની બહુ ધાક ખાતા હતા. "સૌરાષ્ટ્રદેશનો ઇતિહાસ" ભાગ ૧ લામાં છાપેલા એક નકસામાં લખ્યું છે કે, "ઇ. સ. ૧૩૦૦ ના અરસામાં ઉના વાજા અથવા રાઠોડના હાથમાં અને દેલવાડા બ્રાહ્મણોના હાથમાં હતું."

કા. સ. સં. પૃ. ૨૦૯ માં લખ્યું છે કે, "કામિલઉત તવારીખ" માં દેલવાડાનું નામ દબલવાડા લખ્યું છે." પૃ. ૪૭૨ માં લખ્યું છે કે, "ઇ. સ. ૧૦૨૬ માં મહમદગીઝનવી ભાલના મુલકમાં થઇ દેલવાડા ઉપર ચડયો અને તેનો નાશ કરી સોમનાથ આવ્યો." સે। ત પુસ્તક ૪ ના પૃ. ૫૮ માં ઉના દેલવાડા સંબંધી ઘણી હકીકત છે, પરન્તુ વિસ્તારભયથી ટુંકમાં લખ્યું છે. દેલવાડા ગામની બહાર ઉના દરવાજાની સામે સ્વ. મેઘજી કાનજીનું ધર્માદા દવાખાનું છે. તેની બાજુમા સ્વ. કેસુરદાસ પ્રાણજીવનદાસની ગોશાળા અને મકાન છે.

મૂળરાજ સોલંકી (ઇ. ૯૪૨–૯૯૭) એ "શુભપ્રયાગ" સાથે દેલવાડા ગામનું દાન દીધાનો ઉલ્લેખ તેની દાનાવલિમાં છે દેલવાડા ઉના મહાલમાં જૂનાગઢના તાબામાં છે. જૂનાગઢના બાબી નવાબની વંશાવલિ "રાસમાલા"પૃ. ૫૩૬ માં છે:–૧–*શેરખાન (ઇ. ૧૭૩૦–૧૭૫૮), ૨–મહોબતખાનજી (૧૭૫૮–૧૭૭૫), ૩–હામદખાનજી (૧૭૭૫–૧૮૧૧), ૪–બહાદુરખાનજી (૧૮૧૧–૧૮૪૦), ૫–હામદખાનજી (૧૮૪૦–૧૮૫૧), ૬–મહોબ્બતખાનજી (૧૮૫૧–૧૮૮૨), ૭–બહાદુર-

* ૧ લા નવાબ ઈ. સ. ૧૭૩૮ માં નાયબ ફોજદાર તે પછી ફોજદાર (એટલે ડેપ્યુટીગવર્નર અને ગવર્નર) અને ઈ. સ ૧૭૪૮ માં નવાબ તરીકે ગાદીએ આવ્યા. ("મહાબત આલ્બમ પૃ. ૧૩")

ખાનજી (૧૮૮૨-૧૮૯૨), ૮-રસુલખાનજી (૧૮૯૨-૧૯૧૧). ઈ. સ. ૧૯૧૧ થી ૧૯૨૦ સુધી એડમિનિસ્ટ્રેશનનો કારભાર રહ્યો હતો, ૯ મા નવાબ સાહેબ વાલાશાન કેપ્ટન સર મોહંમદ મહોબતખાન ત્રીજા બાબી બહાદૂર જી. સી. આઈ. ઇ., કે. સી. એસ. આઇ. તા. ૩૧-૩-૧૯૨૦ માં ગાદીએ બેઠા જેઓ હાલ વિદ્યમાન છે. જુનાગઢ તાબે ૮૯૦ ગામ અને ૩૨૮૩ ચોરસ માઈલ જમીન છે. વસ્તી ૫૪૫૩૦૧ ની ઈ. સ. ૧૯૩૨ માં હતી.

## "દેલવાડા ગામમાં બટુકભૈરવ-ભૂતનાથનું દેવળ."

ઉના દરવાજાથી દેલવાડા ગામમાં પેસતાં શિખરબંધ બટુકભૈરવ (ભૂતનાથ) નું પ્રાચીન ભવ્ય દેવળ છે. તે દેલવાડા ગામના રક્ષક કોટવાળ રૂપે મનાય છે, તેનો જીર્ણોદ્ધાર સં. ૧૭૭૭ માં ઝાલા સંપતરામ છબારામ નામના જૂનાગઢના નાગર ગૃહસ્થે કરાવ્યો હતો, અને તેની સામે ધર્મશાળા બંધાવી દેવળના દીવેલીઆની જગ્યા આસરે ૨૧ વીઘા કે. લાધારામ જીવનના વડવા દેવજી નરસી પૂજારીને અપાવી હતી તે. સં. ૧૯૫૬ માં ખાલસા કરી છે. આ દેવનું સ્થાન ગામના આરંભ સમયનું એટલે કે હજારો વર્ષોનું જૂનું છે, મંદિર પૂર્વદ્વારનું છે. બટુકનું સ્વરૂપ ઉત્તરમુખ છે. દેવળમાં અગ્નિકોણમાં ભૂતનાથનું શિવલિંગ છે. દક્ષિણમુખે મારુતિ છે તે સિવાય કલ્યાણરાય, ત્રિકમરાય, માધવરાય, ૧૮ ભુજાની મહિપાસુર-

મર્દિની માતાજી, શેષનાગ, શીતલા, ગણેશ, વગેરે ૨૦-૨૫ મૂર્તિઓ અને શિવલિંગો છે. ૮૦ જેટલાં કોડીયાં રાખવાની ફરતી લાકડામાં કોરેલી દીપમાળ છે. મંદિરની ફરતે પ્રદક્ષિણાની જગ્યા છે. બહાર ચોગાનમાં પીપળાવાળો ચોરો છે, પૂર્વમાં સામે જાળીવાળી ૩ ઓરડાની ૧ ધર્મશાળા છે, કંપાઉંડની બહાર ઉત્તરે છુટો વાડો અને કુવો છે અને ત્યાં દેલવાડાના સ્માર્ત રેવાશંકર હરજીવન વગેરે તરફથી અનેક યજ્ઞો થયા હતા. સં. ૧૯૫૬ ના દુષ્કાળ વખતે દેલવાડાની ૮૪ બ્રાહ્મણ જ્ઞાતિ તરફથી બટુકભૈરવના દેવળમાં શતચંડી યાગ થયો હતો, દેલવાડાના મહાજને પણ તેમાં સહાય કરી હતી. આવીજ રીતે દેલવાડા-મહાજન ગૌસેવા, ધર્મરક્ષા, જલાશય, તીર્થ, ધર્મશાળા અને દેવળાદિની રક્ષામાં સમય આવે યથાશક્તિ મદદ કર્યા કરે છે. ભૂતનાથના કુવાના થડમાં સ્વામી શ્રીત્રિપુરાનન્દની સમાધિ છે, આ બધુ ભૂતનાથના વિભાગમાં છે. કહે છે કે ભૂતનાથના દેવળનો ૧ તાંબાના પત્રાનો લેખ પણ હતો, સંગમેશ્વર-સુખનાથના દેવળનો જીર્ણોદ્ધાર પણ ઝાલા સંપતરામે કરાવ્યાનું કહેવાય છે, જેનો શિલાલેખ સુખનાથનાં દ્વારના સ્તંભમાં મોજુદ છે પણ તે વંચાતો નથી

## "દેલવાડામાં હાટકેશ્વર મહાદેવનું સ્થાન"

આ મહાદેવની પ્રતિષ્ઠા સંવત્ ૧૯૧૬ ના ચૈત્ર સુદી ૧૪ ના દિને નવું ઘુમ્મટવાળું દેવળ બંધાવી કરી છે અને તે ઉના દેલવાડાની નાગરી નાત તરફથી બંધાવવામાં આવ્યું

છે. નાગરોના તે ઇષ્ટદેવ છે. તેની સામે પંચોળી વિશ્વનાથ ગોવિન્દજીએ સંવત્ ૧૯૨૨ માં બંધાવેલી ધર્મશાળા છે, જેમા કોઇવાર સાધુ સંન્યાસી ઉતરે છે. હાટકેશ્વર અને બાજુના કનકેશ્વરી મંદિરનું રિપેરીંગ સં. ૧૯૪૦ માં પાઠકજી દુર્ગાશંકર ઇશ્વરજી હસ્તક નાગરી નાત તરફથી થયું હતું. ચૈત્ર સુદી ૧૪ માં હાટકેશ્વરનો ઉત્સવ થાય છે બાજુમાં કનકેશ્વરીનું સ્થાન છે

## "દેલવાડામાં કનકેશ્વરી માતાનું સ્થાન"

આ મંદિર ઘણું પુરાતની છે, તેનો જીર્ણોદ્ધાર સંવત્ ૧૯૨૪ માં નાગરી નાત તરફથી થયો છે. માતાજીની મૂર્તિ ઉભી ૪ ભુજાની છે, ઉપલી બે ભુજામા જમણીમાં ત્રિશૂલ છે, ડાબી ભુજામાં કંઇ દેખાતું નથી, વાહન વાઘનું છે, નીચેના ડાબા હાથથી એક દૈત્યની ચોટલી પકડેલી છે. જમણા પગે મહિષાકાર દૈત્યને દબાવી ત્રિશૂલથી મારે છે, મહિષનું મુખ ખંડિત છે. બાજુમાં શીતલા માતા છે, તેની બાજુમાં ખુણામાં સ્થાપિત શિવલિંગ છે. મંદિર ઉપર શિખર નથી પણ અગાસી છે. નિજ મંદિરની બહાર ઓસરીમાં ડાબી બાજુએ મોટું અખંડ સુંદર ગણેશનું સ્વરૂપ છે અને આજુબાજુમાં બીજી ઘણી નાની મોટી કાકાબળીયા, હનુમાન વિગેરેની મૂર્તિઓ છે. અગાઉ આ કનકેશ્વરી અને હાટકેશ્વરને સરકાર તરફથી સુઠી અને દીવેલીઆં પણ હતાં

સંવત્ ૧૯૬૦ સુધી તેના પૂજારીને પગાર પણ મળતો. હાલ તેના પૂજારી વૈકુંઠરામ છે. પૂર્વે તેના પિતા લાધારામ જીવન હતા. કનકાઇની સમ્મુખ આશ્વિન નવરાત્રમાં ધામધૂમથી ઉત્સવ થાય છે, ગરબી ગવાય છે, અને નવરાત્રની નવમીએ હવન થાય છે. કનકાઇને શુભાશુભ પ્રસંગે મહાજન અને બ્રાહ્મણો તરફથી લાગા મળે છે. સં. ૧૯૭૬ માં પાઠકજી દુલેરાય દુર્ગાશંકર હસ્તક બંને મંદિરનો જીર્ણોદ્ધાર થયો હતો. કનકાઇની બાજુમાં પડી ગયેલી હાલતમાં ૧ ધર્મશાળા છે, હાલ તેના જીર્ણોદ્ધારની જરૂર છે.

## "દિલવાડામાં રામમંદિર કે દેવકીમંદિરનું સ્થાન"

હાટકેશ્વરથી બહાર આવતાં દક્ષિણદ્વારનું રામમંદિરછે. તેમાં રામ, લક્ષ્મણ, જાનકી, હનુમાન્ તથા બંસીધર વગેરેનાં સ્વરૂપો છે, પૂર્વે તેની પૂજા રામાનંદી બાવી રાધાબાઇ કરતી, તેનો ધણી લાલદાસ હતો. પૂર્વે આ મંદિરને દીવેલીઆ તરીકે નારદાકુંડની વાડી હતી તે ખાલસા થઇ છે, હાલ આ મંદિરના જીર્ણોદ્ધારની જરૂર છે, કેટલાક તેને "દેવકીમંદિર" પણ કહે છે. હાલ ત્યાં ઉનેવાળ વિપ્ર રવિશંકર માસ્તર અને તેની બહેન રૂડી પૂજા કરે છે. લેખક તરફથી એક જર્મન સિલવરનું ઉંચું સિંહાસન મંદિરને ભેટ અપાએલું છે. અહિં સારી રીતે સેવા થાય છે અને અન્નકૂટ પણ થાય છે. તેની ઉત્તરે હનુમાન્‌દાસ બાવાની જગ્યા હતી કે જે હાલ ઉનેવાળ બ્રાહ્મણોને એક કપોળ ગૃહસ્થ શ્રીરામ ધારસીએ બ્રહ્મપુરી તરીકે કૃષ્ણાર્પણ કરી છે. જેમાં એક હનુમાનનું સ્વરૂપ છે.

## "શ્યામનાથ મહાદેવનું દેવળ."

દેલવાડામાં સોમનાથ કે શ્યામનાથનું શિખરબંધ ભવ્ય દેવળ પોતાના ભાઈ શ્યામજીના નામે દેલવાડાના વિપ્ર પ્રભુજી નથુરામે સંવત્ ૧૯૬૭ માં બંધાવી તેમાં "શ્યામનાથ" નામે શિવલિંગની પ્રતિષ્ઠા કરી છે. બાજુમાં દક્ષિણે એક માળની ધર્મશાળાછે, તેની પાસે સીમરીયા ઔદીચની નાતને વોરા હીરજી દેવકરણ તરફથી આપવામાં આવેલી બ્રહ્મપુરી છે. ઉત્તરે વિશાળ ચોગાન છે જેમાં કોઈ વાર ધાર્મિક સભાદિ થાય છે. લેખક (રે. મે. શાસ્ત્રી) ને અનેક ધાર્મિક સેવા બદલ મોટી સભા ભરી સંવત્ ૧૯૯૪ ના જ્યેષ્ઠ શુકલ ૧ તા. ૩૦–૫–૩૮ ના દિને રા. હરિભાઇ છબાઈ જોશીના પ્રમુખસ્થાને દેલવાડાની બ્રાહ્મણ ચોર્યાસી જ્ઞાતિ તરફથી છાપેલું માનપત્ર અપાયું હતું. આ શ્યામનાથમાં સં. ૧૯૭૪ના વૈશાખમાં દેલવાડાના મહાજને લેખક (રે. મે. શાસ્ત્રી)ને એક મોટી સભા કરી કાશીથી ભણી પાસ થઇ પોતાના ઘરે ૪૦ છાત્રોને મફત ભણાવવા બદલ માનપત્ર આપ્યું હતું અને પછી બાજુની ધર્મશાળામાં એક સંસ્કૃત પાઠશાળા સ્થાપી અમુક ગૃહસ્થોએ મળી રૂા. ૩૫) ના પગારે અધ્યાપક તરીકે તેમની નિમણુક કરી હતી, જે સં. ૧૯૭૬ ની દીવાળી સુધી ચાલુ રહી બંધ પડી હતી. જે વખતે શ્યામનાથની ૮ શ્લોકોમાં સ્તુતિ બનાવેલી જેના ત્રણેક શ્લોકો નીચે છેઃ—

## ॥ श्रीश्यामनाथस्तुतिः ॥

श्यामकण्ठमजं परं श्रुतिगेयपूज्यस्वरूपिणम् ।
भूतिशुभ्रमनादिमन्तकरं त्रिलोकिवरप्रदम् ।
ग्राममध्यविराजितं करुणापरं भवतारकम् ।
देवकूलनिवासिनं श्रीश्यामनाथमहं भजे ॥ १ ॥

पठमानछात्रविराजितं श्रुतिपाठघोषविगर्जितम् ।
देवदेवमनङ्गसूदनमादिदेवमुमापतिम् ।
नित्यविप्रकृतस्तवं प्रभुमिप्रतिष्ठितमादरात् ।
देवकूलनिवासिनं श्रीश्यामनाथमहं भजे ॥ २ ॥

विविधोपचारसमर्चितं गिरिजागणेशसमन्वितम् ।
भजमानमोक्षकरं शिवं श्रीश्यामनाथमहं भजे ।
शास्त्रि-मेघजि-सूनु-रेवाशंकरेण कृतस्तवम् ।
पूजनावसरे पठन् लभते सदा फलमुत्तमम् ॥ ३ ॥

આ સ્તોત્ર વિસ્તારભયથી ટુંકમાં લખ્યું છે. અત્રે બાવા શ્રીમગરના વંશજો સેવા કરે છે અને બાજુના ઘરમાં તેઓ રહે છે.

---

## " રબારીઓની માતાનો મઢ "

આ માતાજીનો મઢ દેલવાડામાં રબારીવાડામાં છે આ ચમત્કારી મમ્માઇ માતા રબારી લોકોનાં કુળદેવી છે લોકોમા તેમની અનેક પ્રકારની ચમત્કારી દંતકથાઓ કહેવાય છે એક ચમત્કાર એ પણ કહેવાયછે કે જે કોઇ રબારીને જ્યારે સર્પ કરડે છે ત્યારે તેને માતાજી પાસે બેસાડી મઢનાં બાર બંધ કરી દેવામા આવે છે અને થોડા વખત પછી તે ખોલતાં તેને સર્પનું ઝેર ઉતરી ગયેલું હોઇ સાજો થયેલો જોવામાં આવે છે. આ રબારીઓમાં "પુંજ" નામે એક મોટો ઉત્સવ આશ્વિન નવરાત્રમાં થાય છે જેમાં હજારો રબારીઓ દૂરદૂરથી અહિં આવે છે. આ વખતે ખરા ભુવાના શરીરમાં માતાજીનો આવેશ આવી સાચા ઉત્તરો દે છે. આવા વખતનો ચમત્કાર નાસ્તિક જનોને પણ એકવાર માતાજીમાં આસ્તિકભાવ ઉત્પન્ન કરે છે.

## " કલસારીયા તથા વિશ્વકર્માનાં દેવળ "

આ દેવળ ગુજર સુતારની નાત સમસ્ત તરફથી પ્રતિષ્ઠિત થયેલ છે. કલસારીઆ કલસારા અટકવાળાના અને વિશ્વકર્મા બધા સુતારોના કુલદેવ છે. કલસારીઆ કનોજથી આવેલ છે. વિશ્વકર્માની મૂર્તિ સં. ૧૯૬૭ ના ફાગણ વદી ૫ ને સોમે મુંબાઇથી આણેલી પણ તેની પ્રતિષ્ઠા સં. ૧૯૭૦ ના વૈશાખ વદી ૫ ને ગુરૂએ સુતારની નાત તરફથી થયેલ છે. મૂળ જગ્યા સુતાર શામજી ઓધવ તથા ખીમજી ઓધવે આપીને બંધાવી છે જે "વણાકબારા" વાળા શા. અમરચંદ કરમચંદ વણિકે બંધાવી આપી દેવાર્પણ કરેલ છે. કલસારીઆમાં આશ્વિન નવરાત્રિમાં અહિં હોમ થાય છે.

**ક્ષેત્રપાલનાં સ્થાનોઃ**-દેલવાડામાં હાટકેશ્વરથી બહાર નીકળતાં રસ્તા ઉપરના મકાનની ભીંત ઉપર કાનવડ ક્ષેત્રપાલનું સ્થાન છે. તેનો એક મોટો કુવો "કાનવડે" નામે જાની લાધારામ લાલજીની ખડકીમાં છે. આ સ્થળે મૂછેવાળો ૧ મોટો વૃદ્ધ સર્પ રહે છે જે કોઈવાર દર્શન દે છે. આ ક્ષેત્રપાલે દેલવાડા ગામના હિન્દુલોકોનાં અને ઉનાના નાગરો સુધાંનાં વરઘોડીઆં પૂજા કરવા આવે છે. બીજા થોડે છેટે "મોહપાલ" નામે ક્ષેત્રપાલ છે, ત્રીજું વડલા શેરીમાં છોટાલાલ નાગરના ડેલા પાસે કુવામાં "શંખપાલ" નામે ક્ષેત્રપાલનું સ્થાન છે, ૪ થું ભટની વડલા શેરીમાં છે, ૫ મું અજાર દરવાજે પંચોળીના ચોરા પાસે છે, છઠ્ઠું વાણીયાવાડમાં કંડોળીયા વ્રજેરામ પાનાની ખડકીમાં "દાઠમણાબજી" ક્ષેત્રપાલનું સ્થાન છે.

પ્રાચીન પંચોળી ચોરામાં રામચન્દ્રજીનું સ્થાન છે અને ત્યાં દરરોજ સેવા, પૂજા, સત્સંગ અને ભજન થાય છે.

## "લક્ષ્મીનારાયણનું મંદિર અને બાલકૃષ્ણલાલની હવેલી"

દેલવાડા ગામના રહીશ શા. ગોકલદાસ મેઘજી નામના કપોળ વણિક સદ્‌ગૃહસ્થે સંવત્ ૧૯૭૦ માં શ્રી લક્ષ્મીનારાયણનું નવું શિખરબંધ મંદિર બંધાવી તેમાં ભાવનગર વગેરેના વૈદિક વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી વેદોક્ત વિધિથી શ્રી લક્ષ્મી-નારાયણની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી તેમાં નીચે મુજબ શિલા લેખ નંખાવ્યો હતોઃ—

"આ મંદિર ગોકલ મેઘજી વોરા તથા માતુશ્રી અવલબાઈ જ્ઞાતે કપોળ વાણીઆએ બંધાવ્યું છે, તેમાં લક્ષ્મી-

નારાયણુની મૂર્તિપ્રતિષ્ઠા સંવત્ ૧૯૭૦ ના વૈશાખ સુદી ૬ ને વાર શુક્રરે તા ૧-૫-૧૯૧૪ ના દિને કરી તે લક્ષ્મીનારાયણુને અર્પણ કર્યું છે. લી. દાસાનુદાસ ગોકલ મેઘજીના ભગવત્ સ્મરણ વાંચશો" તે પછી આ મંદિરની વ્યવસ્થા સ્વ ગોકલદાસે દેલવાડા કપોળ વણિક મહાજનને સોંપી હતી. આ પ્રતિષ્ઠા કરાવ્યા પછી મંદિર બંધાવનાર ગૃહસ્થ સ્વર્ગવાસી થયા, તે પછી ચાંપાસેનીવાલા ગો. ગોસ્વામી શ્રી વિઠ્ઠલેશજી મહારાજે દેલવાડે પધારી અષાડ સુદી ૪ ના દિને પુષ્ટિમાર્ગી કપોળ વૈષ્ણવોના આગ્રહથી શ્રી લક્ષ્મીનારાયણનો મૂળ શિલાલેખ કાઢી નંખાવી તેની જગ્યાએ બીજો શ્રી બાલકૃષ્ણલાલજી તથા શ્રી રાધાદામોદરની હવેલીના નામનો શિલાલેખ નંખાવેલો કે જે હાલ પ્રવેશદ્વાર ઉપર છે, તેમજ તે મંદિરમાં પ્રતિષ્ઠા કરેલી લક્ષ્મીનારાયણુની મૂર્તિઓનાં નામો બદલી શ્રી રાધાદામોદર નામ રાખ્યાં છે. ડાબી બાજુએ જોડેન ખંડમા શ્રી બાલકૃષ્ણલાલજીનું સ્વરૂપ પધરાવી તેને હવેલીનું નામ આપી સ્વ ગોકલદાસ મેઘજીની વિધવા તાપીબાઇએ ગો શ્રી વિઠ્ઠલેશજી મહારાજને તે અર્પણ કરેલ છે.

આ મંદિરમાં સેવાદિ 'પુષ્ટિમાર્ગની પ્રણાલી' મુજબ થાય છે. આ મંદિરના ટ્રસ્ટીઓ ૧-ગો. શ્રી વિઠ્ઠલેશરાયજી (સં ૧૯૯૫ માં ગો.લોકવાસી થયા છે). ૨-ગો. શ્રી. વ્રજનાથલાલજી, ૩-રા. રણછોડદાસ શ્રીરામદાસ ૪-રા. હરિદાસ દયાલદાસ વોરા હોઇ તેઓ સારી વ્યવસ્થા રાખે છે.

# શ્રી કૃષ્ણની ગઝલમાં સ્તુતિ

કૃષ્ણ ઘર નંદ કે આયે, [1]સતારા હો-તો-ઐસા હો!
કરે સબ પ્રેમસેં દર્શન, દુલારા હો તો ઐસા હો !
બકાસુરકો [2]મસલ ડારા, પૂતના જાનસે મારી,
કંસકો કેશસેં ખેંચા, [3]ખિલારા હો તો ઐસા હો !–કૃષ્ણ.
કૂદ પાનીકે અંદરસેં, નાગકો નાથ કર લાયે.
ચરણ ફણફણપે ધર કરકે, [4]નચારા હો તો ઐસા હો–કૃષ્ણ.
તીર યમુનાકે જા કરકે, બજાઇ બંસરી મોહન;
ચલી ઘર છોડ વ્રજનારી, પિયારા હો તો ઐસા હો–કૃષ્ણ.
રચાઇ રાસ કુંજનમેં, મનોહર રૂપ બન કરકે;
દેવ દર્શનકો ચલ આયે, [5]દિદારા હો તો ઐસા હો–કૃષ્ણ.
ગયે જબ છોડ ગોકુલકો, નહી ફિર લોટ કર આયે.
સખી રોતી રહી વનમેં, ઉદાસી હો તો ઐસા હો–કૃષ્ણ.
પુરી દ્વારાવતી જાકર, મહેલ સોનેકે બનવાયે;
હજારો રાનીયાં [6]બ્યાહી, [7]પસારા હો તો ઐસા હો–કૃષ્ણ
કુરૂ પાંડવ લડે રણમેં, જીત અર્જુનકી કરવાઈ;
બચાઇ લાજ દ્રુપદીકી, [8]સહારા હો તો ઐસા હો–કૃષ્ણ.
ઉતારા ભાર ભૂમિકા, સિધાયે ધામ અપને કો;
વો બ્રહ્માનંદ દુનિયાંસેં, નિયારા હો તો ઐસા હો–કૃષ્ણ

---

૧ ભાગ્ય ૨ મારી નાખ્યો. ૩ ખેલાડી ૪ નાચનારો. ૫ રૂપ. ૬ પરણ્યા ૭ પરિવાર ૮ મદદ

# "શ્યામલાલજીની હવેલી."

દેલવાડા વાણીયાવાડમાં આવેલી હવેલીમાં ઘણુ પ્રાચીન શ્યામલાલજીનું સુંદર મર્યાદાસ્વરૂપ છે, સંવત્ ૧૯૮૪ માં દેલવાડાના શેઠ માધવદાસ અમરસીના સુપુત્રો શેઠ હરિદાસ જે. પી. વગેરે તરફથી આસરે ૨૬૦૦) રૂ. ખર્ચી રિપેરીંગ કામ થયું છે. આ મંદિરને દિવેલીઆની જમીન એકર પાંચ બાવીસ ગુંઠાની તેનો વહીવટ કરનાર પૂજારી બાઇ બુડીના વખતમાં અપાઇ હતી. આ એકસો વીઘાં જમીન પીપળીઆ મહાદેવની પાછળ એક વાવ સીકે તથા રોજની અર્ધી કોરી દેવાર્પણ કરી હતી, અને જમીનની ઉપજ મંદિરના ખર્ચમાં જ વાપરવાની શરતે તા. ૧-૧૦-ઇ. સ. ૧૮૯૮ માં નં. ૫૫૧ થી આપી હતી, પરન્તુ તે જમીન સ્વ. પુરુષોત્તમ અમરજી મુખીયાજીએ પોતાની મરજીથી સરકારને પાછી સોંપી દીધી છે. આ મંદિરનો જૂનો રૂક્કો હીજરી સન્ ૧૨૧૧ નો છે તે ઉપરથી જોતાં તેને આજે ૧૩૫૮ હી. સ. (ઇ. સ. ૧૯૩૯) માં ૧૪૭ વર્ષ થાય છે તેની પહેલાનું તે જુનું છે. હાલમાં શ્રી મથુરાદાસ પુરુષોત્તમભાઇ મુખ્યાજી તરીકે તેમાં સહકુટુંબ રહીને સેવા કરે છે, તેનો નેક રાજભોગ વગેરેનો વહીવટ દેલવાડા કપોળ મહાજન હસ્તક થાય છે.

## "વાણીયાવાડમાં સાત સ્વરૂપની હવેલી."

આ હવેલી ઘણા વર્ષોની છે, તેનો પ્રથમ જીર્ણોદ્ધાર નાહેર શામજી શ્રીરામે તથા બીજી વખત સઘવી છગનલાલ જુઠાભાઇએ કરાવેલ છે ત્યા ચાતુર્માસમા શ્રીમદ્ભાગવતની કથા વચાય છે અને શ્રી ગુસાઇજીના જે બાલકો દેલવાડે આવે છે તેઓ અહિ ઉતરે છે જેની દેખરેખ મહાજન કરે છે હવેલીની નીચેના ભાગમા બે ગોશાળા છે જેમા શ્રીશ્યામલાલજી તથા શ્રીબાલકૃષ્ણલાલજીની ગાયો બધાય છે, અન્નકૂટાદિ ઉત્સવોના પવિત્ર દિવસોમા આ હવેલી, શ્યામલાલજી તથા બાલકૃષ્ણલાલજીના સ્થાનોની પરિક્રમા કરવામા આવે છે

## "કલ્યાણરાયજીનું મદિર."

આ મદિર સેકડો વર્ષ પૂવનુ જૂનુ છે તેનો વહીવટ હાલ દેલનાડા મહાજન કરે છે મદિર શિખર વિનાનુ ઘણુ જૂનું છે તેના જીર્ણોદ્ધારની ખાસ જરૂર છે અદર શ્યામ પત્થરનુ કલ્યાણરાયનુ સ્વરૂપ ચતુર્ભુજ શખ, ચક્ર, ગદા અને પદ્મવાળુ છે બીજુ માધવરાયનું અને ત્રીજુ સ્વામિનીજીનું એમ પચ ધાતુના ત્રણ સ્વરૂપો છે. આ રાજાઠાકોરની ચલ મૂર્તિઓ પૂર્વાભિમુખે છે. આ મદિર દેલવાડામાં શ્યામલાલની હવેલીની સામે દક્ષિણમા છે

## "વાણીયાવાડમાં સામુદ્રી (સુન્દરી) માતાનું સ્થાન."

આ માતા કંડોળીયા બ્રાહ્મણ અને કપોળ વણિકોનાં કુળદેવી છે. આ સામુદ્રી માતાને ચંડીપાઠના મૂર્તિરહસ્યમાં सुन्दरी નામે કહ્યાં છે. આ દેવળ સંવત્ ૧૯૩૦ માં દેલવાડાના મહાજન તરફથી બંધાવવામાં આવ્યું છે, અને તેનું સમારં કામ સંવત્ ૧૯૭૫-૭૬ માં સંઘવી છગનલાલ જુઠાભાઇ તરફથી થયેલું છે. નવરાત્રિમાં અહિ મહોત્સવ થાય છે અને ગરબી ગવાય છે. હાલ કંડોળીઆ વિપ્ર અમૃતલાલ મહાશંકર તેના પૂજારી તરીકે પૂજા કરે છે. આજ વાણીયાવાડમાં કંડોળીઆ બ્રાહ્મણની બ્રહ્મપુરી છે. "કુંડલપુરાણ" અ. ૫. માં चामुण्डा चत्र सामुद्री० ॥૧૩૫॥ માં સામુદ્રીને કપોળ, સોરઠીયા, કંડોળીયા ઇ. નાં કુલદેવી કહ્યાં છે कुंडलधारिन् કુંડલ ધારણ કરનાર કુંડલીઆ ઉપરથી કંડોળીઆ બ્રાહ્મણ કહેવાય છે પૂર્વે તેઓ અસલ कुण्डलपुर કંડોરણામાં રહેતા હતા. તેના યજમાન कपोलाख्याः कपोला-द्युतकुण्डलाः જેના કપોલ-ગાલો અદ્‌ભુત કુંડલના પ્રકાશથી શોભતા હોવાથી તેઓ કપોલ વૈશ્ય કહેવાયા.

## "દેલવાડામાં શ્રી નૃસિંહજીનું પ્રાચીન મંદિર."

દક્ષિણે સામુદ્રીમાતાની પાસેજ શ્રીનૃસિંહજીનું મંદિર સેંકડો વર્ષ ઉપરનું ઘણું પ્રાચીન છે. પૂર્વે તેને ના. ગાયકવાડ સરકાર તથા નવાબ સરકારથી લાગા અને રૂકા મળેલા એમ

કહેવાય છે. હાલ તેના દીવેલીયા તરીકે "કાળાપાણુ" ગામે સોળ વીઘાંની વાડી છે. વૈશાખ સુદી ૧૪ નરસિંહ ચૌદશે અહિં પરંપરાથી મોટો નૃસિંહજયન્તિનો ઉત્સવ થાય છે. આ નૃસિંહના ચમત્કારની એક એવી વાત છે કે "રૂગનાથ નામના શ્રીનૃસિંહના સેવકને નાતના ઝઘડાથી જાફરાબાદમાં કેદ પૂર્યા હતા ત્યાં તેમણે નૃસિંહની ઘણી સ્તુતિ કર્યાથી તેની ભક્તિના પ્રતાપે ભગવાને તેમને રાતો રાત જેલમાંથી આ નૃસિંહમંદિરમાં મૂકી દીધેલા અને સવારે સૌએ તેમને શ્રીનૃસિંહની સેવા કરતા જોયા, જેલમાં તપાસ કરતાં ન મળ્યાથી સરકારે તેમને છોડી મૂકયા હતા એમ તેના અગાઉના પૂજારી સ્વ. કીળા દુલભજીએ મને કહ્યું હતું આ નૃસિંહનું સ્વરૂપ ઘણું વિકાળ છે તેની જયન્તીના દિને હજારો લોકો તેની લીલાના દર્શને આવે છે. હાલ ભટ મણિશંકર ભવાનીશંકર તેની પૂજા કરે છે. અને દેલવાડા મહાજન દીવેલીઆ ઉપરાંતનો વધારાનો મંદિરનો ખર્ચ ભોગવી દેખરેખ રાખે છે.

**શ્રીહનુમાનમંદિર**–દેલવાડા ગામની બહાર કિલ્લાની ભીંતમાં સરકારી બાગના પશ્ચિમ-મુખના દરવાજા સામે મોટું શ્રીહનુમાનજીનું સ્વરૂપ છે. જ્યારે ગામનો કિલ્લો થયો ત્યારનું જૂનું આ સ્વરૂપ છે. જેના સંરક્ષણ માટે દેલવાડા મહાજન તરફથી જાળીબંધ બારણાંવાળું દેરાળ કરાવી સં. ૧૯૯૧ માં તેનો જીર્ણોદ્ધાર કર્યો છે.

## "દેલવાડા ગામની ચારે દિશામાં ૪ દેવીઓનાં સ્થાનો."

૧ **મહાકાલી**—આ દેવીની દહેરી 'અજાર' ગામ જતાં પૂર્વમા વિપ્ર નાગજી રણછોડની વાડી પાસે છે. જે ધોબીનાં કુલદેવી છે, અને ત્યાં તેઓ શુભ પ્રસંગે જાય છે.

૨. **ધારીપુરી કે ભરીપુરી**—આ દેવીનું સ્થાન પાશ્ચમે "વાંસોજ" ગામ જતાં રસ્તામાં આવે છે, ત્યાં હાલ દેવળ નથી પણ ભરીપુરી નામે ૧ ક્ષેત્રનું સ્થાન છે.

૩. **મરુતાદેવી**—આ મરવા દેવીનું પુરાણ પ્રસિદ્ધ સ્થાન દક્ષિણમાં નવાબંદર જતાં સમુદ્ર પાસે છે. જેનું માહાત્મ્ય આ પુસ્તકમાં પૃ. ૨૫૮ થી છે.

૪. **શક્તિદેવી**—આ કંટકશોષિણી દેવીનું સ્થાન ઉત્તરમા નદીના કિનારે' 'શકતના આરા" નામથી પ્રસિદ્ધ છે, જેનું માહાત્મ્ય આ પુસ્તકના પૃ ૨૬૪ માં છે.

## "પંચતીર્થી–સ્નાન."

અગાઉ કેટલાંક ભાવિક સ્ત્રીપુરૂષો આ પંચતીર્થી સ્નાન કરવા જતાં હતાં, તેમાં પ્રથમ સ્નાન જ્ઞાનવાપીમાં થાય છે, બીજું સ્નાન ઋષિતોયા-મચ્છુન્દ્રી નદીમાં, ત્રીજું સ્નાન નારદકુંડમાં, ચોથું સ્નાન સાંબકુંડમાં, અને પાંચમું સ્નાન સૂર્યકુંડમાં કરી ગુપ્તપ્રયાગમાં સ્નાન અને દર્શન કરી ઘરે આવવું એવો પ્રાચીન વિધિ છે.

"જ્ઞાનવાપી":—આ નામની વાવ દીવ દરવાજા પાસે દેલવાડાના કોટની અંદર મીનારા પાસે પૂર્વમાં છે, અહિં પંચતીર્થીનું પ્રથમ સ્નાન થાય છે, આ વાવનાં જલને મંગલવારે અશ્વિની નક્ષત્રમાં જે પીએ અથવા તેમાં સ્નાન કરે તે શરીરે નીરોગી થાય છે.

"દુધકુંડી":—આ સ્થળ જ્ઞાનવાપીની થડમાં છે, જે સ્ત્રીઓને ધાવણ આવતું ન હોય તે આ દુધકુંડીમાં ૧૧ શેર દુધ નાખે તો ધાવણ આવે એવી પરંપરાગત માન્યતા આજ પણ ચાલુ છે.

"ધર્મકુંડ":—દેલવાડાના ગોંદરામાં અવાડાવાળી વાવને ધર્મકુંડ કહે છે શેઠ અમરસી દામોદરદાસે તેને દુરસ્ત કરાવી ઢોરોને પાણી પાવાના અવાડા બંધાવ્યાનો ત્યાં શિલાલેખ છે, આ વાવની પાછળની વાડી મહાજનહસ્તક ગૌચર તરીકે છે

"ચંડેશ્વર કે ચંદ્રેશ્વર"—આ મહાદેવનું મંદિર પૂર્વે ધર્મકુંડ પાસે હતું. એમ મ્હારા પિતા કહેતા, અગાઉ તેના પાયા પણ ત્યાં હતા, પરન્તુ હાલ ત્યાં કંઇ જોવામાં આવતું નથી.

"સીતા આંબો":—ઉના સડક અને સાંબકુંડની વચ્ચે અગાઉ "સીતા આંબો" નામે મોટું એક ઝાડ હતું જ્યાં અગાઉ સ્ત્રીઓ વિસામો લેતી. હાલ તે ઝાડ નથી, પરન્તુ હાલ ત્યાં વડનું ૧ ઝાડ છે. શુભપ્રયાણમાં સ્મશાને જતાં શબને અહિં વિશ્રાન્તિ અપાય છે.

"ગંગાતલાવડી:"—નામે તીર્થ ભીડભંજન મહાદેવની લાઇનમાં ઉત્તર તરફ ૪૦ કદમ છેટે નદીમાં પુરાયેલ કુંડ છે. જેને વૃદ્ધ લોકો "ગંગાતલાવડી" નામે કહે છે. ઋષિતોયા-મન્ધુન્ત્રી નદી જ્યારે સુકાઇ જાય છે ત્યારે લોકો તેને ગળાવી તેમાં સ્નાન કરે છે, તેમાં કોઇ કોઇવાર ૩ નેત્રનાં મત્સ્ય પણ દેખાય છે.

## "મહાતીર્થ—રામપાજતીર્થ."

પ્ર. ખંડ અ. ૨૯૭ પૃ. ૧૨ માં ઋષિતોયાના માહાત્મ્યમાં લખ્યું છે કેઃ—

सर्वत्र सुलभा देवी त्रिषु स्थानेषु दुर्लभा ।
महोदये महातीर्थे मूलचण्डीशसंनिधौ ॥ २९ ॥

દેવી ઋષિતોયા નદી સર્વત્ર સુલભ છે, પરન્તુ મહોદય-મોઢેશ્વર, મહાતીર્થ-રામપાજ અને મૂળચંડીશ—નાના મહાદેવની પાસેનો ભાગ, આ ૩ તીર્થોમાં દુર્લભ—પુણ્યદાયિની છે. અને તેમાંય સમુદ્રસંગમ વિશેષ દુર્લભ છે. આ રામપાજ—મહાતીર્થની હદ ભીડભંજન મહાદેવના દેવળથી દક્ષિણ તરફ હાલ જૂના દેખાતા હવેડા સુધી છે, તેટલા ભાગમાં નદીમાં ઉતરવાનો તીર્થ જેવો પગથીયાંબંધ ઉંડાણ સુધી ઘાટ છે, જેમાંનો કેટલોક ભાગ નદીના વેગથી નાશ પામ્યો છે, કેટલોક પુરાયેલો છે અને કેટલોક જીર્ણાવસ્થામાં આજ પણ દેખાય છે. આ એક પુરાણપ્રસિદ્ધ અત્યન્ત પવિત્ર



દેલવાડા પાસે અંજારમાં શ્રીસિદ્ધેશ્વરાદિ મહાદેવનાં જીર્ણોદ્ધૃત પ્રાચીન દેવળો અને વટસાવિત્રીનો વડ, (રા. હરિભાઈ જીભાઈ જોશીના સૌજન્યથી) . પૃ. ૩૬૫



શ્રીભીડભંજન મહાદેવનું પ્રાચીન દેવળ અને ધર્મશાળા, (દેલવાડા મચ્છુન્દ્રી નદીને તીરે)

તીર્થ છે. આજે પણ ઘણાં મોટાં બેલાંઓ તેમાંથી નીકળેલાં જ્યાં ત્યાં પડયાં છે. આ સ્થળે સ્નાન, સંધ્યા, તર્પણાદિનું ઘણું માહાત્મ્ય છે. શ્રાવણીના દિવસે એની સામે બ્રાહ્મણો નદી કિનારે ઉપાકર્મ કરે છે. ભીડભંજનનો નદી તરફનો ભાગ નદી વેગથી તુટી જવાથી સંવત્ ૧૯૯૫ માં જ્યારે તેનો જીર્ણોદ્ધાર કર્યો તે વખતે કુંડ તથા પાજનાં નિશાન જોવામાં આવ્યાં છે તે નદીના વેગથી પુરાઇ જાય છે. આ રામપાજનો જીર્ણોદ્ધાર અને ૧ ચોરો સં. ૧૯૫૬ પૂર્વે દેશાઇ અમરજી મૂળજીએ કરાવ્યો હતો જેમાં ચોરો આજે પણ તેના નામથી ઓળખાય છે.

"કાલિકા-ધ્રો"—ભીડભંજનથી આસરે ૫૦૦ કદમ છેટે કાલિકા ધ્રો જેને હાલમાં કાળીયો ધ્રો કહે છે. ત્યાં પૂર્વે કાલિકાનું મંદિર હોવાનું કહેવાય છે. જેના અવશેષો તથા વાવ નદી કિનારે ભેખડમાં જીર્ણાવસ્થામાં દેખાય છે, જે નદીના વેગથી નાશ પામતું જાય છે. જેના પાયા હાલનદીની ભેખડમાં મોજુદ છે.

## " નદી કાંઠે ભયભંજન કે ભીડભંજનનું સ્થાન. "

દેલવાડા ગામની બહાર ઉત્તરે મચ્છુન્દ્રી નદીના કાંઠે રામપાજની પાસેજ શિખરવાળું ભીડભંજન મહાદેવનું પુરાતની દેવળ છે. બાજુમાં ધર્મશાળા છે આજુબાજુમાં તેના પૂજારી

બાવાઓનાં સમાધિ સ્થાનો, પીપળા અને કરેણનાં ઝાડો છે. દેવળની પાસેથી વહેતી નદીના વેગથી મંદિરને નુકસાન ન થાય તે માટે ઉઘરાણું કરી સંવત્ ૧૯૯૫ માં મજબુત ઘાટ જેવો બંધ બાંધવામાં આવ્યો છે આ દેવળ ઘણું પ્રાચીન છે.

## "પિપ્પલેશ્વર–પીપળીયા મહાદેવ"

આ મહાદેવનું જુનું સ્થાન દેલવાડેથી દક્ષિણમાં પૂર્વાભિમુખે નવાબંદરની સડકથી ઇશાનમાં જાળીગંધનાની ઘુમટવાળી દેરીમાં છે, તેમાં જલાધારીવાળું નાનું શિવલિંગ છે, પશ્ચિમ ગોખમાં પાર્વતીની બે હાથ જોડેલી ૪ હાથવાળી મૂર્તિ છે, તેમજ ઉત્તરમુખે ગણેશ અને નન્દી ઇ. છે બહાર પૂર્વમાં ખુલ્લા ચોરામાં શિવલિંગવાળુ સમાધિ સ્થાન છે પૂર્વે અહીં પીપળા અને વડલાનાં મોટાં ઝાડો હતાં, હાલ પીળી કરેણના ઝાડો છે. પાછળ હવેડાવાળી જુની વાવ છે, ઉત્તર દક્ષિણે વાડીને એનદો છે. આ શિવાલય શેઠ જુઠાભાઇ પ્રેમજી વોરા તરફથી જીર્ણોદ્ધાર કરીને બંધાવાયું છે તેના વંશજો તરફથી, શ્રાવણ માસમા કોઇ પણ બ્રાહ્મણ પૂજા કરે છે, અને દેલવાડા મહાજન તેની સંભાળ રાખે છે.

**"કોટેશ્વર-કોટનાથ કે કોટડીયા મહાદેવનું સ્થાનઃ–** આ સ્થાન કાળાપાણ ગામથી દેલવાડે આવતાં રસ્તામાં અને સંગમેશ્વર–સુખનાથની પૂર્વ દિશામાં નદીને સામે કાંઠે છે.

પૂર્વાભિમુખ દ્વારનાં શિખરબંધ આ દેવળમાં બે શિવલિંગો છે. તેમજ ગણપતિ, પાર્વતી, નંદી તથા હનુમાનની મૂર્તિઓ છે, સભામંડપમાં આરસનો શિલાલેખ છે, તેમાં ગોવિન્દજી ખીમજીએ જીર્ણોદ્ધાર કરી બંધાવ્યાનું લખ્યું છે. બાજુમાં વાવ તથા ખેતરો છે, દેવળની પાછળ પાંચ પાળીઆ–ખાંભીઓ છે, જેમાં સંવત્ ૧૬૯૦ અને ૧૭૩૯ની સાલ છે, તે સિવાય વાઘેશ્વરી, નન્દી ઇ. ની ખંડિત મૂર્તિઓ પણ છે. દક્ષિણમાં સમંડીનું ઝાડ અને આસપાસ વાડીઓ છે.

સુખનાથ—મોટામહાદેવના દેવળની સામે પૂર્વસુખાની ધર્મશાળાના પ્રવેશદ્વાર ઉપર નીચે મુજબ શિલાલેખ છે; "આ ધર્મશાલા દેલવાડાના રહીશ જોશી જેઠારામ સુત ત્રિકમજી (ઉર્ફે મોટા જોશી) તથા દેવશંકરે પોતાના દ્રવ્ય ખરચથી ધર્માર્થે શ્રીસુખનાથ મહાદેવમાં બંધાવી છે, શાકે ૧૭૯૯ સં. ૧૯૩૩ અષાડ સુદી ૧ ગુરુવાર."

## "નવાબંદરની સડક કાંઠેનું હનુમાનમંદિર."

"નવાબન્દર" ગામ પાસે સડકને કાંઠે શ્રીહનુમાનજીનું ઘુમટવાળું જાળીબંધ બારણાનું નાનું દેવળ છે. અન્દરના બીજા ખંડમાં દક્ષિણ મુખે ઇશાન ખૂણામાં બે હાથ ઉપરની હનુમાનજીની પત્થરની મૂર્તિ છે, બાજુમાં બીજી ખંડિત મૂર્તિ છે. સામે ગોખમાં પૂર્વાભિમુખે બેઠેલી ૧ હાથની માતા-

શ્રીની મૂર્તિ છે. તેની નીચે અખંડ ગણેશ મૂર્તિ છે. દેવળની જહાજની બારશાખ ઉપર ભીંતમાં નીચે મુજબ શિલાલેખ છે "આ મંદિર સ્વર્ગવાસી ઢીકાણી મહેતા પિતાજી હંસરાજ રૂગનાથના સ્મરણાર્થે તેમના ચિ. ભાઇ ત્રિભોવનદાસ હંસરાજે (જીર્ણોદ્ધાર કરી) બંધાવ્યું છે, સંવત્ ૧૯૭૧ ઇ.સ. ૧૯૧૫."

## "નવાબંદરના સમુદ્રતટે રત્નેશ્વર કે લહેરીયા મહાદેવ."

નવાબંદરના સમુદ્રકિનારાના ભાઠોડામાં લહેરીયા મહાદેવનું એકહાથ આસરાનું શિવલિંગ છે, તેને કેટલાક રત્નેશ્વર નામે પણ કહે છે, તેને અન્દર સુધી સમુદ્રના મોજાંઓ નિત્ય સ્નાન કરાવે છે. અધિક માસમાં અને કોઇક વખતે આઠે દિવસે લોકો અહિં સમુદ્ર સ્નાન કરી તેનાં દર્શન પૂજન કરે છે, ભરતી વખતે દર્શન થતું નથી. બળેવને દિવસે ઉના દેલવાડેથી સેંકડો હિન્દુઓ અને સ્વારી સાથે સરકારી અમલદારો સમુદ્રપૂજન કરી અહીં સુધી કેટલાક ખાસ દર્શન કરવા આવે છે. આ મહાદેવ ચમત્કારી છે. આ શિવલિંગને કોઇ માછીમાર વહાણમાં પૂજવા માટે લઇ ગયો હતો જેથી મધ્ય દરીએ ચાર દિવસ સુધી તેનું વહાણ ચાલવા દીધું નહિં, પરન્તુ જ્યારે તેને સ્વસ્થાને મૂકવા માટે પાછું વાળ્યું કે તુરતજ ત્યાં પાછું આવી પુગ્યું, એવી દન્તકથા છે. વળી વાર આ શિવલિંગ અખંડ એકજ પત્થરની જલાધારીથી છુટું થઇ અદ્રશ્ય થઇ પાછું ત્યાંનું ત્યાંજ અર્ધચન્દ્રાકાર મંદિર

જેવા ભાઠોડામાં દર્શન આપે છે, જેનાં આપણને બેસીને દર્શન થઇ શકે છે.

મચ્છુન્દી નદી અગાઉ એ દિવાદાંડીની પાસે પશ્ચિમ તરફ મળતી હતી, પરંન્તુ હાલ આ લહેરીયા મહાદેવની બાજુમાં ડાબા હાથ તરફ સમુદ્રમાં મળે છે. કુદરતી રીતેજ કમાનદાર ભાઠોડાના દરવાજા જેવા ભાગ આગળ જાળીના દ્વારથી આ મહાદેવના સ્થાનના રક્ષણની જરૂર છે કે જેથી ત્યાં કોઇ વિધર્મીઓ ગન્દકી કરી શકે નાહિં. અનેક હિન્દુઓ અવિંતોયાના સંગમમાં સ્નાન કરી આ મહાદેવનાં દર્શન પૂજન કરી પાવન થાય છે.

## "ગરાલ પાસે ગંગનાથ મહાદેવનું સ્થાન."

ગરાળ ગામની બહાર પાસેજ ગંગનાથ મહાદેવનું રમણીય સ્થાન છે, ત્યાં ગૌરીકુંડ પણ છે. ગરાળના ઝાંપામાં ભૂલેશ્વર-મહાદેવનું દેવળ છે, જેનો જીર્ણોદ્ધાર કરાવી પ્રાગજી આણંદજીએ તે બંધાવેલું છે. તેનો બીજીવારનો જીર્ણોદ્ધાર ઉનાવાળા ભગવાનદાસ ગીગાભાઈએ ઇ. સ. ૧૯૩૨ માં કરાવ્યો છે. બીજું રામજી મંદિર છે, ત્રીજું સ્વામીનારાયણનું મંદિર છે, ગામના ઝાંપે શેઠ પરમાણંદ જેરામની બંધાવેલી ધર્મશાળા છે, જેના જીર્ણોદ્ધારની હાલ જરૂર છે. ગરાલથી પૂર્વે અને સામતેરથી દક્ષિણે રામનાથનું દેવળ અને રામકુંડ છે. રામનાથથી પૂર્વે ગાંગડા ગામમાં હરેશ્વરમહાદેવનું દેવળ, રામચન્દ્રનાં બે મંદિરો, સ્વામીનારાયણનું મંદિર તથા લક્ષ્મીનારાયણનું મંદિર વગેરે છે.

## "સામતેર ગામનાં અને તેની બહારનાં દેવસ્થળો."

સામતેર ગામમાં સાંબકુંડ અને તેમાં સિદ્ધેશ્વર મહાદેવ છે. પૂર્વે અહિં સૂર્યનું મંદિર પણ હતું. સાંબકુંડ ઉપર મુક્તિચૈતન્ય સ્વામીનું સમાધિસ્થાન છે, ફરતો વંડો છે, અન્દર ૪ રૂમની ધર્મશાળા છે. ગામની મધ્યમાં મુક્તિચૈતન્યની બેઠક છે. ગામમાં બાલકૃષ્ણલાલની હવેલી અને રતનજી ભીમજીનું બંધાવેલું લક્ષ્મીનારાયણનું મંદિર છે; તેની સામે સ્વામીનારાયણનું મંદિર છે, ગામને ઝાંપે ભવાની માતા છે તથા ઇશ્વર્યા નાગનું સ્થાનક છે. ત્યાંથી જે જાન નીકળે તેણે તલવટ, ખીચડી, શ્રીફલાદિ ધરવું પડે છે. તેની ચમત્કારી કથા પણ કહેવાય છે. ગામની પૂર્વ પશ્ચિમે બે ધર્મશાળા છે તેમજ અહિં સૌભરિ ઋષિનો આશ્રમ હોવાનું કહેવાય છે. ગામ ઝાંપેની રાવલ નદીને કિનારે કામનાથ મહાદેવનું દેવળ છે. તેની બાજુના સ્થાનમાં સંન્યાસીઓને ઉતરવાનું સ્થાન છે. સીમર ગામમાં પણ મુક્તિચૈતન્ય સ્વામીનો આશ્રમ અને પાદુકા છે, સં. ૧૯૯૪ ના વૈશાખ માસમાં સીમરનાં ગૃહસ્થ શા. મોહનલાલ હેમરાજને ત્યાં લેખકે કરેલી શ્રીમદ્‌ભાગવતપારાયણની સમાપ્તિમાં આ સ્થાનનાં દર્શન કર્યા હતાં.

"રન્નાદે-રાંદલ":-આમાતાનું મોટું સ્થાન અંતર ગામથી પૂર્વે અમોદરા ગામમાં છે જ્યાં ઘણા લોકો માનતાએ જાય છે અને કાઠીયાવાડમાં તેનો મોટો મહિમા છે.

## "કાળાપાણુમાં ચમત્કારી નાગનાથનું સ્થાન."

આ મહાદેવના દેવળને દેલવાડાના કપોળ સંઘવી ઠાકરસી ભાણજી તથા દેવીદાસ ભાણજીએ જીર્ણોદ્ધાર કરાવીને બંધાવ્યું છે. કોઈ કોઈવાર આ જગ્યાએ રાત્રે ચળકતા મણિવાળો મણિધર-નાગ નીકળે છે, જેનો સર્વત્ર પ્રકાશ ફેલાય છે, એમ ત્યાંના ખેડુત લોકોનું કહેવું છે, અને તેથી તે નાગનાથ નામે કહેવાય છે.

"શૂરાપુરાનું સ્થાન:"—આ સ્થાન નાગનાથથી ઉત્તરમાં છે, તે દામાવાળા શૂરાપુરાનાં સ્થાનકની ગામના લોકો પૂજા-માનતાઓ કરે છે. આ સ્થાન ઘણું ચમત્કારી મનાય છે.

## "અંજાર ગામનાં સિદ્ધેશ્વરાદિનાં જૂનાં દેવસ્થળો."

આ અંજાર ગામ ઘણું પ્રાચીન છે, તેમાં અને આજુ-બાજુમાં ઘણાં હિન્દુ દેવળો હતાં એમ પ્રભાસખંડમાં આ તરફની દિશામાં લખેલાં તે દેવોનાં નામોથી જણાય છે. અંજાર, અજાર, અજાહર કે હજાર નામે પ્રસિદ્ધ ગામ દેલ-વાડાથી પૂર્વે બે માઈલ ઉપર છે, તેની પૂર્વે ૧ ખેતર દૂર ખડકમાં ત્રણ મહાદેવનાં જૂદાં શિવાલંગો છે. પહેલું સિદ્ધેશ્વર છે જેને કોઇ સંઘેશ્વર કે સિંહેશ્વર પણ કહે છે જે સૌરાષ્ટ્રી સોમનાથ જેવું તેજસ્વી ચમત્કારી શિવલિંગ છે, તેનું દ્વાર ઉત્તરમાં છે. બીજું દક્ષિણમાં વીરભદ્રેશ્વર કે વીરનાથનું શિવલિંગ

પૂર્વાભિમુખ દ્વારના દેવળમાં છે. ત્રીજા મૂળ–ચંડેશ્વર છે, તેનું દ્વાર દક્ષિણમાં છે. આ ત્રણેના સભામંડપ એકજ છે. પત્થરની ધાર ઉપર ધર્મશાળાની દક્ષિણે ભૂતનાથ કે ભૂતેશ્વરની દહેરી છે, સિધ્ધેશ્વરની પાસે બે બાજુ પગથીયાવાળી વાવ છે જેમાં હમેશ લાલ પાણી રહે છે. તેમાં ૩ નેત્રનાં મત્સ્યો છે, વાવમાં જલાધારીવાળું બાણ છે. વાવની ઉપર અક્ષય વડ છે ત્યાં વટસાવિત્રી અને બીજે દિને લોકો પૂજા કરે છે. તેની ઉપર શ્રીસિધ્ધેશ્વરી માતાની દહેરી છે. આ જગ્યાની દેખરેખ અને મહાદેવની પૂજા પરંપરાથી બાવા રામગર નારણગર ઓસરીવાળાં બે ઘરોમાં રહીને કરે છે. અહિં સં. ૧૯૧૧ માં આ રામગરની પૂર્વે પાંચમી પેઢીએ થયેલા રૂપગરે જીવતાં સમાધિ લીધી હતી. સમાધિની બાજુમાં વાડામાં બીલીપત્રનાં ૪–૫ ઝાડો અને રા. હરિભાઇ જીભાઇએ બંધાવેલ વાવ છે સિધ્ધેશ્વરને અંગે બાવા નારણગર દેવળગરને દીવેલીયું આપેલ જે ખાલસા કરેલું પરંતુ રામગરની માગણીથી માત્ર ભૂજ વિઘોટીને દરે તેને પાછું સોંપ્યું છે.

સિધ્ધેશ્વરની દક્ષિણે ધર્મશાળા છે તેનો શિલાલેખ નીચે મુજબ છેઃ—

"આ ધર્મશાળા ઉચ્ચ વર્ણના હિન્દુઓ માટે શ્રી દેલવાડાના રહીશ જોશી જીભાઇ કાલીદાસના દીકરાઓએ બંધાવી છે. સં. ૧૯૮૮ ના શ્રાવણ સુદ ૧ બુધવાર તા. ૩–૮–૧૯૩૨"

સિધ્ધેશ્વરના જીર્ણોદ્ધારનો શિલાલેખ નીચે પ્રમાણે છેઃ-

"ॐ શ્રીસિધ્ધેશ્વરો વિજયતે, આ સિધ્ધેશ્વરનું પુરાતન મંદિર તદ્દન જીર્ણ સ્થિતિમાં આવવાથી દેલવાડાના રહીશ જોશી હરિભાઇ જીભાઇ, નરભેશંકર જીભાઇ તથા વંશેશંકર જીભાઇએ તેમના સ્વર્ગવાસી પિતાશ્રી જીભાઇ કાલીદાસ, માતુશ્રી અમૃતબાઇ, ભાઇ માવજી જીભાઇ, કાકા હરિશંકર કાલીદાસ, નાનજી કાલીદાસ, તથા ભોળાનાથ કાલીદાસના સ્મરણ પુણ્યાર્થે ફરીથી બંધાવ્યું છે. મિતિ સંવત્ ૧૯૮૭ ના માહ સુદી ૫ શનિવાર."

આ દેવળની પૂર્વે જૂની દેરીબંધ સમાધિઓ છે. તેની બાજુના પીપળે હિન્દુઓ પાણી રેડવા અને શ્રાદ્ધ કરવા પ્રાચીન કાળથી આવે છે.

અજારની ઉત્તરે રસ્તામાં જતાં સૂરજ દેવનું સ્થાન છે તેની પાછળ ૨૫ કદમ છેટે અજેપાલનાં ૪ ઝાડ છે તેનાં પાન ઘણા રોગમાં વપરાય છે.

અજાર જૈનોનું પણ મોટું ધામ મનાય છે ત્યાં અજહરા પાર્શ્વનાથનું મોટું દેવળ છે જ્યાં સેંકડો જૈનો યાત્રાએ આવે છે. પૂર્વે આ દેરાસર પાસે શિવમંદિર હતું જેનો નાશ કરાયો છે. જેમાંની હનુમાન્ અને ગણપતિની મૂર્તિ જૈનના દેરાસરની બહાર દરવાજા પાસે છે. અજારથી સિધ્ધેશ્વર જતાં રસ્તામાં વાવ તથા અવેડા આવે છે, તેની પાસે ગામનું સ્મશાન છે,

ત્યાંથી આસરે ૨૫ કદમ છેટે એક પીપળા નીચે શીતલા માતાનું સ્થાન છે. અન્જાર ગામમાં શ્રીલક્ષ્મીનારાયણનું મંદિર છે અને તેમાં સંવત્ ૧૯૬૦ માં કીડીંબાઇએ નવી મૂર્તિઓ પ્રતિષ્ઠા કરી પધરાવી છે, તે પૂર્વે અહિં જુનું મંદિર હતું. બીજાં પણ ગામમાં મહાદેવ અને ઠાકરમંદિર વગેરે છે.

અંજારમાં નાગ–સર્પો ઘણા છે, જેમાં ૧ મણિધર નાગ હોવાનું પણ કહેવાય છે. "નાગમગા" નામે એક જાત છે તેઓ જીંદગીમાં એકવાર અહિં નાગો પાસે માગવા આવે છે અને નાગો એટલું બધું તેમને સુવર્ણ આપે છે કે તે પછી તેમને બીજા કોઇ પાસે માગવા જવું પડતું નથી, એમ મ્હેં સાંભળ્યું છે. ઉના, દેલવાડા, દીવ, અંજાર વગેરેમાં આવેલા જૈન મંદિરો, મૂર્તિઓ વગેરેનું ઐતિહાસિક વર્ણન લખેલું મ્હારી પાસ તૈયાર છે છતાં વિસ્તાર ભયથી છોડી દેવું પડયું છે. તે કોઇવાર સ્વતંત્ર પુસ્તકાકારે છપાશે.

## "વીરભદ્રેશ્વર કે વીરનાથ મહાદેવનું પ્રાચીન સ્થાન."

આ મહાદેવ દેલવાડાથી પશ્ચિમે બે ગાઉ છેટે છે. તેનું શિખરબંધ ઉંચું દેવળ ઘણે દૂરથી દેખાય છે. આ વીરભદ્રેશ્વરના સભામંડપની પૂર્વાભિમુખની ભીંતમાં નીચે મુજબ આરસનો શિલાલેખ છેઃ–" શ્રી દેલવાડા પાસેના શ્રીડેસર ગામમા શ્રીવીરભદ્રેશ્વર મહાદેવના દેવલનો જીર્ણોદ્ધાર તથા નવી ધર્મશાળા નીચે લખેલા ગૃહસ્થોની સહાયતાથી બંધા-

વવામાં આવ્યાં છે, સંવત્ ૧૯૬૬ ના શ્રાવણ વદી ૫ ને ગુરુવારે." તે પછી તેમાં ૩૨ જણાઓનાં નામો તેમણે આપેલી રકમ સાથે લખ્યાં છે તેમ તેમાં બીજાની પણ મદદ હતી. આ જીર્ણોદ્ધારમાં આસરે સાત હજાર રૂ. નો ખર્ચ થયો છે. તેનું રહી ગયેલું વાસ્તુ સં. ૧૯૯૨ ના ચૈત્ર વદી ૮ નું ભટ્ટ વલ્લભરામ જગદીશે રિપેર કરાવી સારો ખર્ચ કરી કર્યું છે. ટેકરા ઉપરનું આ દેવળનું શિખર નકસીદાર અને ઘણું ઉંચું હોઇ તે કૈલાસ જેવું ભવ્ય દેખાય છે. દેવળ અને સભામંડપમાં બધે આરસની લાદી પાથરેલી છે. દેવળના મધ્યમાં વીરભદ્રેશ્વરનું આશરે ૧॥ ફૂટ ઉંચું અને ૩ ફૂટ પહોળું અખંડિત અને તેજસ્વી સ્વયંભૂ શિવલિંગ છે. તેને માથે નવમુખી અઢી મણનો મોટો પિત્તળનો નકસીદાર નાગ ધરાય છે. ફરતી ત્રાંબાની મોટી જલાધારી છે. તેની પાસે પાછળ વાયવ્યમાં પત્થરની જલાધારીવાળું ભૂતેશ્વર કે ભૂતનાથનું ૧ શિવલિંગ છે. મહાદેવની પાછળ પૂર્વમુખે ગોખલામાં આશરે દોઢ હાથની પાર્વતીજીની મૂર્તિ છે, બીજા ગોખમાં ઉત્તરમુખે જૂની ગણેશની મૂર્તિ છે, દેવળ અને સભામંડપની વચ્ચેના જાળીબંધ ભાગમાં ઉત્તરમુખે આરસની સુન્દર ગણેશમૂર્તિ છે, સચિત્ર ભવ્ય નકસીદાર ચારે કોર ખુલ્લા અને ઉપર ઘુમટવાળા ૮ સ્તંભોમાં રાસલીલાનાં ચિત્રવાળો સભામંડપ છે. તેમાં આરસનો નન્દી અને કૂર્મ છે મંડપની બહાર પાસેજ ઇશાનમા જાળીબધ અગાસીવાળા દેવળમા અઢી હાથ

ઉંચી દક્ષિણમુખની પનોતીવાળી હનુમાનની મૂર્તિ છે. અને બીજી ૧ પુરુષ ઉંચી પૂર્વાભિમુખની હનુમાનની મૂર્તિ છે, તેની પાછળ પૂર્વમુખ માઢવાળો મોટો ડેલો છે, દેવળની ડાબી કોર દક્ષિણમુખ ૪ ઓરડીની લોકોને ઉતરવાની હરેક સોઇવાળી ધર્મશાળા છે અને તેમાં દીવવાળા રેવાશંકર મયાશંકરની સ્ત્રી બ્હેનકુંવરે સંવત્ ૧૯૬૮ ના વૈશાખ સુદી ૧ ને ગુરુએ તે ધર્મશાળા બંધાવ્યાનો તેની ઓસરીની ભીંતમાં શિલાલેખ છે. દેવળની પાછળ વાયવ્યમાં રસોડું તથા વીરનાથના મહંત દેવગર જીવણગરને સહકુંટુંબ રહેવા ઘર છે અને તેમની ૭ પેઢીથી તેઓ રહે છે. નૈર્ઋતમાં ૧ કુવો છે. કંપાઉંડની ફરતો ૧॥ માથું ઉંચો બાંધેલો વંડો છે.

દેવળની પૂર્વમાં દેલવાડાના કંડોળીઆ વિપ્ર સ્વ. દયાશંકર ઇશ્વરજીએ બંધાવી આપેલ વાવ અને વાડી છે, ઓરસ ચોરસ દેવળ અને કંપાઉંડ મળી ૫૦૦ ગજ છે. દેવળમાં પાર્વતી અને ગણેશને ખોળામાં બેસાડેલી શંકરની પિત્તળની મોટી મૂર્તિ છે. અઢીસો તોલાનો ચાંદીનો નાગ, સોનાનાં નાનું મોટું મળી ૧૦ તોલાનાં બે છત્રો, ૮૦ તોલાની છડી વગેરે વસ્તુઓ તેના પૂજારી દેવગર હસ્તક રહે છે અને તે શિવરાત્રિ, જન્માષ્ટમી અને શ્રાવણી અમાસે અહિં મોટા મેળા ભરાતા હોઇ તે તહેવારોને દિવસે શણગારીને ધરાવાય છે. અહિં જન્માષ્ટમીએ મોટો મેળો ભરાય છે અને ઘીની પૂજા

થાય છે અને ત્યારે ૫–૬ ગાઉ છેટેથી હજારો લોકો અહિં દર્શને આવે છે.

આ વીરનાથ ઉનેવાળોમાં ભટ, કંડોળીઆ, ઔદિચ્ય વગેરે બ્રાહ્મણો તથા બીજા વાણીઆ વગેરેના ખાસ ઇષ્ટદેવ છે અને અહિં ઘણા લોકો માનવાએ આવે છે, તેમજ ૧૫૦ માણસ જમે તેટલાં મોટાં વાસણો છે. દેવળને અંગે ૨૨ વીઘાં આશરેની વાડી અને જમીન છે જુનાગઢ નવાબ સરકાર તરફથી ત્રીશ રૂપીઆ છ આના દીવેલીઆના મળે છે. વીરનાથની દક્ષિણે આશરે ૭૦ કદમ છેટે પગથીઆં વાળી પુરાતની દેસર ગામની વાવ છે, તેમા કથારીઓ, સતી અને હનુમાનનાં સ્થાનકો છે. ઉપર બે રેંટ અને હવાડા છે, નાના (સાના) દેસરમાં લુવારોએ સં. ૧૯૭૬ માં બંધાવેલું ઘુમટવાળું નવું જાગેશ્વર મહાદેવનુ નાનું દેવળ છે. શીરોજ ગામમાં દેસરના કોળી ભગવાન્ ભીખાએ જીર્ણોદ્ધાર કરાવી બંધાવેલ તપસ્વી મહાદેવની ઘુમટવાળી દેરી છે. આ શિવ-લિંગ ૧ પુરુષ ઉંડું ખોદતાં સુધી નીકળેજ જાય છે એટલે અન્દર કેટલુંએ તે ઉંડું હશે. આ વીરભદ્રેશ્વરની દક્ષિણે સીધી લીંટીએ બે ગાઉ ઉપર વાંસોજ ગામની પાસે ભૂતેશ્વર કે ભૂતનાથનું પ્રાચીન ભવ્ય દેવળ છે. આ બને દેવળોમાંનાં મહાદેવનાં શિવલિંગો રાવણે કાવડમાં આણેલાં એવી કથા છે.

## "વીરભદ્રેશ્વર અને ભૂતેશ્વરની કથા"

ત્રેતાયુગમાં લંકાધિપતિ રાવણ દિગ્વિજય માટે શંકરન બે પ્રાણલિંગ લેવા કૈલાસમાં જઇ તપ કરી સામગાનથી શંકરની ભક્તિ કરવા લાગ્યો. નારદજી રાવણનો દુષ્ટ વિચાર જાણી રાવણને બાણો ન મળે અને દેવોનો નાશ ન થાય તે માટે ઇન્દ્રને જઇને મળ્યા અને બધી વાત કહી. જે સાંભળતાંજ ઇન્દ્ર દેવો જોડે જ્યાં કૈલાસ પુગ્યો ત્યાં તો રાવણની ભક્તિ અને તપથી પ્રસન્ન થઇ શ્રી શંકરે વરદાન માગવાનું કહેતાં રાવણે બે પંચબ્રહ્માત્મક પ્રાણલિંગો માગ્યાં; શંકરે તે આપતાં રાવણને કહ્યું જે, 'આ બે લિંગોને જો તું પૃથ્વી ઉપર મૂકીશ તો તે પૃથ્વીમાં ચોટી જશે અને ઉપડશે નહિં.' રાવણે શંકરની આજ્ઞા માથે ચડાવી બે બાજુ કાવડમાં બેઉ શિવલિંગોને મૂકી દક્ષિણ તરફ જતાં પગે ચાલતો આ દેવદારુક વનમાં વિસામો લેવા રોકાયો. ઇન્દ્રાદિ દેવોને તેની ખબર થવાથી તેઓ રાવણની શોધમાં પાછળ પડ્યા અને વિચારવા લાગ્યા કે, 'રાવણ આ બાણો લઇ લંકામાં પૂગી તેનું જો સ્થાપન કરશે તો તે કોઇથી જીતાશે નહી.' આમ વિચાર કરી રાવણ પૃથ્વી ઉપર લિંગ મૂકે એવો ઉપાય પૂછવા દેવોએ વિષ્ણુ પાસે જઇ વિનંતિ કરી. વિષ્ણુએ વિચાર્યું જે, 'રાવણ બ્રાહ્મણ હોવાથી સંધ્યાનો સમય ચૂકતો નથી' એમ ધારી ગણપતિને બોલાવીને કહ્યું જે "તમો બાળબ્રહ્મચારીનો

વેષ લઇ રાવણની આસપાસ ફરજો અને રાવણ બોલાવે તો તમારે તેની પાસે જવું અને તમોને બાણો સંભાળવા આપે તો તમારે કહેવું જે તમો ઝટ આવજો કારણ કે તેનો ભાર મારાથી વધુ નહિં ખમાય, માટે જો મોડું કરશો તો હું ત્રણ વાર હાંક મારીશ તે છતાં તમો નહિં આવો તો હું આ લિંગોને પૃથ્વી ઉપર મૂકીને ચાલતો થઇશ." આમ વિષ્ણુની આજ્ઞાથી ગણેશજી રાવણ પાસે ગયા, રાવણે સંધ્યાનો સમય થવાથી ત્યાં ફરતા બ્રહ્મચારી (ગણેશ)ને તે લિંગો સાચવવા હાથમાં આપ્યાં, ગણેશે ઉપર કહેલી શરતે લીધાં. બીજી તરફ રાવણ સંધ્યા કરતાં ધ્યાનમગ્ન થયો, તે વખતે દેવોએ પેલાં બે લિંગો ઉપર ત્રણ લોકનો ભાર મૂકયો જે ગણપતિથી ન સહેવાતાં તેમણે રાવણને ત્રણ વાર હાંક મારી, છતાં તે ન આવ્યો જેથી તે લિંગોને પૃથ્વી ઉપર મૂકી ગણેશ અન્તર્ધ્યાન થતાં આ બે લિંગોએ પૃથ્વીમાં પાતાળ સુધી મૂળ ઘાલ્યું. દેવોએ પુષ્પોની વૃષ્ટિ કરી તેનું પૂજન કર્યું. આ તરફ રાવણે સંધ્યા કરી લિંગો પાસે આવી વાંકા વળી તેને ઉપાડવા ઘણો પ્રયત્ન કર્યો છતાં તેમાં તે નિષ્ફલ નીવડી નિરાશ થઇ લંકામાં ગયો. આ શિવલિંગો એજ છે જે પરંપરાથી વીરભદ્રેશ્વર અને ભૂતનાથ નામે પ્રસિદ્ધ છે. આ શિવલિંગો કાર્તિક સુદી ૧, વિશાખાનક્ષત્ર, રવિવાર, મીનલગ્ન અને વ્યતિપાત યોગમાં અહિં મૂકાયાં હોવાથી કાર્તિક માસમાં તેની પૂજાદિ કરનારને ઘણું શુભ ફળ મળે છે. આ સ્થળોએ દીધેલું દાન

અનેક ગણુ ફલ આપે છે તુલાના સૂર્યમા કાર્તિક માસમા યાત્રાનો સમય મુખ્ય છે આ સ્થળે તુલાદાનનું ઘણુ પુણ્ય છે મહાશિવરાત્રિની મધ્યરાત્રિએ અભિષેક અને બિલિ પત્રાદિથી પૂજા કરનારને ત્યા સન્તાન અને ધન્યધાન્યાદિની વૃદ્ધિ થાય છે

## "વાસોજમાં ભૂતેશ્વર મહાદેવનું રમણીય સ્થાન."

દિવથી ઉત્તરે ૧ ગાઉ, વીરનાથથી દક્ષિણે અને દેલવાડાથી પશ્ચિમે ૧ાા ગાઉ છેટે ભૂતેશ્વરનુ શિખરબધ દેવળ છે આ સ્થાન ઘણું પ્રાચીન અને રમણીય છે રાવણે કૈલાસમાથી આણેલા બે બાણોમા પહેલા વીરભદ્રેશ્વર અને બીજા આ ભૂતેશ્વર છે કોઈ કોઇ લોકો દિવમા બિરાજતા સોમનાથ અને દ્રોણ ગામના દ્રોણનાથ મળી ચાર બાણો રાવણ લાવેલ એમ કહે છે પૂર્વે આ સ્થળે જગલ હતુ આસરે સો દોઢસો વર્ષ પૂર્વે લેખક ( શાસ્ત્રી રે મે )ના પિતામહ હરજીવન ભવન વગેરે પુરોહિતકુટુબ આ ભૂતેશ્વરની પાસેના વાસોજ ગામમા રહેતા અને પોતાના ઇષ્ટદેવ તરીકે ભૂતેશ્વરની પૂજા કરીને ભોજન લેતા આજે પણ તેઓ અને દીવ ઘોઘલા વગેરે ગામોના બીજા હિન્દુ લોકો વિવાહાદિ શુભ પ્રસગોમા અહિ માનતાએ અને પૂજા કરવા આવે છે આજુબાજુમા આ ભૂતેશ્વરનો ઘણો મહિમા છે અને વાર તહેવારે સેકડો લોકો અહિ દર્શને આવે છે અને મોટો મેળો જામે છે

આ ભૂતેશ્વરના દેવળના સભામંડપની બહાર દરવાજાની બેઉ બાજુએ એકજ લખાણુના નવા જૂના બે શિલાલેખો છે, તેમાં જમણી તરફનામાં લખ્યું છે કે:–" શ્રી ભૂતેશ્વરો જયતિ. મિતિ સંવત્ ૧૯૫૯ વૈશાખ સુદી ૧૧ ને ગુરુવાર તા. ૭–૫–૧૯૦૩ ને દિવસે સંસ્થાન જૂનાગઢ ઉના મહાલ તાબે દેલવાડાના રહેનાર સીમરીયા સંપ્રદાયના ઔદિચ્ય બ્રાહ્મણ જોશી નથુરામ લક્ષ્મીરામના પુત્ર પ્રભુજીએ સ્વકલ્યાણાર્થે મહાલ ઉના તાબાના ગામ શ્રી વાંસોજ મધ્યે આ શ્રીભૂતેશ્વર શિવાલય તથા તેની પાસેની ધર્મશાળા એ બંને નવીન ( જીર્ણોધ્ધૃત ) કરાવીને શ્રીશિવાર્પણ કરેલ છે, અને પાસેની ધર્મશાળા હિન્દુ મુસાફરોને ઉતરવા માટે ખુલ્લી મૂકી છે.

भालचन्द्रः कृपासिन्धुर्भवानीप्राणवल्लभः ।
अनङ्गदाहको भूतपतिर्वः शंकरोऽवतु ॥

લિ. જોશી ભોળાનાથ કાલિદાસ. "

જ્યારે આ ભૂતેશ્વરના દેવળનો જીર્ણોદ્ધાર કર્યો ત્યારે કે. શામજી નથુરામ તથા કે. પ્રભુજી નથુરામ એ બંને ભાઇઓએ અહિં મહારુદ્ર યજ્ઞ કર્યો હતો. દેલવાડામાં શામનાથનું દેવળ પણ કે. પ્રભુજી નથુરામે બંધાવ્યું છે. આ ભૂતેશ્વરનું જલાધારીવાળું શિવલિંગ શિખરબંધ દેવલમાં વચ્ચોવચ્ચ છે. બાજુમાં પાછળ બીજું પણ એક જલાધારીવાળું

શિવલિંગ છે. પશ્ચિમે ગોખમાં ઉત્તરાભિમુખે ગણેશ છે અને પશ્ચિમે ગોખમાં પૂર્વાભિમુખે એક હાથ આસરે પાર્વતીની સુન્દર મૂર્તિ છે જેના ઉપલા બે હાથોમાં ગણેશ અને શિવલિંગ છે. વાયવ્યમાં ૧॥ હાથની અન્નપૂર્ણાની મૂર્તિ છે. સભામંડપમાં નન્દી છે. બાજુની ધર્મશાળામાં દક્ષિણમુખે ઉત્તર ભીંતે ૪ હાથ મોટી હનુમાનજીની પ્રાચીન મૂર્તિ છે. દેવળની સામે ચોકમાં જૂનો નન્દી છે, તેની પાછળ ઓટલાઓ ઉપર પાંચ મહાત્મા પુરુષોનાં સમાધિસ્થાનો છે. ઈશાનમાં દેવગર બાવાની જલાધારીવાળી સમાધિ છે, ઉત્તરમાં દક્ષિણ મુખે દેવળની થડમાં ઉતરવાની નળીયાવાળી બે ઓરડીઓ છે, જે અગાઉના વાંસોજ ગામના પટેલ કરસન કાંધાએ અને આણંદભારતીની વિધવા જાનબાઈએ ઉઘરાણું કરી બંધાવેલ છે. હાલ બાવાજી મંગલગર દેવગર અને રૂપગર દેવગર શ્રીભૂતેશ્વરની પૂજા કરે છે. આવકમાં આકાશવૃત્તિ છે. દેવળની ભીંત પાસે પૂર્વાભિમુખે પત્થરનું નાગસ્વરૂપ છે. ચોકની ફરતે ઓટલાઓ છે, દેવળની આજુબાજુમાં ફરતે જેનાં મૂળ ન ઓળખી શકાય તેવી વડવાઈઓવાળાં વડલાનાં અસંખ્ય ઝાડોની ઘટા છે. તેની વચ્ચે ૬૦ હાથથી પણ ઉંચો ભૂતેશ્વરના સ્થાનની ઓળખ આપતો મોટો તાડ છે, જે ઘણે દૂરથી દેખાય છે. દેવળની પાછળ રેંટ અને પગથીઆંવાળી મીઠા પાણીની વાવ છે જેમાં નીચે મુજબનો શિલાલેખ છે:—" શ્રી ભૂતનાથની જય. આ વાવ જીર્ણોદ્ધાર

કરી બંધાવનાર શ્રીઘોઘલાના રહીશ સ્વ. ગુંસાઇબાવા આણંદભારતી ગણેશભારતીના ચિ. વશરામ ભારથીએ ધર્માર્થે પોતાના ખર્ચેથી બંધાવી છે, સંવત્ ૧૯૫૫ ના આશુ સુદી ૧ ને ગુરુ તા. ૫–૧૦–૧૮૯૯." દેવળથી દક્ષિણે ૫૦ કદમ છેટે વાસણ, ગાદલાં વગેરેની સગવડવાળી ધર્મશાળા છે તેનો નીચે મુજબ શિલાલેખ છે:–"ખારવા મનજી રણછોડ ચોરા ખદરુવાળા તથા ખારવા માંડણ હીરા ચોરા ચાચરવાળા અને કુંપની રહેવાશી દીવ તાબે ઘોઘલા બંદરનાએ આ ધર્મશાળા પોતાના ખર્ચે સાર્વજનિક ઉપયોગ માટે કરાવી છે. કારણકે હિન્દુ ભાઇઓ, આ ભૂતનાથ મહાદેવના દર્શનાર્થે આવતા ભક્તો તથા વટેમાર્ગુઓને ઉતરવાનું સાધન ન હોવાથી ઉતારા માટે કરાવી છે. નિવાસ કરનારા ગૃહસ્થોને વિનતિ છે કે તેમાં રહી હિન્દુ ધર્મને હાનિ થાય તેવું અધર્મ ન કરવું સવત્ ૧૯૬૧ ના ફાગણ વદી ૩ ને ગુરુએ તા. ૨૩ માર્ચ ૧૯૦૫. લિ ભૂતનાથના સેવક વશરામ ભારતી આણંદભારતી બાવાના જે ાશવસ્મરણ વાંચશોજી."

હાલમાં આ ધર્મશાળા ઘણી જીર્ણ થઇ ગઇ છે, તેને બંધાવનારી કું. પાછી પડવાથી તેમાંના ગોસ્વામી શ્રીવશરામ ભારતીજીએ તેના જીર્ણોદ્ધાર કરવા માટે ઉદાર ગૃહસ્થોને વિનંતિ કરવાનું મને કહેલું અને પત્રમાં લખેલું કે "જે કોઇ સખી ગૃહસ્થની જીર્ણોદ્ધારની ઇચ્છા થાય તેણે મને લખવું." ભીમભારતી હાલમાં તેનો વહીવટ કરે છે. ધર્મશાળાની પાછળ સુંદર ઝાડ,

પાન અને ફૂલવાળો બગીચો છે. કોશવાળી મીઠા પાણીની હવેડાવાળી ૧ વાવ છે. ધર્મશાળામાં છ ઓરડા અને બે ઓરડીઓ છે તેની પૂર્વ મકાનમાં હાલ શ્રીવશરામ ભારતીજી સહકુટુંબ રહે છે આ ધર્મશાળાની પાછળ સમુદ્રની ખાડી છે, દક્ષિણે એકાદ ગાઉ છેટે ઘોઘલા અને દીવ છે, પશ્ચિમે જુનાગઢ સરકારનો મોટો બાગ છે, જેમાં પૂર્વે એક ઠેકાણે ગંગાજી પ્રગટયાં હતાં એમ કહે છે. પૂર્વમાં ૧ ખેતરવા વાંસોજ ગામ છે, જેમાં હાલ મૂળુ પટેલ નામે સજ્જન ગૃહસ્થ રહે છે.

## "દ્રોણેશ્વર કે દોણીઆ મહાદેવનું પ્રાચીન સ્થાન."

આ દ્રોણેશ્વરને કોઇ રત્નેશ્વર કે દોણીયા મહાદેવ નામે કહે છે. વો. ન્યુ. ૧૯૦૬–૭ ના પૃ. ૪૩ માં લખ્યું છે કે, "તુલસીશ્યામથી અગ્નિમાં ૪ ગાઉ ઉપર આ દ્રોણેશ્વર સ્થળ છે, અહિં જોવા જેવું એ છે કે પડખેની ઉંચી ભેખડમાંથી આવચ્છિન્ન જલધારા શિવજી ઉપર પડે છે, અહિં ઉ. દ. જતી નદીને કાંઠે ૩–૪ ક્રમવાળી ડેરીમાં ૦॥ ફૂટ ઉંચું અને માથાના ઘેરાવ ૦॥ વાળું સ્થાપિત લિંગ છે. તે દ્રોણેશ્વર નામ ઉપરથી દ્રોણાચાર્યનું સ્થાપિત હોવું જોઇએ. પાણીની પશ્ચિમ ભીતમાંથી ૩–૪ ઈંચ ઉંચેથી ગોમુખમાંથી કળશની ધાર જેવડી ધારા અવિચ્છિન્ન પડે છે, તે પરનાળમાં થઇ પૃ. માં ૨–૩ ક્રમ છેટા પાસેના ૪ ક્રમની ચોરસાઇ વાળા કુંડમાં જાય છે અને તે ભરાઇ



દ્રોણેશ્વર મહાદેવનુ પ્રાચીનસ્થાન અને ભવ્ય ઝાડી (દેવવાડાથી ઉત્તરમા ૬ ગાઉ છેટે)
રા પ્રાગજી દેવરામ ઠાકરના સોજન્યથી) પૃ ૩૭૮



શ્રીકૃષ્ણના દેહોત્સર્ગનું પ્રાચીન સ્થળ
પ્રભાસપાટણ



શ્રીશ્યામજી ભગવાનનું સ્વરૂપ
સ્થળ—તુલસીશ્યામ
(મહન્ત શ્રી રઘુનન્દનદાસજીના સૌજન્યથી)

જાય તો તેમાંથી નદીમાં જાય છે નદીથી ૧૦ પગથીયાં ચડયા પછી કુંડ આવે છે તેમાં ઉતરવાની પગથી ઇ. માં છે, અને તે ૪-૫ ફૂટ ઉંડો છે આમા હોલબુટવાળી સૂર્યની મૂર્તિ છે આ જગ્યાથી ઉ મા પણ એક જગ્યાથી પાણીનું ઝરણું ચાલે છે, આ સ્થલ ગાડાવટથી ૪૦ ક્રમ ઇ માં છે.

ત્યાથી ૦ાા માઇલ ૫ મા દ્રોણ ગામ છે. સ્ને ગઢડાની વાવમા લેખ જોયો પણ ઉપયોગી નથી ”

આ સ્થળ આજુબાજુની જગલ ઝાડીને લીધે ઘણું શાન્ત અને રમણીય લાગે છે અહિ સંવત્ ૧૯૭૫ ના વૈશાખ સુદીમા નવાબદરવાળા કપોળ વણિક રા રણછોડદાસ હંસરાજ તથા રા અમીદાસ હંસરાજે બધાવેલી અને બાવા નારણગર સોમવારગરને સુપ્રત કરેલી આશ્રમ જેવી હિન્દુઓને ઉતરવા માટે સુન્દર ધર્મશાળા છે તેનું ખાતમુહૂર્ત અને ખુલ્લા મૂકવાની ક્રિયા ઉનાના મે મુનસફ સાહેબ શ્રી મહાસુખરાયના હસ્તે થઇ છે

## “ શ્રીતુલસીશ્યામનું પુરાણપ્રસિદ્ધ પ્રાચીન સ્થાન.”

કાઠીયાવાડમા પ્રભાસ ક્ષેત્રમા આવેલુ શ્રી ‘તુલસીશ્યામ્’ નામનુ સ્થાન પુરાણપ્રસિદ્ધ પ્રાચીન અને ઐતિહાસિક સ્થળ છે આ સ્થળ ઉનાથી ૨૧ માઇલ ઉત્તરે છે આ સ્થાનનું

માહાત્મ્ય પ્રભાસખંડ (લખનૌ નવલકિશોર પ્રેસ) ના પુસ્તકના અ. ૧૬૨ માં ૨૫ શ્લોકોમાં તથા અ. ૨૯૩ માં ૫ શ્લોકોમાં અને અ. ૨૯૪ માં ૬૦ શ્લોકોમાં છે; જેમાં તલસ્વામી, કાલમેઘ, રુકિમણી, બલભદ્રા નદી, દુર્વાસેશ્વર મહાદેવ અને તપ્ત કુંડોનું સવિસ્તર માહાત્મ્ય વર્ણવ્યું છે.

यद्देवा नापि जानन्ति तलस्योत्पत्तिकारणम् ।
पूर्वं कृतयुगे देवि गोविन्देति प्रकीर्तितम् ॥ ५ ॥ અ ૨૬૨
त्रेतायां वामनस्वामी, स्तुतिस्वामी तृतीयके ।
कलौ युगे महादेवि जलस्वामी प्रकीर्तितः ॥ ६ ॥
तथा तप्तोदकस्वामी तस्य नामान्तरं प्रिये ।
अधुना संप्रवक्ष्यामि तलोत्पत्तिं तव प्रिये ॥ ७ ॥

તલ દૈત્યની ઉત્પત્તિનું કારણ દેવો પણ જાણતા નથી તેથી હે પ્રિયે ! તમને હવે તલની ઉત્પત્તિની કથા કહીશ. પૂર્વે સતયુગમાં ગોવિન્દ નામે, ત્રેતામાં વામનસ્વામી નામે, દ્વાપરમાં સ્તુતિસ્વામી નામે અને કલિયુગમાં તલસ્વામી નામે કહ્યા છે. તેમજ તેનું બીજું નામ તપ્તોદક સ્વામી છે. પૂર્વમાં આ તુલસીશ્યામ સુધીની પ્રભાસ ક્ષેત્રની હદ કહેવાય છે, તલ દૈત્યનો શ્રીવિષ્ણુએ નાશ કર્યા પછી આ કલિમાં તેનું તલશ્યામ-તુલ-શ્યામનું અપભ્રંશ તુલસીશ્યામ નામ થયું છે.

આ સ્થળની ચારે બાજુએ ત્રણ ચાર ગાઉ સુધી કોઇ ગામ નથી. આજુબાજુમાં નાના મોટા પર્વતોની હારમાલાઓ છે. ચારે તરફ આવેલી લીલીછમ ગીચ જંગલની ઝાડીયોમાં આ સ્થળ આવ્યું છે, અને તે ઝાડીઓમાં વાઘ, કેસરી સિંહો, અને દીપડા વગેરે હિંસક પ્રાણીઓ સ્વચ્છન્દપણે ફર્યા કરે છે, તે છતાં પ્રભુ કૃપાથી કોઇ માણસને હાનિ કરતા નથી. દર વર્ષે હજારો યાત્રિઓ આ સ્થળના દર્શનનો લાભ લે છે, ત્યાંના હાલના મહંત શ્રીરઘુનન્દનદાસજી મહારાજ વિદ્વાન્ બ્રાહ્મણ છે, પોતે ત્યાંની વ્યવસ્થા ઘણી સારી રાખે છે. યાત્રાળુઓને બધી જાતની રહેવા કરવાની, વાસણ, ગાદલાં વગેરેની વ્યવસ્થા કરી આપે છે. તેના બદલામાં કંઇ લેવામાં આવતું નથી. સાધુ બ્રાહ્મણોને ભોજન અને સદાવ્રત અપાય છે. બને વખત હરિહરનો સાદ પાડવામાં આવે છે કે જેથી કોઇ ભૂખ્યું ન રહે. આમ આવા ઘોર જંગલમાં પણ સારી રીતે વ્યવસ્થા થાય છે. આ સ્થલમાં બસો અઢીસો જેટલી ગાયો પાળવામાં આવે છે. યાત્રાળુઓને ગાયનું દુધ પૂરૂં પાડવામાં આવે છે. આ સ્થળના કેટલાક ભાગોનો જીર્ણોદ્ધાર કરવાની ખાસ જરૂર છે, દાનવીરોનું તે તરફ ખાસ લક્ષ્ય ખેંચવામા આવે છે. આ સ્થળે આવવા માટે ઉના રેલ્વે સ્ટેશનથી વાહનો મળી શકે છે. પ્રભાસખંડમાં લખ્યું છે કેઃ-

तस्माद्देवोत्तमस्थानादुत्तरे योजनत्रयम् ।

तत्र तप्तोदकस्वामी तप्तो यत्र हतः पुरा ॥१॥ અ. ૨૯૩.

પાસેથી તે કર લેવાતો નથી. તુલસીશ્યામથી ૩-૪ ગાઉ છેટે મોટો પાણીનો ધુનો છે જેને ભીમચાસ નામે કહે છે.

## "ભારતનું નાવિકકેન્દ્ર પ્રાચીનકાલથી સૌરાષ્ટ્ર દેશજ હતો."

વૈદક સમયમાં કચ્છ, કાઠિયાવાડ (સૌરાષ્ટ્ર) અને સિંધ એક સાથે જોડાએલા હતા એમ ભૂગર્ભ-શાસ્ત્રથી સાબીત થાય છે. આજે પણ કાઠીયાવાડ "દ્વીપ" નામે જ્યાં ત્યાં ઇતિહાસોમાં વંચાય છે. વૈદિક સરસ્વતી નદી તે વખતે શિવાલિક પર્વતમાળામાંથી નીકળી કુરુક્ષેત્ર, દક્ષિણ પંજાબ, પશ્ચિમોત્તર રાજપુતાના અને સિંધને પાર કરતી કચ્છના રણમાં પૂગી હતી. સિંધુ નદી ત્યારે સરસ્વતીને મળતી તેના પ્રવાહોની બે ધારા થઇ હતી. તે વખતે રણકચ્છ લીલી હરીયાળી ભૂમિ હતો. અહિંથી આગળ જઇ સરસ્વતીની ૧ ધારા સૌરાષ્ટ્ર અને ગુજરાતને જુદી કરતી ખંભાતની ખાડીમાં જઇ પડતી અને બીજી ધારા સૌરાષ્ટ્ર અને કચ્છની વચ્ચેથી થઈ પ્રાચી સરસ્વતીરૂપે સમુદ્રમાં મળતી. સૌરાષ્ટ્રના દરીયા કિનારાનું પાતાલ બંદર ઈ. સ પૂર્વે ૯૦૦૦ માં સંસારમાં સર્વથી પ્રાચીન ભારતના તે સમયનું વ્યાપારનું કેન્દ્ર મનાતું એમ પ્રો. "સેસને" કહ્યું છે. [સિન્ધુ અને સરસ્વતીના પ્રવાહોને લીધે સૌરાષ્ટ્ર-કાઠીયાવાડ તે વખતે દ્વીપ હતો.

મહમદ ગીઝનવીના સોમનાથના આક્રમણ સુધી કાઠી-યાવાડ દ્વીપજ હતો. તેનું પાતાલ બંદર તે વખતે આર્યાવર્તના સામુદ્રિક વ્યાપારનું કેન્દ્ર હતું, ત્યાંથી મોટાં વહાણોમાં વિદેશોમાં તથા નાનાં નાવોમાં સિન્ધુ અને સરસ્વતીના પ્રવાહ દ્વારા બધી જાતનો માલ ઉત્તર ભારતમાં જાવ આવ થતો હતો.

મોહન-જોડેરોમાં મળેલાં સીલો ઉપર આગબોટ અને નાવોની ચિત્રેલી આકૃતિઓ મળી છે તેથી જણાય છે કે ત્યાંના નાવિકો નદીના નાવિક હતા. તે વખતે સિન્ધુની સભ્યતા સૌરાષ્ટ્ર સુધી ફેલાએલા હતી. આ સૌરાષ્ટ્ર દેશ હાલ સોરઠ કે કાઠીયાવાડ નામે ઓળખાય છે. વેદોમાં અને મહાભારતમાં સૌરાષ્ટ્ર દેશનું અને સરસ્વતીનું નામ છે. પારસીઓના ઝંદ અવસ્થા વિગેરેમાં સરસ્વતીને હરસ્વતી લખી છે. સૌરાષ્ટ્ર દેશની ભાષા પ્રાચીન સભ્યતાવાળી છે પાણિનીય શિક્ષામાં પણ यथा सौराष्ट्रिका नारी० એટલે સોરઠ દેશની સ્ત્રીઓના શબ્દોચ્ચાર મુજબ વર્ણોનો પ્રયોગ કરવા લખ્યું છે.

"વિશાલ ભારત" વર્ષ ૨૩ ના ૨જા અંકમાં પૃ. ૫૨ પછી સગર રાજાના સામ્રાજ્યનો ઈ સ. પૂ. ૨૭ મી સદીના દુનિયાના નકશામાં સૌરાષ્ટ્રમાં કુશસ્થલી અને પ્રભાસનાં નામો લખ્યાં છે, તેમજ સગરના શિલાલેખોમાં સૂર્યમંદિર તથા દેવીનાં નામો લખ્યાં છે, જેથી સૌરાષ્ટ્રમાં પ્રાચીનકાલથી આર્યો રહેતા આવ્યા છે.

# "પ્રભાસ ક્ષેત્રનાં પ્રાચી સરસ્વતી અને સોમેશ્વરનું વેદાદિમાં માહાત્મ્ય."

સંવત્ ૧૯૯૪ માં સ્વામી શંકરાનન્દ ગિરિ (રાજપીપળા) એ છપાવેલા वेद-सिद्धान्त-रहस्य નાં ઘણાં પાનાંમાં પ્રાચી-સરસ્વતી, સોમેશ્વર અને પ્રભાસનું વર્ણન વેદાદિના પ્રમાણથી લખ્યું છે તેનો સારાંશ એ છે કેઃ—

एषा सरस्वती पुण्या नदीनामुत्तमा नदी ।
प्रथमा सर्वसरितां नदी सागरगामिनी ॥

મહાભારત ૧૩-૧૪૬-૧૭.

આ સરસ્વતી સર્વ નદીઓમાં ઉત્તમ અને પવિત્ર છે, અને સમુદ્રગામિની નદીઓમાં સરસ્વતીનું નામ પ્રથમ છે.

सरस्वती पुण्यतमा नदीनां   મ. ભા. ૭-૬૩-૪.

સર્વ નદીઓમાં સરસ્વતી અત્યંત પવિત્ર છે.

समुद्रं पश्चिमं गत्वा सरस्वत्यब्धिसंगमम् ।
आराध्य सोमं देवेशं ततः कान्तिमवाप्स्यसि ॥

મ. ભા. ૯-૩૫-૭૭.

પશ્ચિમ સમુદ્ર કે જ્યાં સરસ્વતી અને સમુદ્રનો સંગમ થાય છે ત્યાં જઇ દેવોના ઇશ્વર-સોમનાથ મહાદેવની આરાધના કરીને તું દિવ્ય તેજને પામીશ.

हिमवन्तं गिरिं प्राप्य प्लक्षात्तत्र विनिर्गता।
अवतीर्णा धरापृष्ठे मत्स्यकच्छपसंकुला॥
वाडवं वह्निमादाय हयवेगेन निःसृता।
हरिणी, वज्रिणी, न्यंकुः, कपिला, च सरस्वती॥
पानावगाहनान्नृणां पंचस्रोता सरस्वती

સ્કંદ પુ પ્રભાસખંડ ૭-૩૩-૪૧-૫૪.

ત્રેતાયુગની પહેલી ચોકડીમાં (હાલ વૈવસ્વત મનુની ૭૧ ચોકડીમાં ૨૮ મી ચોકડી ચાલે છે.) બ્રહ્મલોકથી પડતું જલ સાત નદીયોના રૂપમાં વ્હેંચાયું. તેમાં ચોથાં સરસ્વતી બ્રહ્માની આજ્ઞાથી હિમાલય શિખર ઉપર આવી ત્યાંથી કૈલાસના પ્લક્ષવનમાં મહાસરોવરના રૂપમાં (ચાક્ષુપ મન્વન્તરનું આ પ્લક્ષ સરોવર હાલ તિબેટમા તીર્થપુરી નામે છે) પ્રગટ થઇ ઔર્વ મુનિના કોપરૂપી વડવાનલને ઘડામાં ભરી લઈ એક દેવી રૂપે આગળ અને બીજી નદીરૂપે ભૂમિ-પૃષ્ઠમાં મત્સ્ય કચ્છપાદિ સાથે અવતીર્ણ થયાં. ઘોડાના વેગે વડવાનલને લઇ કૈલાસના પ્લક્ષથી નીકળી પશ્ચિમ સમુદ્રમાં જવા પોતાના મહાવેગથી પર્વતોને ચૂર્ણ કરતાં કુરુક્ષેત્રથી પાંચ સ્રોતમાં વ્હેંચાઇ ત્યાંથી મત્સ્ય, મારવાડ પુષ્કર, આબુ, સિદ્ધપુર, વિરમગામ, રાજકોટ, જામનગર, ગિરનાર થઇ પ્રભાસમાં તે હરિણી, વજ્રિણી, ન્યંકુ, કપિલા અને સરસ્વતી એવા પાંચ પ્રવાહરૂપે થઇ સમુદ્રમાં ભળ્યાં.

મળે છે. સરસ્વતીના મૂળ સ્થાનનું નામ તીર્થાપુરી છે. તેની પાસેજ પ્લક્ષ સરોવર હતું. કુરુક્ષેત્રનું પૃથૂદક તીર્થ સરસ્વતીનું જંઘાસ્થાન છે, પુષ્કર નાભિસ્થાન છે અને પ્રભાસક્ષેત્ર તેના મસ્તકનો ભાગ છે. તાંડય બ્રાહ્મણ ૨૫ । ૧૦ । ૧૬ માં–

चतुश्चत्वारिंशदाश्विनानि सरस्वत्या विनशनात् ।
प्लक्षः मास्त्रावणः तावदितः स्वर्गो लोकः ॥

સરસ્તીનું લય સ્થાન વિનશન–પ્રભાસ (પ્રભાસને કુરુક્ષેત્રની પેઠે વિનશન નામે કહે છે) ક્ષેત્રથી સરસ્વતીનું ઉત્પત્તિસ્થાન પ્લક્ષવન તિબેટની તીર્થાપુરી છે. સર્વ સરસ્વતીનું પ્રમાણ ૪૦ આશ્વિન એટલે છયાસી હજાર યોજન છે. આ ભૂલોકથી સ્વર્ગ લોક પણ તેટલાજ યોજન છે.

यत्र प्राची सरस्वती यत्र सोमेश्वरो देवस्तत्र माममृतम् ।
ઋગ્વેદ પરિશિષ્ટ ૧૦–૫.

જ્યાં પ્રાચી સરસ્વતી છે અને જ્યાં સોમેશ્વરનું જ્યોતિર્લિંગ છે. તે પ્રભાસમાં મ્હારી સાયુજ્ય મુક્તિ કરો.

ऋषयो वै सरस्वत्यां सत्रमासत । ઐતરેય બ્રા. ૨–૧૯.

સરસ્વતીના તટપર ઋષિઓએ યજ્ઞ કર્યો.

આપયા, દૃષદ્વતી, ઓઘમતી, અરુણા અને સરસ્વતી આ પાંચ સમૂહોની મહાસરસ્વતી નદી છે (ઋગ્વેદ ૩–૨૩–૪) ઇત્યાદિ વેદાદિમાં આ પ્રાચી–સરસ્વતી અને સોમેશ્વરનું

માહાત્મ્ય વિસ્તારથી વર્ણવ્યું છે જે અહિ સંક્ષેપમાં લખ્યું છે. વે સિ. ર. ના પૃ. ૨૪૮ માં પ્રાચીન આર્યાવર્તનો નકશો પ્રાચીન અર્વાચીન દેશાદિના નામ સાથેનો વાંચવા જેવો છે જેમાં પ્લક્ષ સરોવરથી તે સૌરાષ્ટ્ર પ્રભાસ સુધી સરસ્વતી કેમ આવી તે દર્શાવ્યું છે. ચાક્ષુષ મન્વંન્તરમાં તિબેટ દેશ જલમય હતો.

सरस्वती सर्वनदीषु पुण्या सरस्वती लोकसुखावहा सदा।
सरस्वतीं प्राप्य दिवं गता नराः सदा न शोचन्ति परत्र चेह वै॥

સરસ્વતી બધી નદીઓમાં પવિત્ર છે, અને તે હંમેશાં હરેક લોકોને સુખ દેનારી છે, સરસ્વતીમાં સ્નાન કરનારા લોકો સ્વર્ગે જાય છે, અને તેઓ આ લોક પરલોકમાં કદિ પણ શોક કરતા નથી

अत्र ये शुभकर्माणः प्रभासस्थां सरस्वतीम्।
पश्यन्ति तेऽपि यास्यन्ति स्वर्गलोकं द्विजोत्तमाः॥

હે ઉત્તમ દ્વિજો ! જે પુણ્યશાળી જીવો આ પ્રભાસ ક્ષેત્રમાંની પ્રાચી સરસ્વતીના દર્શન કરે છે તેઓ સ્વર્ગ લોકમાં જાય છે.

આ પ્રાચીને માટે મહાભારતમાં કહ્યું છે કે:—

मा गयां गच्छ कौन्तेय ! मा गंगां मा च पुष्करम्।
तत्र गच्छ कुरुश्रेष्ठ यत्र प्राची सरस्वती॥

હે અર્જુન ! તું ગયા, ગંગા અને પુષ્કર નહી જઇશ તો ચાલશે, પણ જ્યાં પ્રાચી સરસ્વતી છે ત્યાં તો જરૂર જજે.

सरस्वत्याः परं तीर्थं न भूतं न भविष्यति ।
त्रैलोक्यपाविनीं पुण्यां संस्थिता ये सरस्वतीम् ॥
तत्रैव दुर्लभं स्नानं यत्र सागरसंगमः
तत्र स्नानेन दानेन कोटियज्ञफलं लभेत् ॥

સરસ્વતીથી ઉત્તમ તીર્થ હતું નહી અને થશે નહી, જે લોકો ત્રૈલોકયને પવિત્ર કરનારી સરસ્વતીએ આવી સાગરના સંગમમાં સ્નાન દાન કરે છે તેમને કરોડ યજ્ઞનું ફ્લ મળે છે.

रुद्रावर्ते कुरुक्षेत्रे पुष्करे श्रीस्थलेऽपि वा ।
पंचमी वै प्रभासे च पंच प्राचीः स्मराम्यहम् ॥
સરસ્વતીપુરાણ સર્ગ ૧૨.

રુદ્રાવર્ત, કુરુક્ષેત્ર, પુષ્કર, સિદ્ધપુર અને પ્રભાસની આ પાંચ પ્રાચી સરસ્વતીનું હું સ્મરણ કરૂં છું.

"સો વખત કાશી અને એક વખત પ્રાચી" એવું આ તીર્થનું માહાત્મ્ય છે. કારણ કે પ્રાચી ક્ષેત્રમાં માધવરાયજી અને મોક્ષ પીપળો છે. ત્યાંથી પ્રભાસ ક્ષેત્રના ત્રિવેણી સંગમ ઉપર શ્રાદ્ધાદિ ક્રિયાઓ થાય છે. પ્રાચી સરસ્વતી એટલે પૂર્વાભિમુખી સરસ્વતી. આ તીર્થસ્થળ પ્રભાસ પાટણથી ચૌદ માઈલ દૂર છે. ત્યાં સરસ્વતી નદી

પૂર્વ-વાહિની છે, અને તેથી એ તીર્થનું નામ **"પ્રાચી"** પડેલ છે. વેદ અને પુરાણોમાં જે પ્રાચી જણાવેલ છે તે આજ સ્થળ છે. આ પ્રાચી સરસ્વતીમાં દર વર્ષે હજારો મનુષ્યો સ્નાન કરી, મોક્ષ પીપળે પાણી રેડી પિતૃઓનો ઉદ્ધાર કરે છે.

સ્કંદ પુ. પ્રભાસખંડ અ ૩૩ માં લખ્યું છે કે-"જ્યારે જ્યારે સરસ્વતી વડવાનલના તાપથી સન્તપ્ત થઈ પૃથ્વીમાં અન્તર્ધ્યાન થાય છે ત્યારે ત્યારે તે શ્રાન્ત થઈ પ્રાચી એટલે પૂર્વવાહિની સરસ્વતી તરીકે મૃત્યુલોકમાં પ્રાદુર્ભાવ પામે છે." શ્રીમદ્‌ ભાગવતમાં પણ પૂર્વ-વાહિની સરસ્વતીનું (સ્કન્દ ૧, અ. ૧૬, શ્લોક ૩૭ માં) વર્ણન છે. તેમજ પ્રભાસનું એટલે કે પશ્ચિમ સમુદ્રને કાંઠે આવેલ ક્ષેત્રનું તીર્થ તરીકેનું વર્ણન અને વિદુરનો દેહ ત્યાગ પણ અહિંજ છે (૧૧૧૫૧૪૯). તેવીજ રીતે ભાગવતના સ્કંધ ૪, અ. ૧૯ માં લખ્યું છે કેઃ-

अथादीक्षत राजा तु हयमेधशतेन सः ।
ब्रह्मावर्ते मनोः क्षेत्रे यत्र प्राची सरस्वती ॥१॥

"પછી પૃથુરાજાએ જ્યાં આગળ પ્રાચી સરસ્વતી છે એવા મનુના બ્રહ્માવર્ત દેશ (સરસ્વતી અને દૃષદ્વતીની વચ્ચેનો પ્રદેશ) માં સો અશ્વમેધ યજ્ઞ કરવાની દીક્ષા લીધી" પ્રાચી સરસ્વતીના કિનારા ઉપર જે સ્થળે પૃથુરાજાએ યજ્ઞ કરેલ તે સ્થળે અત્યારે "પૃથેશ્વર" મહાદેવનું દેવળ છે.

तयोरेवं कथयतोः पृथिवीधर्मयोस्तदा ।
परीक्षिन्नाम राजर्षिः प्राप्तः प्राचीं सरस्वतीम् ॥

શ્રીમદ્‌ભાગવત ૧-૧૬-૩૬.

આ રીતે ધર્મ તથા પૃથ્વી વચ્ચે વાતચીત થતી હતી એટલામાં પરીક્ષિત્ નામના રાજર્ષિ પૂર્વવાહિની સરસ્વતીને તીરે જઇ ચડયા. આ ઉપરથી પૃથ્વી અને ધર્મનો સંવાદ પણ આ પ્રાચીમાંજ થયો હતો. શ્રીકૃષ્ણે પણ પ્રાચી સરસ્વતીને તીરે જ્યાં પીપળાનું વૃક્ષ હતું ત્યાં જઇ સ્નાન કરી પીપળે જળ રેડી યાદવોનો ઉદ્ધાર કરી પછી તે પીપળાના થડને અઢેલી પોતાનો મનુષ્ય દેહ તજવાનો વિચાર કર્યો હતો અને જે પીપળે શ્રીકૃષ્ણે પાણી રેડયું હતું તે મોક્ષ પીપળો પણ આ પ્રાચી સરસ્વતીને તીરે છે.

આ પ્રાંચી તીર્થમાં સિદ્ધેશ્વર મહાદેવના મંદિર પાસેથી સાડાચારસો હાથ સુધીમાં પૂર્વવાહિની સરસ્વતી ચાલે છે. આ સ્થળે જ્યાં જનમેજય રાજાએ કાળા સાંઢ સાથે સ્નાન કર્યાથી સાંઢ સફેત થયેલો અને જનમેજયને બ્રહ્મહત્યાને લીધે થયેલ કોઢ દૂર થયો હતો એ સ્થલ આજે "સાંઢ-તીર્થ" નામે ઓળખાય છે. ત્યાંથી સરસ્વતી દક્ષિણાભિમુખી બની આગળ વધી "કુન્તેશ્વર" પાસે પશ્ચિમાભિમુખી બની પ્રભાસ-પાટણ જઇ જ્યાં હીરણ નદીને મળી ગઇ એ જગ્યા આજ પણ "ત્રિવેણી" નામે કહેવાય છે.

હિરણ્યાદિ પાંચ સ્રોતવાળા પ્રાચી સરસ્વતીના મુખ્ય તીર્થનું યજુર્વેદના અ. ૩૪ માં पंच नद्यः सरस्वतीं છે. મંત્રોમાં જે વર્ણન છે એ પંચ નદી હિરણ્યા, વ્રજની, ન્યંકુ (સીંગવડો), કપિલા અને સરસ્વતી આ પાંચ સ્રોતવાળાં पचस्रोता सरस्वती પ્રાચી સરસ્વતી કહેવાય છે, અને ત્રણ નદીઓના સંગમને પ્રાચી ત્રિવેણી કહે છે. તેમાં પૂર્વોત્તરથી હિરણ્યા નદી, પૂર્વથી સરસ્વતી નદી અને દક્ષિણપૂર્વથી કપિલા નદી આવી છે. કપિલા સરસ્વતીમાં, સરસ્વતી હિરણ્યામાં અને હિરણ્યા દક્ષિણ તરફ જઇ સમુદ્રમાં મળે છે. આ સંગમની પાસે શ્રી કૃષ્ણનું ઔર્ધ્વદૈહિક થયેલું એમ કહે છે. કોઇ કોઇ પુરાણોમાં શ્રીકૃષ્ણ સદેહે સ્વધામ ગયાનું પણ છે.

સરસ્વતી પ્રભાસમાં પાંચ ભાગે વહેંચાઇ ગયેલાં વસે છે:-

**हिरण्या, वर्जिनी, न्यंकू कपिला च सरस्वती ।**
**प्रभासे यादवश्रेष्ठ ! पंचस्रोता सरस्वती ॥** પ્ર ખં. અ ૨૭.

૧-હિરણ્યા—તે હીરણ નામથી પ્રસિદ્ધ હોઇને ચાસાના ડુંગરમાંથી નીકળીને દેહોત્સર્ગ પાસે થઇને અગ્નિકોણે સરસ્વતી અને કપિલા તેમાં ભળીને ત્રણે ત્રિવેણી નામ ધરાવી દક્ષિણમાં મરડાઇ મંકેશ્વર પાસે સમુદ્રમાં મળે છે.

૨-વર્જીની—મેંદરડા પ્રગણાના ગુંદીયાળાના નેસ પાસેથી

નીકળી ચોરવાડ તાબાના ગામ ઝડકા પાસે મેઘલને મળે છે.

૩–ન્યંકુમતી—હાલનો શીંગવડો તે ચાસાના ડુંગરમાંથી નીકળી ઘાંટવડ પાસે "રુદ્ર ગયા" નામ પામી છાછર, અને કોડીનાર પાસે થઇ "મૂલ દ્વારકા" પાસે સમુદ્રને મળે છે.

૪–કપિલા — ગીરમાં તાલાળા પાસેના ખીરધાર ડુંગરમાંથી નીકળી પાટણ પાસે "સોનારીયા" ગામ પાસે હીરણને મળે છે.

૫–સરસ્વતી—ગીરમાં દીપડાના ડુંગરની પેલીમેર આવેલા મથુરાના માળ નામના ડુંગરમાંથી નીકળી ગીરમાં થઇ પાટણ પાસે કપિલામાં મળી હીરણ ભેળી થઇ સમુદ્રમાં મળે છે.

**गोमती गोमयस्नानं गोदानं गोपीचन्दनम् ।**
**दर्शनं गोपीनाथस्य गकाराः पंच दुर्लभाः ॥**

સરસ્વતીમાહાત્મ્ય.

ગોમતી નદી (ગોમો), ગોમયનું સ્નાન, ગોદાન, ગોપીચન્દન અને ગોપીનાથ–શ્રી કૃષ્ણનાં દર્શન આ પાંચ ગકારો (પ્રભાસમાં) બહુ દુર્લભ છે.

सरस्वती समुद्रश्च सोम सोमग्रहस्तथा ।
दर्शनं सोमनाथस्य सकाराः पंच दुर्लभाः ॥

સરસ્વતીનું અને સમુદ્રનું સ્નાન, સોમવાર અને સોમ-ચંદ્રનું ગ્રહણ તથા સોમનાથનાં દર્શન આ પાંચ સકારો (પ્રભાસમાં) ઘણાં દુર્લભ છે.

## "પ્રભાસનાં પાંચ રત્નો."

प्रभासे पंचरत्नानि नदी नारी तुरंगमाः ।
चतुर्थं सोमनाथश्च पंचमं हरिदर्शनम् ॥

૧-સરસ્વતી નદી, ૨-નારી-ગિરનારી, ૩-કાઠીયાવાડી ઘોડા, ૪-સોમનાથ અને ૫-પ્રાચી માધવરાયનું દર્શન (અહીં प्रभासे ને સ્થળે सौराष्ट्रे પાઠ પણ છે ) પ્રભાસમાં આ પાંચ રત્નરૂપ મનાય છે.

## "પ્રાચી-માધવરાયનું માહાત્મ્ય."

પ્રભાસપાટણથી પ્રાચી બરાબર ૭॥ ગાઉ પૂર્વમાં છે. ત્યાં જવાની સડક છે, શિલાલેખ માધવરાય અથવા પ્રાચી માધવરાય અથવા વેણીમાધવની મૂર્તિ જે સરસ્વતીજીના પશ્ચિમ કિનારાને લગતા પાણીના કુંડ અથવા કુંડીમાં છે તેની બેસણીમાં ૧ લી પંક્તિમાં ॥श्री गणेशाय नमः॥ संवत् १६०१ वर्षे वैशाख એટલું છે, બીજી લાઇન જણાય છે; પણ ચુનામાં



સૌરાષ્ટ્રી **સોમનાથનું** પ્રાચીન ભગ્નાવશેષ દેવળ–પ્રભાસપાટણ

ઇત્યાદિ શ્લોકો છે. પ્રાચી તીર્થ મુવેલાંઓની કોઈ કારણથી થએલી અસદ્દગતિને ટાળનાર તરીકે પ્રસિદ્ધછે. તે સારૂ ત્યાં ઘણે દૂરથી હિંદુઓની દરેક કોમ આવી નારાયણબળિ કે ત્રિપિંડી શ્રાદ્ધ નામની ક્રિયા, શક્તિ અને નડતર અનુસાર કરી પિતૃઓની સદ્દગતિ કરાવે છે. વર્ષના ૩ મહીનાની પુનેમો ( કાર્તિકી, ચૈત્રી અને ભાદ્રપદી ) આ કાર્ય માટે ખાસ નિયમિત થએલી છે; અને તેના આગલા (૧૩-૧૪-૧૫) ૩ દિવસ પ્રાચીના દિવસો તરીકે ઓળખાય છે, એવી કાર્તિકી પ્રાચી, ચૈત્રી પ્રાચી અને શ્રાવણી પ્રાચી કહેવાય છે. તેમાં છેલ્લી પુનેમ નહિ પણ અમાસની છે. આ ત્રણે સમયે પ્રાચીમાં ઘણાં માણસ ભેળાં થાય છે, અને મેળો ભરાય છે. ( એ સ્થળ સિવાયમાં પણ એ દિવસો પ્રાચીના નામથી પૂજાય છે અને નામધારી આપેક્ષિક સિવાય પણ અનુદ્દિષ્ટ પ્રેતોદ્દેશે ત્રિપિંડી વગેરે સરાય છે અને પિતૃઓના માનની ખાતર પીંપળે પાણી રેડાય છે તથા ચુસ્ત હિંદુઓમાં હજામત વગેરેમાં પણ ત્યજાય છે. ) પ્રાચીના દિવસો સિવાય પણ એ ધર્મક્રિયા માટે લોકો ત્યાં જાય છે. છોકરાં ન થાતાં હોય તેઓ ખાસ કરીને પ્રાચી જાય છે અને ત્યાં નારાયણબલ્યાદિ કરી પાટણમાં ત્રિવેણીમાં એક વસ્ત્રથી સ્નાનક્રિયા કરી ત્યાંના બ્રાહ્મણોને અને નાગર હોય તો નાગરી નાતને જમાડે છે તેથી ત્યાં એવી કહેવત પડી ગઇ છે કે " જમાડશે તો રમાડશે " પ્રાચીને દ. કાંઠે અગ્નિકોણ તરફ એક પીંપળાનું જુનું ઝાડ છે અને તે "મોક્ષપીંપળો" અથવા પ્રાચીના

પીંપળાના નામથી પ્રખ્યાત છે. કહેવાય છે કે જેને ભૂત આવતું હોય તેને એ પીંપળા નીચે ખાસ લાવવામાં આવે છે અને તે ધુણે છે. કેટલાક તો આ પીંપળાને છેટેથી જોતાં ત્યાંથીજ ધુણવા મંડી પડે છે, અને આ પીંપળા તળે એ ભૂતની ગતિ થાય છે.

પ્રાચી સરસ્વતીનો બંને તરફનો ઘાટ તથા વચમાં જવા આવવાના ગરનાળાવાળા બે રસ્તા પાકા બાંધેલા છે તેથી તે લાંબા કુંડના જેવા દેખાય છે. તેની પૂ. પ. લંબાઇ ૭૦ાાા અને ઉ. દ. પહોળાઇ ૪પાા ફૂટની છે. દ. ઘાટ તરફ ૧૨, પૂ. મા ૪ અને ઉ. ઘાટ તરફ ૭ પગથીયાં છે. પાણી ઠીક ઠીક અને કમર સુધી ઊંડું છે. દ. ઘાટ ઉપર નૈ. માં ત્યાંના મહંતને રહેવાની જગાનો બંગલો છે. અને ત્યાંથી અગ્નિકોણ તરફ થોડે છેટે મુંબઇના ભાટીયાની કરાવેલી વિશાળ અને રોનકદાર ધર્મશાળા છે. તેમાં મોદીખાનું, પાણીનો કુવો, ઠામ, પાગરણ, અને ઘોડીયાં સાથે સગવડ છે પણ એ સગવડમાં દિન પ્રતિદિન ન્યૂનતા થતી જાય છે તેમાં તે બંધાવનાર કે સ્થાપનારનો દોષ નથી. ઉત્તરઘાટ ઉપર આગળના સયાજીરાવ ગાયકવાડના પ્રખ્યાત અને હિંદુ ધર્મધુરંધર દીવાન વીઠુબા દેવાજીએ વિઠ્ઠલેશ્વર તથા અર્જુનેશ્વરનાં વિશાળ દેવાલય તથા ધર્મશાળા બંધાવી ત્યાં સદાવ્રત ચાલતું કર્યું છે. આ જગાની બહાર ઉત્તરમાં બીજાં બે શિવાલય ગોવિંદેશ્વર તથા દેવેશ્વરનાં કરાવ્યાં છે. તેની

પછવાડે પશ્ચિમમાં સિધ્ધેશ્વર અને તેની પાસે આગળ લખી ગયા એ બથેશ્વર મહાદેવનાં દેવાલયો છે. બથેશ્વરનું લિંગ આશરે ૨॥ ફૂટ ઊંચું અને આશરે ૬ ફૂટના પરિઘવાળું છે. તેની સંતાન થવા માટે માનતા ચાલે છે. તે સિદ્ધ થવા માનતા કરનાર સ્ત્રી તે લિંગને બથ ભરે છે અને જો બથમાં સમાય તો છોકરૂં થાય અને ન સમાય તો ન થાય.

આ પ્રાચીનું સ્થળ (ગાયકવાડી મંદિરો સિવાય) જુનાગઢ સરકારના મહાલ સૂત્રાપાડાના તાબામાં છે. જગોમાં એક ગામ પણ જુનાગઢ તરફથી ખેરાત મળેલું છે, જે એના મહંત ખાય છે. જુનાગઢ તરફથી અહિં ન્હાવાનો કર લેવાય છે અને તે સારૂ એક કારકુન હંમેશાં હાજર રહે છે. (હવે આ કર બંધ થયો છે.)

આ પ્રાચી સ્થળ માટે એક પૌરાણિક કથા એવી કહેવાય છે કે પાંડવો ભારતનું યુદ્ધ થયા પછી ગોત્રહત્યા નિવારણુ માટે વસિષ્ઠ ઋષિના કહેવાથી અહિં આવ્યા. આ જગ્યા ગીરના ભાગમાં ઝાડીવાળા જંગલમાં છે. તેમ પ્રભાસમાં બેસુમાર તીર્થસ્થળ છે તેમાંથી આ કેમ ગોતી શકાશે એ માટે વસિષ્ઠજીના કહેવા પ્રમાણે કાળી પોઠયમાં કાળા તલ ભરી કાળા પોઠીયા પર લાદી તે સાથે લઇ ફરતાં જ્યાં એ ત્રણે ધોળા થઇ જાય ત્યાંથી પ્રાચી સ્થળ નજીક આવ્યું એમ જાણવું. એ પ્રમાણે માધવરાયજી વાગે સ્થળે આવ્યા

ત્યાં તેમ બન્યું ત્યાંથી આટલામાંજ આ સ્થળ છે એમ નક્કી કર્યું. ત્યાં તેઓએ માધવરાયજીની સ્થાપના કરી પ્રાચીકુંડ બંધાવી મોક્ષપીંપળા નીચે શ્રાદ્ધ કરી ગોત્રહત્યાના પાપથી શુદ્ધિ મેળવી." ( વો. ગ્યુ. રિપોર્ટ ઇ. ૧૯૦૫-૬ પૃ. ૩૦ થી ૩૩ )

શ્રી માધવરાયજીના ધ્યાનનો શ્લોક નીચે મુજબ છે ( જે થોડોક અશુદ્ધ જણાય છે ):—

वन्दे प्राचीमाधवं श्यामसूर्तिं, वामे श्वेतां रुक्मिणीं राजयन्तम् ।
शंपायुक्तं कौस्तुभोद्भासमानं कुंडे पानं पूरयन्तं स्वभीष्टम् ॥

આ સિવાય પૃ. ૫૨ માં એક મૂળપ્રાચી સંબંધમાં લખ્યું છે કે, મૂળપ્રાચી ગોરખમઢીથી પાટણ જતાં રસ્તામાં આવે છે. તે રસ્તાથી ડાબી બાજુ ૪૦ કદમ ઉપર બીજ તથા આજોઠા વચ્ચે થઇને જતાં સરસ્વતીનાં વ્હેણમાંજ કુંડ છે. આ બંને ગામ નદીને સામ સામે કાઠેજ છે. પૂર્વમાં બીજ અને પશ્ચિમે આજોઠા છે."

## "પ્રભાસક્ષેત્રની પ્રાચીનતા અને ભાસ્કરક્ષેત્ર-પ્રભાસમાં સૂર્યપૂજા."

વૈદિક સમયમાં આર્યો ઇન્દ્ર, અગ્નિ જોડે સૂર્યને પણ ખાસ પૂજતા, ભારતના કાલમાં વિષ્ણુ અને શિવમાં બધા વૈદિક દેવો સમાઇ ગયા, એટલે સૂર્યપૂજા કેવલ સન્ધ્યોપાસનામાંજ રહી ગઇ. ઇ. સ. ના આરંભમાં દુનીયાના મોટા

ભાગમાં ગ્રીસ તથા પશ્ચિમમાં સૂર્યપૂજા ઘણી જોરમાં પ્રચલિત હતી, પૅાસેનીયસ ઇ. સ. ૧૭૦ માં સૂર્યપૂજાના સ્થાનોનો ઉલ્લેખ કરે છે. ઓરેલીયસે રોમમાં એક ભવ્ય સૂર્યમંદિર બંધાવ્યું હતું. પામીરમાં જમીનદોસ્ત થયેલા સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર કરવા ત્યાંના પાદશાહે ઇચ્છા જણાવી હતી. આમ ૧વદેશમાં પણ આર્યોની વૈદિક સૂર્યપૂજા પ્રચલિત હતી. પ્રભાસને કૂર્મ પુ. અ. ૩૪ માં "સિદ્ધાશ્રમ" નામે લખ્યું છે. જૂના સેંકડો સિક્કાઓમાં સૂર્ય અને નંદીની છાપો મળે છે. કાઠીયાવાડમાં આવેલા વૈદિક અને પૌરાણિક પ્રભાસક્ષેત્રનું भास्करक्षेत्र એવું પણ નામ પુરાણાદિમાં જોવામાં આવે છે. એક વખતે આ ક્ષેત્રમાં સૂર્યનું તેજ ઘણું જોસથી પ્રકાશ્યું હતું, તેથી આ ક્ષેત્ર અત્યન્ત દીપી નીકળ્યું, તેને લીધે તેનું નામ પ્રભાસ પડ્યું. આજ પણ ત્યાં ૧૨ સૂર્યના દેવળો મુખ્ય છે તે સિવાય બીજાં પણ ઉના દેલવાડાની આજુબાજુમાં છે, ભાસ્કર નામજ સૂર્યનું છે.

गंगायां भास्करक्षेत्रे मातापित्रोर्गुरोर्मृतौ ।
आधाने सोमयागे च सप्तसु वपनं स्मृतम् ॥ મિતાક્ષરા ॥

ગંગામાં, ભાસ્કરક્ષેત્ર–પ્રભાસમાં, માતાપિતા અને ગુરુના મરણમાં, અગ્નિહોત્ર અને સોમયાગમાં આ ૭ નિમિત્તે હજામત કરાવાનું લખ્યું છે.

मुण्डनं चोपवासश्च सर्वतीर्थेष्वयं विधिः ।
वर्जयित्वा कुरुक्षेत्रं विशालां प्रयागां गयाम् ॥

કુરુક્ષેત્ર, વિશાલા (બદરિકાશ્રમ) પ્રયાગ અને ગયાને છોડી સર્વ તીર્થોમાં જઇએ ત્યારે મુંડન અને તીર્થોપવાસ કરવાનો વિધિ છે, તેથી આ ભાસ્કરક્ષેત્રમાં પણ પ્રાચી, શુસ પ્રયાગાદિ સ્થળોએ વપન કરાવવાની ખાસ આજ્ઞા પ્રથમના શ્લોકમાં દર્શાવી છે. મહાભારતના શલ્યપર્વના અ ૩૫ માં બલદેવજી સરસ્વતીનાં સ્થાનોએ તીર્થયાત્રા કરવા નીકળ્યા એ પ્રસંગે દક્ષના શાપની હકીકત છે અને તેમાં लोकान् प्रभासयामास । ७८ । લોકોને પ્રકાશિત કર્યાથી તેનું પ્રભાસક્ષેત્ર અથવા ભાસ્કરક્ષેત્ર નામ પડ્યું. આમ મહાભારતાદિમાં પ્રભાસનું નામ આવે છે. સ્કંદપુરાણનો પ્રભાસખંડ વાંચતાં પ્રભાસ ક્ષેત્રમાંજ સૂર્ય અને શિવાદિનાં અસંખ્ય માહાત્મ્યો વર્ણવેલાં જણાય છે.

## "પ્રભાસ અને સૌરાષ્ટ્રી સોમનાથની મહત્તા."

પ્રભાસપાટણ કે વેરાવળપાટણનાં देवपत्तन, सोमनाथपत्तन, शिवपत्तन, सोमपुर વગેરે ઘણાં નામો છે. पत्तनનો અર્થ શહેર થાય છે તેનો અપભ્રંશ पट्टण અને છેલ્લે તેનું પાટણ નામ થયું, પ્રભાસનો અર્થ પણ प्रकर्षेण भासते इति प्रभासम् । ઉત્તમ રીતે જે દીપે છે તેનું નામ પ્રભાસ. તે પ્રભાસવાના કારણો પ્રભાસ ખંડમાં લખ્યાં છે, ઐતિહાસિકો લખે છે કે, "પ્રભાસ

પાટણમાં ૩૦૦ ગવૈયા, યાત્રાળુઓની હજામત માટે ૩૦૦ વાણંદ, ૧૦૦૦ ધર્માદા ગામો, ૨૦૦૦ પૂજારીઓ, બસો મણ સોનાની સાંકળનો ઘંટ. અને સુખડનાં બારણાં હતાં અને પૂજા માટે ગંગાજળની કાવડો રોજ આવતી, સોમના અર્થ એ છેઃ- એક ઉમાના સાથે શંકર અને બીજો ચન્દ્ર, ચન્દ્રનો નાથ તે સોમનાથ, વેદમાં सोमोऽस्माकं ब्राह्मणानां राजा। સોમ અમારો રાજા થાવ એવો અર્થ સોમ રાજા કે સોમનાથને લાગુ પડે છે.

સત્યુગમાં-ભૈરવેશ્વર, સોમનાથ, અને સોમે સોમનાથનું સોનાનું મંદિર કરાવ્યું

ત્રેતાયુગમાં-શ્રાવર્ણિકેશ્વર-રાવણ કે બીજા કોઇ રાજાએ રૂપાનું મંદિર કરાવ્યું.

દ્વાપરયુગમાં-શ્રીગાલેશ્વર-શ્રીકૃષ્ણે સુખડનું મંદિર કરાવ્યું.

કલીયુગમાં-ભીમદેવે સોમનાથ નામે તેને જૂનું થઇ જવાથી પત્થરનું મંદિર કરાવ્યું.

૧ લા કલ્પમાં મૃત્યુંજય, બીજામાં કૃત્તિવાસા, ૩ જા માં અમૃતેશ્વર ૪ થા માં આપમય, ૫ મા માં વ્યાઘ્રચર્મવાસા છઠ્ઠામાં ભૈરવેશ્વર અને ૭ મા ચાલુ કલ્પમાં સોમનાથ નામે છે. જીર્ણોદ્ધાર પણ સોમનાથના અનેક વાર થયા છેઃ-

૧-વલભી સં. ૮૫૦ (વિ. સં. ૧૧૨૬) માં કુમારપાળે ભાવ-બૃહસ્પતિ ગંડ (પુજારી) મારફત ૫૬ સ્થંભવાળું

કરાવી તેમાં એનું એ લિંગ સ્થાપ્યું. ૨-વીસળદેવે (સંવત્ ૧૨૮૧ માં હતો) અને ભીમદેવે કોટ કરાવ્યો ઇ૦ છે. પાટણની પૂર્વનો ભાગ નાઘેર કહેવાય છે ઈ. સ ૧૦૨૪ ના મહંમદના આક્રમણ પછી બસો વર્ષ પછી આ પ્રભાસમાં વાજાઓ રાજ્ય કર્તા હતા જૂની કહેવત પણ છેઃ–"વાજા ઠાકોરને આંબવન, નાર પદમણી ઘેર, રેંટ ખટુકે વાડીએ ભોંય લીલી નાઘેર." ઇ. સન્ ૧૩૦૦ લગભગમાં અલફખાંએ સોમનાથ પર આક્રમણ કર્યું. ઇ ૧૪ મી સદીમાં મહંમદ તુઘલકે આક્રમણ કર્યું અને છેલ્લે ૧૭ મી સદીના અન્ત સુધી સોમનાથની અસલ મંદિરમાં પૂજા થતી હતી કિન્તુ તે પછી ઔરંગજેબે મંદિરને સારી રીતે બરબાદ કર્યું તે પછી ઇ. ૧૭૩૫ માં મુગલોના ગવર્નરને કાઢીને શેરખાંબાબીએ જુનાગઢમાંઅધિકાર લીધો તેના પછી અહલ્યાબાઇએ (ઇ. ૧૭૬૫ થી ૧૭૯૫) નવું જે મંદિર બનાવ્યું તેમાં સોમનાથ બીરાજે છે "જ્યોતિર્લિંગ સોમનાથ" ના સંબંધમાં સ્વ. નારાયણ વિસનજી ઠકકુરે બે એક વર્ષ પૂર્વે "ગુજરાતી" (મુંબઇ) પત્રમાં એક લેખમાળા ચાલુ કરેલી જે હાલ પુસ્તકાકારે છપાણી છે તેમાં તેના સ્વ. લેખકે મહમદ ગીઝનવીએ સોમનાથની મૂર્તિ કે લિંગ તોડયાની વાત તદ્દન ગપાષ્ટક છે તેમ મુસ્લીમ તવારિખ લેખકો ફરિસ્તાઓ વગેરેના ઐતિહાસિક શોધખોળવાળા આધારોથી સિદ્ધ કર્યું છે.

---

કહેતા હતા કારણ કે ત્યાં જવાથી મનુષ્યની બુદ્ધિમાં ખરાબ વિચારો આવે છે એમ કહેવાય છે. તેના પ્રમાણમાં શ્રવણની કથામાં કહેવામાં આવે છે કે-"પૂર્વ કાલમા શ્રવણ પોતાના અંધ માતા પિતાને કાવડમાં બેસાડી તીર્થ યાત્રાએ નીકળેલ અને તે ફરતાં ફરતાં જ્યારે આ ગર્દભ-ક્ષેત્રમાં આવ્યો અને તેને પોતાના વૃદ્ધ માતા પિતાને ત્યાંજ પડતાં મૂકી ચાલી જવાની કુબુદ્ધિ ઉત્પન્ન થઇ ત્યારે તેના અંધ માતા પિતાએ કહ્યું કે તું અમને કયાં લઈ આવ્યો ? ત્યારે શ્રવણે ગર્દભ ક્ષેત્રનું નામ કહ્યું, તે વખતે તેના માતા પિતાએ કહ્યું કે ભાઇ ! તું અમોને પ્રભાસ ક્ષેત્રની હદમાં જઇને મૂકી દે તે પછી ત્યાં જો અમો મરીએ તો અમારી સદ્દગતિ થાય, છેવટે પ્રભાસમાં લઇ જતાં શ્રવણને સુબુદ્ધિ થઇ પશ્ચાત્તાપ થયો અને માતાપિતાની ક્ષમા માગી. પ્રભાસની યાત્રા સોવાર કાશી કરતાં પણ અધિક ફલ દેનારી છે. દેવોએ પણ પ્રભાસને કાશી ઠરાવ્યું છે. અને તેવીજ રીતે ગુપ્ત-પ્રયાગને પ્રયાગરાજ, ઘાંટવડના રુદ્રેશ્વરના ભાગને રુદ્રગયા અને આદ્યપુષ્કર (આદ-પોકાર)ને પુષ્કરતીર્થ કહ્યું છે, શંખ સ્મૃતિ અ. ૧૪ માં પ્રભાસમાં પિતૃ નિમિત્તે કરેલું શ્રાદ્ધાદિ અક્ષય્ય ફલ આપનાર અને વંશની વૃદ્ધિ કરનારૂં છે તેમ લખ્યું છે. મહાભારત વનપર્વ ૮૨ મા અધ્યાયમાં સરસ્વતી અને સમુદ્ર સંગમમાં સ્નાન દાનાદિનું ઘણું પુણ્ય લખ્યું છે. ૮૮ મા અ. માં સુરાષ્ટ્ર-સોરઠમાં સમુદ્ર પાસે દેવોનું પ્રભાસ

તીર્થ છે, તેની પાસે પિંડારક-તીર્થમાં મહર્ષિઓ રહે છે, અને ત્યાં સિદ્ધિ દેનાર ઉજ્જયંત પર્વત છે. એમ લખ્યું છે. શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧૧ ના અ. ૩૦ માં પ્રભાસના પ્રાચી સરસ્વતીમાં યાદવોએ સ્નાનાદિ કર્યાનું છે, વામન પુ. અ. ૩૪ અને ૮૪ માં પ્રહ્‌લાદે પ્રભાસમાં જઇ સરસ્વતી અને સમુદ્ર સંગમમાં સ્નાન કરી સોમેશ્વર-સોમનાથનાં દર્શન કર્યાનું છે. ગરુડ પુ. પૂ. અ. ૮૧ માં લખ્યું છે કે, પ્રભાસ ક્ષેત્રમાં સોમનાથ મહાદેવ છે, કૂર્મ પુ. ઉ અ. ૩૪ માં પ્રભાસને સિદ્ધાશ્રમ લખી તેમાં સોમનાથના દર્શનાદિનું પુણ્ય લખ્યું છે. શિવપુરાણની જ્ઞાનસંહિતા અ. ૩૮ માં સૌરાષ્ટ્રમાં સોમનાથ નામના જ્યોતિર્લિંગનું માહાત્મ્ય છે. નારદ પુરાણ અને સ્કંદ પુ. પ્રભાસ-ખંડમાં પણ સોમનાથનું માહાત્મ્ય છે. આમ વેદ, સ્મૃતિ, પુરાણાદિમાં પ્રભાસ, પ્રાચી, સોમનાથનું પ્રાચીનત્વ સિદ્ધ છે

**સૂત્રાપાડાઃ**—(પ્રભાસ પાટણથી અગ્નિકોણે ૪ા ગાઉ) ગામના દક્ષિણ પાદરમાં દરવાજેથી ૨૩૨ ક્રમ ચ્યવનકુંડ છે. તે પછી દક્ષિણમાં ૭૭ અને ૫ માં પર ક્રમ પછી સૂર્ય દેવળ આવે છે. તેના નિજમંદિરની ઉત્તર બારસાખ પાસે ભીંતમાં એજ પત્થરમાં કોરી કાઢેલો જમીનથી ૪ ઉંચો લેખ છે તે સંવત્‌ ૧૩૫૭ નો હોઇને તેમાં "વયજલ દેવણુટા (પ્ર. પાટણના રાજા)એ કરાવ્યું" એમ લખ્યું છે. સૂર્ય મંદિરની ખડકી બહાર ઉત્તરમાં ૫ ક્રમ ઉપર સૂર્યકુંડ

મંદિરનું ખંડેર હાલ પણ છે. કાશ્મીરમાં ૮મી સદીનું પ્રખ્યાત માર્તંડ ( સૂર્ય )મંદિર હતું. હુવાનસંગ ૭ મી સદીનું મૂલતાનમાં ૧ પ્રખ્યાત સૂર્ય મંદિર હોવાનું કહે છે એવીજ રીતે કનોજમાં, કચ્છ કંથ-કોટમાં, સોરઠની દક્ષિણે પ્રાચી કુંડ પાસે, એલાપુર, ભાજા તથા ખંડગિરિની ગુફાઓમાં સૂર્યની મૂર્તિઓ છે, કચ્છના રણને કાંઠે કોટાઇ ગામમાં ૧ સૂર્યમંદિર છે, ખોરાસા (સોમનાથ પાટણથી ૧૨ ગાઉ ઉપર) ગામમાં પ્રાચીન કાળમાં ૧ સૂર્ય મંદિર હતું તેના જીર્ણોદ્ધારનો સં. ૧૪૪૫ નો લેખ ચોરવાડ નાગનાથના મંદિરમાં છે. આબુ અને મુંબઇ ઇ. માં બીજાં પણ ઘણાં સૂર્યનારાયણનાં મંદિરો છે.

## "ઉના દેલવાડાની આજુબાજુમાં સૂર્યમંદિરો."

ઉનાના દામોદરરાયના મંદિરના બીજા આંગણામાં દ. પરથાર ઉપર ઘણી મૂર્તિઓ છે. તેમાં ૧ નાની સૂર્યની હોલબુટવાળી મૂર્તિ છે, ઉના દેલવાડાની આજુબાજુના ભાગમાં ઘણાં સૂર્યમંદિરો હતાં જેનાં માહાત્મ્યો પ્રભાસખંડમાં તેની કથા વ્રતોત્સવાદિ સાથે છે તે આ છે:—નારદાદિત્ય, સાંબાદિત્ય, સૂર્યકુંડ, અપરનારાયણસૂર્ય, બકુલસ્વામી-સૂર્ય, ઉત્તરાર્ક, અને ક્ષેમાદિત્ય આ સાત તો ફક્ત દેવદારુ વનમાં દેલવાડાની આસપાસમાં હોવાનું તેનાં માહાત્મ્યોમાં છે. જ્યારે ઉનામાં ઉનેવાળોના રાજ્યકાળ ( સં. ૧૩૦૦ ) સુધી દુર્ગાદિત્ય નામે મોટું સુંદર નકસીવાળું સૂર્યનું મંદિર

હતું જ્યાં હાલ મસજીદ છે, તેનો આજુબાજુનો ભાગ તે સ્થળે હિન્દુ મંદિર હોવાનો ખ્યાલ આપે છે, સોરઠી-તવારિખ તેની સાક્ષી પૂરે છે.

ઉનામાંથી મળેલા અનુક્રમે વિ. સં. ૯૫૦ અને ૯૫૬ ના તામ્રપત્રોમાં ચાલુક્ય વંશના અવનિવર્માએ તથા તેના પુત્ર બલવર્માએ તરુણાદિત્ય નામના સૂર્યમન્દિરને દાન આપ્યાનો ઉલ્લેખ છે. વિધર્મી બાદશાહોના જુલ્મો વખતે પાણીના સ્થાનો સિવાય બીજા બધાનો નાશ કરવામાં આવતો તેમ છતાં પરંપરાથી બોલાતાં આવતાં તેનાં પ્રાચીન નામો અત્યારે પણ તે સ્થળોની પૌરાણિક પ્રાચીનતાની સાક્ષી પૂરી રહ્યાં છે. ભાવિક સદ્‌ગૃહસ્થોએ આવાં પ્રાચીનસ્થળોના જીર્ણોદ્ધાર માટે દેવાલય કમિટી નીમી આવા ધર્મસ્થાનોનો જીર્ણોદ્ધાર કરવો જોઇએ, હાલમાં નવાં મંદિરોની જરૂર નથી પરન્તુ હાલ જેટલાં છે તેનુંજ જો સંરક્ષણ થાય તો તેના જેવું બીજું પુણ્ય નથી.

## "કોડીનાર પાસે 'મૂળ દ્વારકા'નું અસલ પ્રાચીન સ્થાન"

વો. મ્યુ. રિપોર્ટ ૧૯૦૫-૬ ના પૃ. ૫૫ માં "મૂળ દ્વારકા" સંબંધમાં લખ્યું છે કે "આ સ્થળ "ધામળેજથી પૂર્વે ૧ ગાઉ કણજોતર ગામ પાસે સોમત નદી છે ત્યાં જુનાગઢની હદ પૂરી થઇ ગાયકવાડની (કોડીનારની) હદ શરૂ થાય છે. સામું પાસેજ બરડુ નામે ગાયકવાડી ગામ છે.

તે કુબેરપુર–કોટિનગર–કોડીનારના સ્વામીજીના મઠમાં આવેલું છે, ત્યાંથી દક્ષિણમાં રસ્તો મરડાઇ દરીયા કાંઠે મૂળ દ્વારકાની જૂની જગ્યા ટેકરા ઉપર છે ત્યાં જવાય છે, ત્યાં એક બંગલો બાંધેલો છે, બંગલાથી નૈ. માં આ ટેકરો છે તે ઉપર જીર્ણ હાલતમાં રણછોડજીનું પૂ. પ. ૧૦॥ અને ઉ. દ. ૯॥ નું (મૂર્તિવિનાનું) ખાલી દેવાલય મધ્યમ કદનું ઉભું છે. ત્યાં પગે ચાલીને જવાય છે. ન્હડાવ ઝાઝો નથી તેમ ટેકરાનો વિસ્તાર પણ ઝાઝો નથી તેના પૂ. દ. બે ભાગમાં દરીયો છે, દેવળનું દ્વાર પૂર્વાભિમુખ પા+૧] ૧૧ નું છે, મંદિરનો પરથાર પૂ. પ. ૮ અને ઉ. દ. ૬ નો છે. તેની નીચે ભોંયરૂં છે. તેનું બાર ૨ ફુટનું દક્ષિણમાં છે. મંદિરની ઉત્તરે નાની નાની દેરીયો (કુશેશ્વરાદિની) છે, અગ્નિકોણે ત્રિગ્નોમેટીકલવાળાનો કોઠો છે. અહિં દરીયા કિનારાના એક ભાગને સ્વર્ગબારી કહે છે. આ કિનારા નજીક ગાયકવાડનું આડ બંદર છે. અને ત્યાં ન્હાનાં વ્હાણ તથા હોડકાં પડયાં રહે છે. અહિંથી કોડીનાર ૧॥ ગાઉ થાય છે ત્યાં સુધી સડક છે. ત્યાંથી હેઠા ઉતરી ૦॥ ગાઉ પશ્ચિમે રણછોડજીનું નવું મંદિર છે. જેમાં હાલ રણછોડજી બીરાજે છે. તથા સેવકો અને બીજાં કોળીનાં ૧૦–૧૨ ખોરડાંથી નાના ગામડા જેવું દેખાય છે, રસ્તે બુરાઇ ગયેલી હાલતમાં પણ હાલ તમામ ભાગમાં હયાત ઉભેલો સૂર્યકુંડ આવે છે. તે ૨૦ ક્રમ ચોરસ છે, પગથીયાં ફરતાં ૩ છે. રણછોડજીની જગ્યાના

દરવાજા પૂ. માં તથા પ. માં એમ બે છે. મંદિર ઉત્તરાભિમુખ ૭ પગથીયાંવાળું છે. મંડપ ૧૬ ફુટ ચોરસ ઓરડા જેવો છે, તેમાં સામું નિજમંદિર ૯ ફુટ ચોરસ છે. તેમાં મૂર્તિ આસરે ૩ ફુટની સામી ભીંતે સિંહાસન ઉપર બીરાજે છે. દરિયા કાંઠાનો બંગલો અહિંથી ૬૬૬ ક્રમ છેટો પૂર્વમાં છે."

તા. કઃ–વધુ માટે મ્હારૂં ( રે. મે. શાસ્ત્રી ) "દ્વારાવતી" નામનું નાનું પુસ્તક વાંચવું જેમાં આ મૂળ દ્વારિકાજ સાચી દ્વારકા છે એમ સપ્રમાણ લખ્યું છે.

"**ધામળેજનું ચક્રતીર્થ**"—સૂત્રાપાડેથી ૧૧ાા માઇલ અગ્નિ પૂર્વ વચ્ચે દરીયાકાંઠે ધામળેજ ગામ છે, તેના પ. પાદરમાં ગામના ઝાંપાથી ૪૦–૫૦ ક્રમ છેટે પૌરાણિક ચક્રતીર્થ અથવા વિષ્ણુગયાની જગ્યા છે. તેમાં વચમાં પણ પશ્ચિમને લગતો મ્હોટો કુંડ છે. તેની પ. ભીંત વા પ. વચ્ચે જમીનથી ૧)૩ાા ઉંચા સંવત્ ૧૪૩૭ ના અષાડ વદી ૬ ને શનિના લેખમાં ગુર્જર રાજ્યના મુખ્ય મંત્રી તેજનો પુત્ર રાણા અને તેનો કર્મસિંહ તે પ્રાગ્વટ ( પોરવાડવંશી હોઇને પ્રભાસના રાજા વાજા ભર્મનો મંત્રી હતો ) તેણે આ તીર્થ–વિષ્ણુગયા કુંડનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને સગરાદિત્યનું મંદિર અહિં કરાવ્યું છે. તે નિત્ય મધ્યાહ્ને સોમનાથની પૂજા કરતા. ભર્મરાજાએ પોતાના ભાઇ મેઘના શ્રેય સારૂ એ મંત્રીની સલાહથી "મેઘપુર" ગામ બ્રાહ્મણોને

આપ્યું. આ જગ્યાની ફરતી વાડ છે. અન્દર જતાં પૂર્વ ભાગમાં રણછોડજીનું મંદિર અને સૂત્રાપાડાના માજીવહીવટદાર સ્વ. ભગવાનદાસ ઈન્દ્રજી વૈદ્યના શ્રમથી અને જુનાગઢના નવાબ સાહેબની મદદથી થયેલી નવી ધર્મશાળા છે, તેમાં સંવત ૧૯૪૫ નો લખ છે ચક્રતીર્થનો કુંડ પૂ પ. ૭પાા ઉ દ ૭૭ાા ઉપરના ભાગે અને પાણીની પાસે ૪૮ાા અને ૪૯ાા ફૂટ છે, એટલે લગભગ ચોરસ છે ઉપરની કોર સુધી પાણીની સપાટી સુધી ૧૧ અને પાણી ૦)૧૦ છે. ફરતાં પગથીયાં ૧૦ છે. બધો ભાગ મજબુત પત્થરથી બાધેલો છે. પાણી સ્વચ્છ છે તેમ જમીન પણ કુદરતી પત્થરવાળી છે. આ કુંડનું નામ "ચક્રતીર્થ" (કેમકે તેનું પૌરાણિક ખરૂં નામ તો ભુલાઈ ગયા છે.) પડવાનું કારણ તેના તળીયાના ઇશાન ભાગમાં પાણીને લગતા બાંધકામમાં મ્હોટા મ્હોટા ૩-૪ ફુટના ચક્રાંકિત પત્થરો છે, અને બ્હારના આજુ બાજુના ભાગમાંથી પણ એવા પત્થરો મળે છે તે હશે. આ જગ્યાના બાવા પાસે એક એવો પત્થર છે કે જે કુંડના પાણીમાં મૂકતા તરે છે બુડતો નથી. કુંડની બહાર વા. માં સોમનાથજીનું દેવળ છે. આ ધામળેજ મીઠાની પેદાશ માટે પ્રસિદ્ધ છે, જેનું ઓઠું દઇને મશ્કરીમાં ઓછી બુદ્ધિનાને મીઠાની તાણુને લીધે "ધામળેજ જઇ આવ" એમ કહે છે એકાદશીએ ઉપવાસ કરી ચક્રતીર્થમાં સ્નાન કરી નારાયણનાં દર્શન કરનાર વિષ્ણુપદને પામે છે તેમજ

આ સ્થળે પીળા વસ્ત્રનું દાન દેનાર અને તેનુ માહાત્મ્ય શ્રવણ કરનાર સદ્દગતિને પામે છે એમ તેના માહાત્મ્યમાં છે.

## "આદ્યપુષ્કર કે આદપોકારનું પ્રાચીન સ્થાન."

અહિં આદિનાથની જગ્યા કે જે ગામના પ પાદરમાં પાનેજ છે, તેની જગ્યામા પેસતાજ ડાબે હાથે મદિરની પાસેજ આદીશ્વરનુ મંદિર નાનુ પણ દેખાવડુ અને પુરાણું છે, આ જગ્યામા બીજી ઘણી ખડિત મૂર્તિઓ પડી છે તેમાં કેટલીક સાજી પણ છે, તેમા ૧ પત્થરમા બે ન્હાની ન્હાની સ્ત્રીની મૂતિ છે તેની નાભીમાથી નાલ નીકળીને હેઠે ગયેલી છે, એ શું હશે તે કલ્પાયું નહિ મદિરના ઉપલા ઉંબરનુ ફૂલ સારી કોતરણી વાળુ છે તેમ જૂના મદિરના સ્થભ છજા વગેરે પણ પડયા છે મદિરની હદ તરીકે ૫૦ કમના માપની ફરતી ગડગડીયા પત્થરની વંડી છે જગ્યાની પાછળ નદી તથા તેમા કુડ છે, "(વો. મ્યુ રિ ૧૯૦૬-૭ પૃ. ૪૭) અહિ એક તુટેલી હાલતમા શિલાલેખ છે તેમા પ્રભાસ-પાટણના વાજારાજ વયજલદેવની ખાતર રાણક મંડલિક (સવત્ ૧૩૧૬-૧૩૬૨) ના સૈન્ય સાથે લડતા વીસલસુત કાન્હડ તેના મૃત્યુની (સવત્ ૧૩૫૭ ની) નોધ છે

"સગાળુ"-ઘાટવડ જતા રસ્તામા સગાળુ ગામ આવે છે, અહિં સગાળશા શેઠે કાલને ફાડયો હતો તેથી

આસરે બે વીઘા જેટલી જમીનમા ખડ પણ ઉગતું નથી વગેરે અનેક રીતની દંતકથાઓ છે. ગુગાલશાના જૂના ગાયનો પણ સાભળવા જેવાં છે, એવીજ રીતે છાછર (કોડિનાર) પાસે જગતીયા ગામની સીમમા પણ જમીનમાંથી ગેસ નીકળે છે

## "રુદ્રગયા (ઘાંટવડ)માં રુદ્રેશ્વરનુ પૌરાણિક જૂનું સ્થાન."

રુદ્રગયા, રુદ્રેશ્વર, સર્પની ડેરી અને તેમાં પેસતો પત્થરમા જણાતો સર્પનો લીસોટો, જાંબનો ચાળો, અને જરછી વગેરે જોવાનુ આ સ્થળ છે, આ સ્થળને પુરાણમાં ગોષ્પદ તીર્થ નામે તેની સવિસ્તર કથા સાથે વર્ણવ્યું છે ગામના પૂ. પાદરમા શીંગવડો નદી છે, તેની પ. કિનારે ગામથી ઉત્તરમાં આસરે ૫૦૦ કદમ છેટે રુદ્રેશ્વર મહાદેવની જગ્યા છે તેની પાસે નદીમા બાધેલો કુડ છે, તે રુદ્રગયાનો કુડ કહેવાય છે, અહિં તીર્થસ્નાન, શ્રાદ્ધાદિ થાય છે, નદીના ભાઠોડામાં (ગોષ્પદ-તીર્થ) ગાયની ખરીનો ખાડો તથા દ ભાગમા સર્પ ચાલ્યો ગયો હોય તેવો લીસોટો ઘણા ભાગ સુધી છે, પુરાણમાં રુદ્રગયાની મોટી કથા છે નૃગરાજાને સર્પ થવાનો અહિ શાપ થયો હતો, તે રાજા દેરીવાળા સ્થલના રહેતો હતો તેનો એ લીસોટો છે દેરી પાછળ મ્હોટી ધર્મશાળા છે, પ્રભાસ ક્ષેત્રમા વિષ્ણુ-ગયા, બ્રહ્મ-ગયા અને રુદ્ર-ગયા પિતૃશ્રાદ્ધ કરવાના સ્થળો છે તેમાનુ આ એક રુદ્રગયા છે,

રુદ્રેશ્વરનુ લિંગ સ્વયભૂ છે. તેનો પોઠીયો બહુ મોટો છે. આ સ્થળની પુરાણમાં એવી કથા છે કે "પૂર્વે ભરતખંડના ચક્રવર્તી રાજા પૃથુ મરૂ–મારવાડમા પોતાના બાપે કરેલાં પાપોને લીધે જન્મતાજ ઘણો રોગી જન્મ્યો હતો નારદના ઉપદેશથી તે બધે ઠેકાણે ફરી યાત્રા કરી આવ્યો પણ પાપ મુક્ત થઈ સાજો થયો નહિ છેવટે અહિ રુદ્રગયામા નાહી પિતૃશ્રાદ્ધ કર્યું તેથી તે સાજો થયો." જ ઝીર તથા ઝાબનો આબો ગામથી ઉત્તર વા મા છે, તથા ઉ ઇ મા જ ઝીર નામનો ધોધ ઉંચેથી નદીમા ઉડા ખાડામા પડે છે અને ત્યાથી નીચાણમા પાછા નદીનો પ્રવાહ ચાલતો થઈ ઘાટનડ પાસે નીકળે છે આ ધોધ પડતો હોય ત્યારે ૪૦–૪૫ ફુટ ઉંચેથી ૧૫ ફુટ પહોળાઈમા પડે છે, ત્યા પાણી પડી પડીને એક મ્હોટી કોઠી કે કોઠો થઇ ગયો છે, તે ભરાઇ ગયા પછી, વ્હેણ ચાલતુ થાય છે, એ કોઠી તથા આસપાસનો ભાગ પાણી ભર્યું હોય ત્યારે ઉપરથી જોતા ઘણો ભય કર લાગે છે તો પછી તે જ્યારે ખાલી હોય ત્યારે તે ભય કર લાગે તેમાં શી નવાઇ ? આ ભાગ પૂર્ણ ગીરમા અને ભરપુર ઝાડીમા છે. તે ગામથી ર ગાઉ આસરે વાયુમા છે. ત્યાથી રસ્તામાં ૫ તરફ એક ટેકરા ઉપર પાણીકોઠો છે ત્યાથી પૂ મા ૦ll ગાઉ પછી ઝાબનો આંબો આવે છે તે પણ ગિરમાજ છે, તે અતિ ઘણો મ્હોટો હોઇને જોવા લાયક છે તેના થડનો ઘેરાવ ર૦ા ફુટનો છે, તે ઉંચો ૫૨ ફુટ અને તેનો

ફેલાવો (વ્યાસ) ૧૦૦ ફૂટમાં છે." (વો. મ્યુ. રિ. ૧૯૦૬-૭ પૃ. ૪૭—૯)

## "ઝુંડમાં ગાયત્રીની જગ્યા"

આ જગ્યા સૂત્રાપાડાથી લોઢવા જતાં રસ્તાની ડાબી બાજુ વૃક્ષના ઝુંડમાં છે, લોઢવા ગાયત્રીથી ૦ા ગાઉ છે. ૬ પગથીયાં વાળો છોબંધ ૧૪+૧૬ ફુટનો ચોક છે, મંડપનું બાર પૂર્વમુખ ૪+પાા નું છે. મંડપ ૧૭ા+૧૮ાા અને ઉંચો સ્તંભની પાટ સુધી ૪|૫ છે, નિજમંદિરનું બાર પ| ૫+૩ા નું અને મદિર ૭+૭ાા+૬| ૮નું છે, તેમાં સામા ૧ાા ફૂટ ઉંચા પરઘાર ઉપર ૧ાા ફુટની ગાયત્રીજીની અને બીજી ન્હાની ન્હાની ૪ મૂર્તિઓ છે, કળા પૂરી હોય એવી ૪ પાંખ સિન્દૂરલિપ્ત જુદી પડી છે, તેને લીધે તે પાંખાળી ગાયત્રી કહેવાય છે. બાર પાસે વરાહની અને બારોતર ઉપર નવ-ગ્રહની મૂર્તિઓ છે. આ મંદિરની ઉ. ભૈરવની જગ્યા છે. ઇ. માં વાવ છે ત્યાં ૫ ફુટ લાંબી ગણેશની ઉભી મૂર્તિ છે. તેની પાસે શિવલિંગ તથા હનુમાનજી છે. અ. માં નાગની દેરી છે. નૈ. માં કનકાઇની દેરી અને સામા પડથાર ઉપર છુટી પાંખ છે. નૈ. પ. વચ્ચે ગાયત્રીશ્વર મહાદેવની દેરી છે. વાયુમાં અન્નપૂર્ણાની દેરી છે ત્યાં પણ એક પાંખ છે. યંત્રની પાટ છે. જૂનાગઢનાં માજી સ્વ. દીવાન ઝાલા ગોકુલજી સંપતરામે જીર્ણોદ્ધાર કરાવી મરામત કરાવી છે. કેમકે તેનાં તે કુલદેવી



શ્રી સોમનાથ મહાદેવનું દેવળ–કોડીનાર.

("ઉનેવાળબન્ધુ" (સુરત) ના સૌજન્યથી)